મુંબઇનાં જાણીતાં નરનારીઓનાં ટુંક વૃત્તાંતોનો સચિત્ર સંગ્રહ.

# મુંબઇના મહાશયો.

## પુસ્તક બીજું.

લેખક અને પ્રકાશક.

[illegible] સુંદરજી [illegible], કાવ્યભૂષણ.
રાજકોટ-કાઠિયાવાડ.

कीर्तियस्य स जीवति, કીર્તિવાન માણસો હંમેશાં જીવતાંજ છે.

Fame is imperishable.

સંવત ૧૯૯૬ સને ૧૯૪૦



મુદ્રક:-જાદવજી પિતાંબર ઠક્કર
આનંદ પ્રિન્ટીંગ વર્કસ, દેવકરણ મેન્શન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨.

કિમ્મત રૂપિયા દશ.

# અર્પણ પત્રિકા.



## સ્વ. સર હોરમસજી કાવસજી દીનશાહ એડનવાલા, નાઇટ

એમ વી. ઓ., ઓ. બી. ઇ.

શ્રીમંત માતાપિતાને ત્યાં જન્મ્યા અને લાડકોડમાં ઉછર્યા છતાં બાલ્યાવસ્થા ખડતલ રીતે ગુજારી. હિંદુસ્થાન, લંડન અને પારીસમાં

કેળવણી તથા ધંધાની તાલીમ લીધી. ઉમર લાયક થતાં પિતાની પેઢીમાં પ્રથમ ઉમેદવાર અને પછી ભાગદાર તરીકે જોડાયા. પિતાની પછી પેઢીના વડાનો માનવંતો દરજ્જો શોભાવ્યો. ધંધાની ભારે ખીલવણી કરીને પિતાનું તથા પોતાનું નામ ઉજાળ્યું અને પેઢીની આંટ વધારી તથા દીપાવી. પોર્ટુગલ, સ્પેન અને ઓસ્ટ્રીયા જેવા પશ્ચિમના દેશોના એડન ખાતેના કોન્સલ નિમાવા જેટલો પરદેશીઓનો વિશ્વાસ મેળવ્યો અને તેમના તરફથી સાત તોપની સલામીનું માન મેળવ્યું. હિંદના શહેનશાહ તરફથી સર નાઇટ, એમ. વી. ઓ અને ઓ. બી. ઇ. ના ઇલ્કાબો, પોર્ટુગલના રાજા તરફથી 'નાઇટ કમાન્ડર વીલા વીકાઝો' નો ઇલ્કાબ તથા એબીસીનીયન સરકાર તરફથી ખેતાબો, ચાંદો, સનંદો અને પ્રમાણપત્રો મેળવ્યાં. એડન, લાનોલી અને મુંબઇની પારસી પંચાયતો જેવી પોતાની કોમની મહાન સંસ્થાઓની આગેવાની લીધી, બીજી પણ સંખ્યાબંધ કોમી અને સાર્વજનિક સંસ્થાઓને ઉભી કરી તથા મદદ આપીને ટકાવી રાખી. પોતાના જાતભાઇઓ તરફ અપાર મમતા બતાવી, બની શકયા તેટલાને પોતાની નોકરીમાં રાખ્યા, બની શકયા તેટલાને મદદ આપ્યા કરી. અન્ય કોમના જરૂરીયાતવાળા માણસોને પણ મદદ આપીને, લાખો રૂપિયાની સખાવતો કરીને અને દાન તથા મદદનું ઝરણું સદાય વહેતું રાખીને પોતાના સમયના અજોડ મહાન પુરૂષ તરીકેની નામના મેળવી, યશસ્વી સ્થિતિમાં જન્મ્યા, તેવીજ રીતે આખું જીવન પસાર કર્યું અને તેવીજ સ્થિતિમાં બહેસ્તનશીન થયા. બહેસ્તનશીન થયા પછી પણ જનતા તરફથી, પોતાની કોમ તરફથી અને પોતાના ધર્મગુરૂઓ તરફથી અપાર માન પામ્યા, એવા

# સર હોરમસજી કાવસજી દીનશાહ એડનવાળા

ના અમર આત્માને તેમના અનુકરણીય જીવનની યાદગીરીમાં માન અને પ્રેમપૂર્વક 'મુંબઇના મહાશયો'નું આ પુસ્તક અર્પણ કરવામાં આવે છે.

આ પુસ્તકના કર્તા.

શ્રી વલ્લભજી સુંદરજી કવિ, કાવ્યભૂષણ.



Vallabhaji Sundarji Kavi, Kavyabhushan.

The author.

# નિવેદન.



સને ૧૯૨૦ માં આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થઇ ત્યારે તેને ખૂબ આદર મળ્યો હતો. વર્તમાનપત્રોએ એના સંબંધમાં સરસ અભિપ્રાયો આપ્યા હતા, મુંબઇના તે વખતના ગવર્નરે પણ એક પત્ર લખીને પ્રોત્સાહન આપ્યું હતું અને 'ગુજરાતી ભાષાનાં સારાં પાંચ સો પુસ્તકો'માં તેની ગણત્રી થઈ હતી. વડોદરા રાજ્યની લાઇબ્રેરીઓના આસીસ્ટન્ટ ક્યુરેટર સ્વ. શ્રી મોતીભાઇ અમીને એ પુસ્તકની નકલો સારા પ્રમાણમાં પોતાના હસ્તકની લાઇબ્રેરીઓ માટે ખરીદી હતી અને રૂબરૂ મુલાકાત વખતે એ પુસ્તકની અને એ જાતના પ્રયાસની પ્રશંસા કરીને જણાવ્યું હતું કે આવાં પુસ્તકો વખતો વખત પ્રસિદ્ધ થતાં નથી એટલે વડોદરા રાજ્યનાં બની શકે તેટલાં વધારે પુસ્તકાલયો માટે આ પુસ્તક ખરીદી લેવાની મારી ઇચ્છા છે; કારણ કે ગૃહસ્થોના ઘરોમાં આ પુસ્તક જળવાશે અને વંચાશે તેના કરતાં જાહેર પુસ્તકાલયોમાં તે વધારે સારી રીતે જળવાશે અને વધારે પ્રમાણમાં વંચાશે.

મારા કેટલાક પત્રકાર મિત્રોએ પણ મને વખતોવખત કહેલું કે તમારૂં પુસ્તક અમારી ખૂબ સેવા બજાવે છે, અને અમારી ઘણી મહેનત અને ખર્ચ બચાવે છે. પ્રતિષ્ટિત વ્યક્તિના જીવનમાં નોંધવા જેવો બનાવ બને છે, ત્યારે તમારા પુસ્તકમાંની હકીકતનો અમે ઉપયોગ કરીએ છીએ.

આ પુસ્તકની નવી આવૃત્તિ કાઢવાની માગણી ત્યારપછી વખતોવખત કરવામાં આવતી, પણ એ પ્રવૃત્તિમાં ઓતપ્રોત થયા વગર થઇ શકે એવું એ કામ ન હોવાનો મારો અનુભવ

હોવાથી, અને એવી અનુકૂળતા મને નહિ હોવાથી હું નવી આવૃત્તિની પ્રવૃત્તિ કરી શકતો નહોતો.

ઇશ્વરકૃપાથી મારી પ્રવૃત્તિઓને અમુક અંશે સંભાળી શકે એટલી ઉમરે મારા બે પુત્રો પહોંચ્યા હતા, પણ સંવત ૧૯૯૩ ના અષાડ વદ ૧૪ ના રોજ મારો તેજસ્વી ન્હાનો પુત્ર નરોત્તમ પંદર વરસની ઉંમરે સ્વર્ગવાસી થતાં હું પાછો શાન્ત થઇ ગયો હતો. ત્યાર પછી સંવત ૧૯૯૫ ની શરૂઆતમાં મારા મોટા પુત્ર શ્રી પ્રાણજીવને મારી પ્રવૃત્તિઓ સંભાળવાની હિંમત બતાવતાં મેં આ કામ શરૂ કર્યું અને ઇશ્વરકૃપાથી આજે તે પુરૂં થયું છે.

આ પુસ્તકમાં મુંબઈનાં બની શક્યાં તેટલાં જાણીતાં નર નારીઓનાં જીવનચરિત્રો અને છબીઓનો સમાવેશ કરેલો છે.

આવાં પુસ્તકો સંપૂર્ણ હોઇજ ન શકે, એટલે આ પુસ્તક પણ સંપૂર્ણ હોવાનો મારો દાવો નથી, તો પણ મુંબઇનાં જાણીતાં નરનારીઓના મોટા ભાગનાં જીવનચરિત્રો અને છબીઓ આ પુસ્તકમાં જોવામાં આવશે.

આ પુસ્તકમાં પ્રસિધ્ધ કરવા માટે પોતાનાં જીવનચરિત્રો અને છબીઓ વખતસર મોકલાવી આપવાની જાહેર વિનંતિ મુંબઇનાં જાણીતાં નરનારીઓને, મુંબઇનાં જાણીતાં વર્તમાન-પત્રો, જામે જમશેદ, સાંજ વર્તમાન, મુંબઇ સમાચાર, જન્મભૂમિ, હિંદુસ્થાન પ્રજામિત્ર, કયસરે હિંદ, ગુજરાતી, દેશી વેપારી ચેમ્બરનું માસિક અને ભાટીયા યુવક દ્વારા સાર્વજનિક રીતે અને વિનંતિપત્રોથી વ્યક્તિગત રીતે કરવામાં આવી હતી, તેમજ જેમનાં આમંત્રણો આવેલાં, જેમના સંબંધમાં ભલામણ કરવામાં આવેલી અને જેમની પાસે જવાની જરૂર જણાયેલી તેવી વ્યક્તિઓની પાસે હું જાતે પણ ગયો હતો.

૧૯૩૯ ના માર્ચથી ડીસેમ્બર સુધી આ પુસ્તક માટે લખાણુ અને છબીઓ મેળવવાનું તથા તે છપાવવાનું ચાલુ રહ્યું હતું, તે દરમ્યાન બની શકી તેટલી વ્યકિતઓની હકીકત અને છબીઓ મેળવવા મેં શકય પ્રયાસો કર્યા હતા.

જે વ્યક્તિ મારા ધ્યાન બહાર રહી ગઈ હશે, જે મુંબઈમાં હાજર નહિ હોય, અથવા મળી શકી નહિ હોય, જેણે આ કામમાં રસ બતાવ્યો નહિ હોય અથવા આ પ્રકાશનને ઉત્તેજન આપવાની આનાકાની કરી હશે તેવી વ્યક્તિઓનાં જીવનચરિત્રો અને છબીઓ આ પુસ્તકમાં નહિ હોય, જે બદલ તેઓની હું માફી માગું છું. ધ્યાન બહાર રહી ગયેલી વ્યક્તિઓ તરફ મારૂં ધ્યાન ખેંચવામાં આવશે અને આ આવૃત્તિમાં ગમે તે કારણે રહી ગયેલી વ્યક્તિઓ પોતાની હકીકત અને છબીઓ નવી આવૃત્તિ માટે મોકલી આપશે તો નવી આવૃત્તિ આના કરતાં વધારે સંપૂર્ણ થશે.

જીવનચરિત્રનું સાહિત્ય આપણે ત્યાં હજુ ઉછરતું છે, જીવનચરિત્રોનાં પુસ્તકો થોડા પ્રમાણમાં છે, અને આવાં સામુદાયિક જીવનચરિત્રોનાં પુસ્તકો તો ગણ્યાંગાંઠ્યાંજ છે, એટલે આવાં પુસ્તકોમાં વધારે સહકાર આપવાની સહુની ફરજ છે. એ ફરજની અવગણના કરનાર, તટસ્થ રહેનાર કે બેદરકારી બતાવનાર આ જાતનાં ઉગતાં સાહિત્યને ભારે નુકશાન કરે છે.

આ જાતના પુસ્તકો અતિ ખર્ચાળ અને અતિ મહેનતવાળાં છે. કેટલાક કિસ્સામાં તો મહેનત અને ખર્ચ કરવા છતાં તે નિષ્ફળ નિવડે છે અને ગ્રંથકારને ઘણી રીતે નુકશાન કરે છે, એટલે આવાં કામ કરનારાઓ તરફ સહુએ વધારેમાં વધારે સહાનુભૂતિ રાખવાની જરૂર છે.

મુંબઇનાં જાણીતાં નરનારીઓને લગતી માહેતી મેળવવાનું, ખાસ કરીને ગુજરાતી જાણનારાં નરનારીઓ માટે આ એક સર્વોત્તમ સાધન છે, એટલે એ રીતે આ પુસ્તકના પ્રકાશનનું સાર્થક છે. ભવિષ્યના કોઇ ઇતિહાસકાર કે ગ્રંથકારને પણ અમુક વિગતો માટે આ પુસ્તક કોઇ વખત ઉપયોગી થઇ પડવાનો સંભવ છે.

પુસ્તકનું કામ પુરૂં થવા આવ્યું ત્યારે જેમણે પોતાની હકીકત તથા છબીઓ મોકલાવેલી, અથવા મોકલવાની ઇચ્છા જાહેર કરેલી, તેમની ઇચ્છા, પુસ્તકની પ્રસિદ્ધિમાં ઢીલ ન થાય એટલા માટે હું સંતોષી શક્યો નથી તે બદલ તેમની માફી માગું છું હવે પછીની આવૃત્તિ વખતે તેઓ તે વેલાસર મોકલાવી આપશે એવી આશા રાખું છું.

પરમ પૂજ્ય ભક્તરાજ શ્રી હરિદાસજી મહારાજ, શ્રી વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, શ્રી વલ્લભદાસ તન્ના, સૌ. શ્રી અમૃત બ્હેન તન્ના, શ્રી પ્રતાપરૉય ત્ર્યંબકલાલ વૈદરાજ, શ્રી શામળદાસ ગાંધી, શ્રી જયસુખલાલ મ્હેતા, શ્રી શેઠીયા બ્રધર્સ, શ્રી શિવદાસ ચાંપસિંહ, શ્રી મૂળરાજ કરસનદાસ, શ્રી ભવાનીદાસ મોતીવાળા, શ્રી લક્ષ્મીનારાયણ વૈદ્ય, શ્રી માવજી શેઠ, શ્રી નંદલાલ છગનલાલ સોલીસીટર, કયસરે હિંદના મેનેજર શ્રી ડોસાભાઇ ગોળવાળા, શ્રી અનંતપ્રસાદ રૂપશંકર વસાવડા, શ્રી જાદવજી પિતાંબર ઠક્કર અને શ્રી દિવાળી બ્હેન રાઠોડ વિગેરે વ્યક્તિઓ અને જામે જમશેદ, સાંજ વર્તમાન, મુંબઇ સમાચાર, જન્મભૂમિ, હિંદુસ્થાન પ્રજામિત્ર, કયસરે હિંદ, ગુજરાતી, ઇન્ડીયન મર્ચંન્ટસ ચેમ્બર અને ભાટીયા યુવક વિગેરે પત્રોએ પોતપોતાની રીતે મને આપેલ સહકાર તથા બતાવેલ લાગણી બદલ હું તેમનો આભારી છું.

વલ્લભજી સુંદરજી કવિ.

કાવ્ય ભૂષણ.

# અનુક્રમણિકા.



## વિભાગ પહેલો—પ્રમુખો અને પ્રધાનો.



## વિભાગ બીજો—બેરોનેટ્સ સર નાઇટ્સ અને લેડીઝ.

## વિભાગ ત્રીજો—ન્યાય ખાતું.

## વિભાગ ચોથો—સુપ્રસિદ્ધ સ્ત્રીઓ.

## વિભાગ પાંચમો—વેપારીઓ, ધારાશાસ્ત્રીઓ, વૈદ્ય ડાક્ટરો, દલાલો, પત્રકારો વિગેરે.

Government House, Mahableswar.

No. 48-36. 15th May 1920.

Mr. Vallabhaji Sundarji Kavi, Bombay.

I am to add that His Excellency has read your biographical notices with interest.

Yours faithfully,

(Sd.) C. G. Adam.

Private Secretary to the Governor of Bombay.



His Excellency Sir Roger Lumly. G. C. I. E, D. L.
Governer, Bombay. (મુંબઇના ગવર્નર.)

# મુંબઇના મહાશયો.

# Citizens of Bombay.

## વિભાગ પહેલો—Section First.

## પ્રમુખો અને પ્રધાનો.

**Hon. the President, Hon. the Speaker and Hon. the Ministers.**

## ઑનરેબલ શ્રીયુત મંગળદાસ મંછારામ પકવાસા.

બી. એ., એલ. એલ. બી., સોલીસીટર.

પ્રમુખ, લેજીસ્લેટિવ કાઉન્સીલ, મુંબઈ.



**The Honourable Mr. Mangaldass Manchharam Pakvasa.**

**B. A., L. L. B., Solicitor.**

President, Bombay Legislative Council.

ઑનરેબલ શ્રી. પકવાસા ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૮૨ ના મે માસની ૭ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના પિતાની આર્થિક સ્થિતિ ગરીબ હતી, અને તેઓ બી. બી. સી. આઇ. રેલ્વેમાં સામાન્ય નોકર હતા.

શ્રી. પકવાસાના પિતાને ત્રણ ચાર વરસ નોકરીને અંગે અજમેરમાં રહેવું પડેલું, એટલો સમય બાદ કરતાં બાલ્યાવસ્થાનો બાકીનો સમય શ્રી. પકવાસાએ મુંબઇમાંજ પસાર કરેલો.

શ્રી. પકવાસાએ બુદ્ધિવર્ધક શાળામાં ગુજરાતી, અને ગોકળદાસ તેજપાલ મિડલ સ્કૂલ તથા એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લઇને સને ૧૮૯૮ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી, ત્યાર પછી વધુ અભ્યાસ માટે એલ્ફીસ્ટન કૉલેજમાં જોડાયેલા અને સને ૧૯૦૨ માં બી. એ. ની પરીક્ષા સેકન્ડ કલાસમાં પસાર કરેલી. મેટ્રિકથી બી. એ. સુધીના અભ્યાસ દરમ્યાન, ચાર વરસ સુધી તેમને માસિક સ્કૉલરશીપ મળતી હતી. બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી કાયદાનો અભ્યાસ કરવા માટે તેઓ ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં દાખલ થયા હતા, અને સને ૧૯૦૪ માં એલ. એલ બી. ની પરીક્ષા પહેલા કલાસમાં પસાર કરી, હિન્દુ લૉમાં 'આર્નોલ્ડ સ્કૉલરશીપ' મેળવી હતી. એમની કૉલેજની કારકીર્દિ ઝળકતી હતી. સને ૧૯૦૭ માં તેમણે સોલીસીટરની પરીક્ષા પસાર કરી હતી.

સને ૧૯૦૭ના એપ્રીલમાં સોલીસીટરની પરીક્ષા પસાર કરીને જુન માસમાં તેઓ મેસર્સ મીરઝાં અને મીરઝાંની સોલીસીટરની પેઢીમાં ભાગદાર તરીકે જોડાયા હતા, જ્યાં સને ૧૯૨૧ સુધી

કામ કર્યાં પછી તેઓ મેસર્સ માધવજી એન્ડ કંપનીની સોલી-સીટરની પેઢીમાં જોડાયા હતા.

સને ૧૯૩૦ માં સવિનયભંગની લડત શરૂ થતાં તેમાં તેમણે ભાગ લીધો હતો. સને ૧૯૩૨ માં ફરીથી લડતમાં તેમણે ભાગ લીધો હતો. એ વરસના જુલાઇ માસમાં તેમની ધરપકડ કરીને બે મહિના અટકમાં રાખવામાં આવ્યા પછી, તેમને એક વર્ષની જેલની સજા કરવામાં આવી હતી.

શ્રી પકવાસા સને ૧૯૩૫ માં પોતાના મોટા પુત્ર શ્રી. અરવિંદની સાથે છ માસ માટે જગતના પ્રવાસે નિકળ્યા હતા, અને યુરોપ, અમેરીકા, ચીન, જાપાન, સીંગાપોર તથા સીલોનનો પ્રવાસ કર્યો હતો. તેમણે હિંદનો પ્રવાસ પણ કર્યો હતો.

સને ૧૯૩૭ માં ભરૂચ, પંચમહાલ અને સુરત તરફના પ્રતિનિધિ તરીકે તેઓ મુંબઇની ધારાસભામાં ચુંટાયા હતા, અને તેજ વરસના જુલાઇ માસમાં તેઓ મુંબઇ લેજીસ્લેટિવ કાઉન્સીલના પ્રમુખ સર્વાનુમતે ચુંટાયા હતા, ત્યારથી તેઓ એ હોદ્દો ભોગવે છે. કાઉન્સીલના પ્રમુખ તરીકે તેમની ચુંટણી થવાથી, તા. ૧-૮-૩૭ થી તેમણે ધંધામાંથી નિવૃત્તિ લીધી છે.

શ્રી પકવાસા, શ્રી કસ્તુરબાઇ સેવાશ્રમના એક ટ્રસ્ટી, મુંબઇની હિન્દુ સ્મશાનભૂમિના એક સેક્રેટરી અને અખિલ ભારત ચરખા સંઘ તથા અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘના કાયદાના સલાહકાર છે.

શ્રી. પકવાસાનો સ્વભાવ નિરાડંબરી અને નિરાભિમાની જણાય છે. પ્રમુખની દમામદાર ખુરશીને સાદા માણસો પણ શોભાવી શકે છે, તેનું ગૌરવ જાળવી શકે છે, વધારી શકે છે અને પ્રતિભા પણ પાડી શકે છે એ હકીકત તેમનું પ્રમુખ પદ પુરવાર કરે છે.



## ઑાનરેબલ શ્રીયુત ગણેશ વાસુદેવ માવલંકર.

બી. એ., એલ. એલ.બી.

સ્પીકર, લેજીસ્લેટિવ એસેમ્બ્લી, મુંબઇ.



**The Honourable Mr. Ganesh Vasudev Mavalankar.**

**B. A., L. L. B.**

Speaker, Bombay Legislative Assembly.

ઑનરેબલ શ્રીયુત ગણેશ વાસુદેવ માવલંકર ન્યાતે દક્ષિણી કહ્‌ાડા બ્રાહ્મણ છે. એમનો જન્મ સને ૧૮૮૮ ના નવેમ્બરની ૨૬ મી તારીખે વડોદરામાં થયો હતો.

એમના વડિલો દક્ષિણમાંથી સને ૧૭૬૦-૬૫ ના અરસામાં ગુજરાતમાં આવેલા. તેઓ પ્રથમ બોરસદમાં રહેલા. ત્યાંથી સને ૧૭૯૦ ના અરસામાં અમદાવાદમાં જઇને વસેલા, ત્યારથી તેમના વંશજો આજ સુધી અમદાવાદમાં વસે છે. રત્નાગીરી જીલ્લામાં માવલંગે નામનું ગામ છે ત્યાંના વતની તે માવલંગેકર; અને માવલંગેકરનું અપભ્રંશ માવલંકર. તેમના વડિલોને સરદેશાઇનું વતન હતું તેથી સરદેશાઈ નામે પણ તેઓ ઓળખાતા.

તેમના પ્રપિતામહ રા. બ. નરસો લક્ષ્મણ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીમાં નોકર હતા. ત્યાં તેમણે માસિક સાત રૂપિયાના પગારની નાની જગ્યાથી શરૂઆત કરી હતી અને માસિક સાત સો રૂપિયાના પગારની તેમજ વડોદરાના આસીસ્ટન્ટ રેસીડન્ટની જગ્યા સુધી સને ૧૮૪૦-૪૫ માં પહોંચ્યા હતા. ઇસ્ટ ઇન્ડીઆ કંપની તરફથી તેમની નોકરીના બદલામાં તેમને ત્રણ પેઢી સુધી બે ગામ ઇનામમાં આપવામાં આવ્યાં હતાં.

એમના પિતામહ શ્રીયુત કેશવ નરસો, શ્રી દાદાભાઇ નવરોજજીના સહાધ્યાયી હતા, અભ્યાસ દરમ્યાન તેમણે સોનાનો ચાંદ મેળવ્યો હતો. તેઓ કોલ્હાપુરના રાજકુમારના ખાનગી શિક્ષક હતા, ત્યાર પછી વાંસદાના દિવાન નિમાયા હતા અને પછી મુંબઇના સેક્રેટરીએટમાં રેવન્યુ ડીપાર્ટમેન્ટના સુપ્રીન્ટેન્ડેન્ટ નિમાયા હતા.

એમના પિતા શ્રીયુત વાસુદેવ કેશવ એલ. એલ. બી.

હતા અને અમદાવાદમાં વકીલાત શરૂ કર્યો પછી તરતજ તેમણે સરકારી નોકરી લીધી હતી. સને ૧૮૯૩–૯૪ માં તેઓ ગોધરાના સબ જજ નિમાયા હતા. ત્યારપછી દક્ષિણમાં કેટલેક ઠેકાણે નોકરી કર્યા બાદ તેઓ સને ૧૯૦૪ માં ન્હાની ઉમરે સ્વર્ગવાસી થયા હતા.

શ્રી માવલંકર અંગ્રેજી પાંચ ધોરણ સુધી કોકણમાં ભણ્યા પછી અમદાવાદ ગયા હતા, જ્યાંની ગવર્નમેન્ટ હાઇ સ્કૂલમાંથી સને ૧૯૦૪ માં તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. સને ૧૯૦૮ માં ગુજરાત કૉલેજમાંથી બી.એ. ની પરીક્ષા પસાર કરી હતી. સને ૧૯૦૯ માં તેઓ એ કૉલેજના દક્ષિણા ફેલો નિમાયા હતા.

શ્રી માવલંકરે સને ૧૯૧૧ માં પહેલી એલ. એલ. બી. ની પરીક્ષા આખી યુનીવર્સિટીમાં પહેલે નંબરે પસાર કરી હતી. અને ૧૯૧૨ માં એલ. એલ. બી. ની બીજી પરીક્ષા પસાર કરીને સને ૧૯૧૩ માં અમદાવાદમાં તેમણે વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો.

શ્રી માવલંકર શરૂઆતથીજ રાષ્ટ્રવાદી હતા. સને ૧૯૧૫ માં મહાત્મા ગાંધીજીએ અમદાવાદમાં સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરતાં, શ્રી માવલંકર વખતો વખત ત્યાં જતા હતા. જેના પરિણામે તેમના રાષ્ટ્રવાદને જોમ મળ્યું હતું. સને ૧૯૧૬ માં તેઓ ગુજરાત સભાના મંત્રી ચુંટાયા હતા.

સને ૧૯૧૭ માં ગાંધીજીએ ખેડા જીલ્લામાં ઉપાડેલી નાકરની લડતમાં શ્રી માવલંકર જોડાયા હતા, અને તેમણે એ લડતમાં કામ કર્યું હતું. એ લડતની દોરવણી મહાત્મા ગાંધીજી કરતા હતા.

સને ૧૯૧૮ માં ઇન્ફલુએન્ઝા સંકટ નિવારણનું અને સને ૧૯૧૯ માં દુષ્કાળ સંકટ નિવારણનું કામ તેમણે ગુજરાત સભા તરફથી કર્યું હતું. સને ૧૯૨૭ માં રેલ સંકટ નિવારણ સમિતિના તેઓ મંત્રી નિમાયા હતા.

સને ૧૯૧૯ માં તેઓ અમદાવાદ મ્યુનીસીપાલીટીના સભ્ય ચુંટાયા હતા, જે જગ્યા પર તેઓ સને ૧૯૨૨ (મુદત પુરી થતાં) સુધી રહ્યા હતા. સને ૧૯૨૫ માં તેઓ ફરીથી ચુંટાયા હતા, અને ૧૯૨૮ માં મતભેદના કારણે રાજીનામું આપ્યું હતું. સેનીટરી અને લીગલ કમિટિના તેઓ પ્રમુખ હતા. સને ૧૯૩૦ માં તેઓ મ્યુનીસીપાલીટીના પ્રમુખ (સને ૧૯૩૩ સુધી) ચુંટાયા હતા.

સને ૧૯૨૧ માં અમદાવાદ મુકામે મળેલી ૩૬ મી મહાસભાની બેઠકના તેઓ એક જનરલ સેક્રેટરી હતા, ગુજરાત પ્રાંતીય કોંગ્રેસ સમિતિના તેઓ પહેલા જનરલ સેક્રેટરી હતા.

નાગપુર મહાસભાના ઠરાવને માન આપીને સને ૧૯૨૧ માં તેમણે વકીલાતનો ધંધો બંધ કર્યો હતો, જે બે વર્ષ પછી સને ૧૯૨૩ માં પાછો ચાલુ કર્યો હતો.

સને ૧૯૨૮ માં તેઓ યુરોપની મુસાફરીએ ગયા હતા, જ્યાંથી પાછા ફર્યા પછી ૧૯૩૦ ની લડતમાં રાણપુર તપાસ સમિતિના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. એ કીસ્સામાં તેમને બે માસની સખત જેલ અને પાંચ સો રૂપિયા દંડની સજા થઇ હતી, પણ દોઢેક મહિના પછી હાઇ કોર્ટના ચુકાદાના આધારે તેઓ મુક્ત થયા હતા.

સને ૧૯૩૩ માં 'ઇમર્જન્સી પાવર્સ એક્ટ' ના આધારે એમની ધરપકડ કરીને તેમને રત્નાગીરીમાં નજરકેદ કરવામાં

આવ્યા હતા, જ્યાંથી પંદર મહિના બાદ તેમનો છુટકારો થયો હતો. તેમના જેલનિવાસ દરમ્યાન મ્યુનીસીપાલીટીમાં તેમની ચુંટણી થયેલી. છુટીને મ્યુનીસીપાલીટીમાં હાજર થતાં તેઓ ઉપપ્રમુખ ચુંટાયેલા, અને પછી પ્રમુખ ચુંટાયેલા.

શ્રી માવલંકર અમદાવાદના એક આગેવાન શહેરી ગણાય છે અને અમદાવાદના તેમના વસવાટને લઇને ત્યાંની ઘણી ખરી સંસ્થાઓની સાથે તેઓ સંબંધ ધરાવે છે, તેઓ ગુજરાત વર્નાકયુલર સોસાયટીના સભ્ય, અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની મેનેજીંગ કમિટિના સભ્ય, બ્રહ્મચારીની વાડી ટ્રસ્ટના પ્રમુખ, અને હરિજન આશ્રમ તથા લૉ સોસાયટીના ટ્રસ્ટી છે.

સને ૧૯૩૭ માં અમદાવાદ શહેર તરફથી મુંબઇની ધારાસભાના સભ્યપદ માટે તેમણે ઉમેદવારી કરી હતી અને તેમાં તેઓ ચુંટાયા હતા. એજ વરસના જુલાઇ માસમાં તેઓ મુંબઇની લેજીસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર તરીકે ચુંટાયા છે, જે માનવંતો હોદ્દો તેઓ ત્યારથી ભોગવે છે.

શ્રી માવલંકર લેખક પણ છે, અને તેમણે વર્તમાન પત્રોમાં કેટલાક લેખો લખેલા છે. લખવામાં અને બોલવામાં તેઓ ગુજરાતી ભાષાનો ઉપયોગ કરે છે તે એટલી બધી શુદ્ધ છે કે એથી આપણે તાજુબ થઇ જઇએ છીએ.

શ્રી માવલંકરનાં લગ્ન બે વખત થયેલાં છે. તેમનાં પહેલાં સ્ત્રી એક પુત્રી મુકીને ગુજરી ગયા પછી તેમણે કરેલાં બીજાં લગ્નથી તેમને ચાર બાળકો છે.

શ્રી માવલંકરનો સ્વભાવ હસમુખો અને મળતાવડો છે. એમનો દેખાવ પ્રભાવશાળી છે. એમનો પહેરવેશ તદ્દન સાદો છે. સ્પીકર જેવા હોદ્દા પર હોવા છતાં એમને મળનાર એમના

નિરાભિમાનપણાનો અનુભવ કરી શકે છે.

એમના સંબંધમાં કોઇએ કહ્યું છે કે:—

"He is intrinsically the weightiest Speaker of his time, neither the frenzy of debates nor the passion of the House affect him. It is this detached outlook that gives his words the stamp of authority. It imposes a muzzle on the House. So, he is born to the Wig and Robes."

મહાસભાએ હોદ્દા સ્વીકારવાનું નક્કી કર્યા પછી, મુંબઈની ધારાસભાના પહેલા સ્પીકર થવાનું માન શ્રી માવલંકરને મળ્યું છે, જેને તેઓ ખરેખર લાયક છે. ગમે તેવો મોટો હોદ્દો સંભાળવામાં ડોળ કે તુંડમિજાજની નહિ, પણ, જ્ઞાન, અનુભવ અને એવા બીજા સદ્‌ગુણોની જરૂર છે એમ તેમણે સાબિત કરી આપ્યું છે. એમનાં એ પગલાંને બીજાઓ પણ અનુસરે અને એમની કારકીર્દિ હજુ વધુ ઉજ્જવળ નિવડે એવું આપણે ઇચ્છીએ.



## ઑનરેબલ શ્રીયુત બાલ ગંગાધર ખેર.

બી. એ., એલ. એલ. બી., સોલીસીટર.

વડા પ્રધાન, મુંબઈ.



**Honourable Mr. Bal Gangadhar Kher.**

B. A., L. L. B, Solicitor.

Prime Minister, Bombay.

મુંબઈ સરકારના હાલના વડા પ્રધાન નામદાર બાલ ગંગાધર ખેરનું નામ સાંભળીને ઘણાં માણસોને સ્વ. મહારાષ્ટ્રકેશરી બાલ ગંગાધર તીલક મહારાજ યાદ આવી જાય છે. શ્રી બાલગંગાધર ખેર શ્રી બાલ ગંગાધર તીલક તો નથીજ, પરંતુ બંનેનાં નામ મળતાં છે, અને તેની પાછળ થોડો ઇતિહાસ છે.

શ્રી ખેરના પિતા, શ્રી ગંગાધરરાવ, તીલક મહારાજના પ્રશંસક હોવાથી, તેમની ઇચ્છા પોતાના એકનાએક પુત્રનું

નામ તેમના નામ પર રાખવાની થતાં, એ નામ પાડવામાં આવેલ છે.

શ્રી ખેર ન્યાતે કહ્રાડા બ્રાહ્મણ છે. એમનો જન્મ સને ૧૮૮૮ ના ઑગષ્ટની ૨૪ મી તારીખે રત્નાગીરીમાં થયો હતો.

અભ્યાસની શરૂઆત તેમણે પુનામાં કરી હતી. અને સને ૧૯૦૨ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. ત્યાર પછી તેઓ મુંબઇની વીલ્સન કૉલેજમાં જોડાયા હતા અને ૧૯૦૬ માં બી. એ. ની પરીક્ષા સંસ્કૃતમાં પ્રતિષ્ટા સાથે પસાર કરી હતી અને ભાઉ દાજી ઇનામ મેળવ્યું હતું. તે પહેલાં તેમણે શેઠ વરજીવનદાસ માધવદાસ સ્કૅાલરશીપ પણ મેળવી હતી. સને ૧૯૦૮ માં તેમણે એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી હતી.

સને ૧૯૧૨માં તેઓ યુરોપ અમેરીકાની મુસાફરીએ ગયા હતા, જ્યાંથી પાછા આવ્યા ત્યારે તેમની આર્થિક સ્થિતિ સાવ નબળી હતી, અને માત્ર બે રૂપિયાની મુડીથી તેમને શરૂઆત કરવાની હતી. એ સ્થિતિમાં તેમણે ' એક ડબલ ગ્રેજ્યુએટને નોકરી જોઇએ છે.' એવી જાહેરખબર વર્તમાનપત્રોમાં આપી. જસ્ટીસ બીમનની આંખો એ અરસામાં નબળી થઇ ગયેલી હોવાથી તેમને એક એવા માણસની જરૂર હતી. તેમનું ધ્યાન શ્રી ખેરની જાહેર ખબર તરફ ખેંચાયું અને પરિણામે શ્રી ખેરની તેમના સેક્રેટરી તરીકે નિમણુંક થઇ. સને ૧૯૧૬ માં શ્રી ખેરને તેમની સાથે પરદેશની મુસાફરીએ જવાનું થયું.

પરદેશથી પાછા આવ્યા પછી શ્રી ખેર શ્રી મણીલાલ નાણાવટીની સાથે સોલીસીટરની પેઢીમાં જોડાયા, જે પેઢીમાં તેઓ મુંબઇ સરકારના વડા પ્રધાન થયા ત્યાં સુધી કામ

કરતા હતા. એ પેઢી 'મણીલાલ, ખેર અને અંબાલાલ'ના નામથી ઓળખાતી.

એ અરસામાં શ્રી ખેર સમાજસેવાનાં કાર્યોમાં ભાગ લેવા લાગ્યા અને પછી રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાનું પણ શરૂ કર્યું. સમાજ સેવક તરીકેની તેમની કારકીર્દિને લઇને રાજદ્વારી ક્ષેત્રમાં તેઓ જલદી આગળ આવી શક્યા. તેમના રાજદ્વારી જીવનની ખરી શરૂઆત સને ૧૯૨૨ માં થઇ.

'સ્વરાજ્ય પાર્ટી'ના સેક્રેટરી તરીકે અને 'બારડોલી તપાસ સમિતિ'માં તેમણે કામ કર્યું. 'અસ્પૃશ્યતા નિવારણ સમિતિ'ના તેઓ સભ્ય અને 'મહારાષ્ટ્ર હરિજન સેવક સંઘ'ના તેઓ પ્રમુખ હતા. 'શ્રદ્ધાનંદ આશ્રમ', 'બૉમ્બે લૉ જર્નલ' 'નેશનલ કાઉન્સીલ' અને 'સીવીલ લીબર્ટીઝ યુનીયન'ની સાથે પણ તેમને સંબંધ હતો.

શ્રી. ખેર એક આગેવાન મહાસભાવાદી હોવાથી સને ૧૯૩૦ ના સત્યાગ્રહ વખતે મીઠાનો કાયદો તોડવામાં તેમણે ભાગ લીધો હતો, જેને લઇને તેમની ધરપકડ થઇ હતી. સને ૧૯૩૨ માં તેમની ફરીથી ધરપકડ થઇ હતી અને બે વરસની જેલની સજા થઇ હતી.

સને ૧૯૩૭ માં, મહાસભાએ હોદ્દા સ્વીકારવાનું નક્કી કરવાથી, શ્રી. ખેરની ચુંટણી મુંબઇ ઇલાકાના પ્રધાનમંડળમાં થઇ, અને ત્યારથી તેઓ વડા પ્રધાનનો માનવંત હોદ્દો ભોગવે છે.

વડા પ્રધાનના હોદ્દા પર આવ્યા પછી શ્રી. ખેરની કામ કરવાની રીતથી અને તેઓ જે જહેમત ઉઠાવે છે તેથી તેઓ લોકપ્રિય થઇ શક્યા છે. વડા પ્રધાન તરીકેની તેમની કારકીર્દિ યશસ્વી છે.



# ઑનરેબલ શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી.

બી. એ., એલ. એલ. બી., એડવોકેટ.

ગૃહસચિવ મુંબઇ.



**The Honourab'e Mr. Kanaiyalal Maneklal Munshi.**

B. A., L. L. B., Advocate.

Home and Legal Minister, Bombay.

શ્રી કનૈયાલાલ મુનશી ન્યાતે ભાર્ગવ બ્રાહ્મણ છે. એમનો જન્મ સને ૧૮૮૭ ના ડીસેમ્બરની ૨૯ મી તારીખે ભરૂચમાં થયો હતો.

એમના સ્વ. પિતાશ્રી માણેકલાલ નરભેરામ મુનશી સરકારી નોકર હતા અને પોતાના વતન ભરૂચમાંજ ડેપ્યુટી કલેક્ટર તથા ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટના હોદ્દા તેમણે ભોગવ્યા હતા. તેઓ સને ૧૯૦૧ માં સ્વર્ગવાસી થયા હતા.

શ્રી મુનશીની બાલ્યાવસ્થા સુરતમાં વ્યતીત થયેલી અને અભ્યાસની શરૂઆત એમણે વડોદરામાં કરેલી. સને ૧૯૦૧ માં મેટ્રિકની અને સને ૧૯૦૬ માં બી. એ. ની પરીક્ષાઓ પસાર કર્યા પછી, કાયદાના અભ્યાસ માટે તેઓ મુંબઈની ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં દાખલ થયેલા અને ૧૯૧૦ માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરેલી. કૉલેજની તેમની કારકીર્દિ ઉજ્જવળ હતી અને અભ્યાસ દરમ્યાન કેટલાંક ઇનામો તેમણે મેળવ્યાં હતાં.

એડવોકેટની પરીક્ષા પસાર કર્યા પછી તેમણે વકીલ તરીકે ધંધાની શરૂઆત કરી હતી. શરૂઆતમાં બહુ કામ નહિ હોવાથી પુરસદનો વખત જ્ઞાતિસુધારાનાં કાર્યોમાં, જાહેર અને રાજદ્વારી પ્રશ્નોના અભ્યાસમાં અને સાહિત્ય વ્યવસાયમાં તેમણે ગાળ્યો હતો. ભરૂચમાં દાદાભાઇ લાઇબ્રેરી સ્થાપીને તેના પ્રમુખ થયા હતા, જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે કેળવણી ફંડ સ્થાપવામાં મદદ કરી હતી, જ્ઞાતિના પત્ર 'ભાર્ગવ' ના તંત્રી થયા હતા, 'જ્ઞાતિપત્ર વાર્ષિક' ના સહતંત્રી તરીકે કામ કર્યું હતું. 'નવજીવન અને સત્ય' માસિકના સહયોજક બન્યા હતા, અને શ્રી જમનાદાસ દ્વારકાદાસની સાથે સને ૧૯૧૫ માં 'યંગ ઇન્ડીયા' માં પણ જોડાયા હતા.

ત્યાર પછી તેમણે 'ઘનશ્યામ' ની સંજ્ઞાથી 'પાટણની પ્રભુતા' નામનું 'ગુજરાતી' ની ભેટનું પુસ્તક લખ્યું હતું. સુપ્રસિધ્ધ 'વીસમી સદી' માસિકમાં તેમણે 'પૃથ્વી વલ્લભ' અને 'ગુજરાતનો નાથ' વિગેરે ચાલુ વાર્તાઓ લખીને ગુજરાતી સાહિત્યમાં આગળ પડતું સ્થાન મેળવ્યું હતું. ગુજરાતના ઇતિહાસને લગતી વાર્તાનાં તેમનાં પુસ્તકો ખૂબ લોકપ્રિય થયાં

હતાં અને તેમને ભારે પ્રખ્યાતી આપી હતી.

સ્વ. હાજીમહમદના સ્વર્ગવાસ પછી શ્રી મુનશીએ સને ૧૯૨૨ માં ‘સાહિત્ય સંસદ્’ ની સ્થાપના કરી હતી, જેના તેઓ પ્રમુખ હતા, અને ‘વીસમી સદી’ ની પદ્ધતિ પર ‘ગુજરાત’ નામનું માસિક ચાલુ કર્યું હતું.

‘ઘનશ્યામ’ ના છુપાં નામે સંકોચ કે શંકા સાથે સાહિત્ય ક્ષેત્રમાં પ્રવેશ કરનાર શ્રી મુનશી વખત જતાં સમર્થ વાર્તાકાર અને સાહિત્યકાર તરીકે પ્રખ્યાત થઈ ગયા હતા. સને ૧૯૨૬ માં સાહિત્ય પરિષદ્ના ઉપપ્રમુખ અને સને ૧૯૩૭ માં કરાંચી મુકામે મળેલી સાહિત્ય પરિષદ્ના પ્રમુખ તરીકે તેમની ચુંટણી થઇ હતી, અને એ રીતે સાહિત્યના ક્ષેત્રમાં સાહિત્યકારને મળતું મોટામાં મોટું માન મેળવવાને શ્રી મુનશી ભાગ્યશાળી થયા હતા.

‘ ઘનશ્યામ ’ માંથી ‘ સાહિત્ય પરિષદ્ ’ ના પ્રમુખની શ્રી મુનશીની કારકીર્દિને ‘ વામનમાંથી વિરાટ ’ ની ઉપમા આપી શકાય.

શ્રી મુનશીએ જાહેર હિલચાલમાં ભાગ લેવાનું સને ૧૯૧૫ માં ‘ હોમરૂલ લીગ ’ ના સેક્રેટરી તરીકે શરૂ કરેલું હતું. સને ૧૯૨૫ માં રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટસ તરફથી તેઓ મુંબઈ યુનીવર્સિટીની સેનેટના સભ્ય ચુંટાયા હતા. સને ૧૯૨૬ માં સર સયાજીરાવ તરફથી બરોડા યુનીવર્સિટી કમીશનમાં નિમાયા હતા. સને ૧૯૨૭ માં મુંબઇ યુનીવર્સિટી તરફથી ‘ ગુજરાતી બોર્ડ ઑફ સ્ટડીઝ ’ ના પ્રમુખ ચુંટાયા હતા. સને ૧૯૨૭ થી ૧૯૩૦ સુધી મુંબઇ યુનીવર્સિટીના પ્રતિનિધિ તરીકે લેજીસ્લેટિવ કાઉન્સીલમાં ચુંટાયા હતા. શાળાઓમાં

ફરજીયાત વ્યાયામ દાખલ કરનારી કમિટિના તેઓ પ્રમુખ હતા. સને ૧૯૨૭ માં મુંબઇ સરકારે નિમેલી, મુંબઈ ઇલાકાની પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનો પુનરોધ્ધાર કરનારી કમિટિના તેઓ સભ્ય હતા. સને ૧૯૨૯ માં 'એકેડેમીક કાઉન્સીલ' અને 'બોર્ડ ઑફ પોષ્ટ ગ્રેજ્યુએટ સ્ટડીઝ' ના સભ્ય ચુંટાયા હતા.

શ્રી મુનશી મુળથી જ રાષ્ટ્રીય ભાવનાવાળા હોવાથી કોંગ્રેસ અને રાષ્ટ્રીય હિલચાલોમાં આગળ પડતો ભાગ લેતા હતા. સને ૧૯૩૦ માં સત્યાગ્રહની લડત શરૂ થતાં તેઓ તેમાં જોડાયા હતા અને મીઠાના કાયદાનો ભંગ કરવા બદલ તેમની ધરપકડ કરીને તેમને છ માસની સજા કરવામાં આવી હતી. તેમાંથી છુટા થતાં 'કોંગ્રેસ વર્કિંગ કમિટિ' ના તેમને સભ્ય નિમવામાં આવ્યા હતા. સને ૧૯૩૨ માં સત્યાગ્રહની ચળવળમાં ફરીથી ભાગ લેતાં પાછી તેમની ધરપકડ કરવામાં આવી હતી, જે વખતે તેમને બે વરસની સખત કેદની સજા કરવામાં આવી હતી. તેમાંથી છુટા થતાં 'કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડ' ના તેઓ જોઇન્ટ સેક્રેટરી નિમાયા હતા. 'ઑલ ઇન્ડીઆ કોંગ્રેસ કમિટિ' ના મેમ્બર તેઓ સને ૧૯૩૦ થી ૧૯૩૭ સુધી હતા.

સને ૧૯૩૭ માં કોંગ્રેસે હોદ્દા સ્વીકારવાનો નિર્ણય કરતાં મુંબઇના પ્રધાન મંડળમાં શ્રી મુનશીની ચુંટણી થયેલી અને ત્યારથી તેઓ 'કાયદા અને વ્યવસ્થા' ના પ્રધાનનો માનવંતો હોદ્દો ભોગવે છે.

તેમના એ હોદ્દા દરમ્યાન 'હિંદુ મુસ્લીમ હુલ્લડ' અને બીજા કેટલાક પ્રસંગોએ તેમણે પોતાના વ્યક્તિત્વનો

પરિચય આપીને જનતા ઉપર સુંદર છાપ પાડેલી છે.

પ્રધાનના હોદ્દા પર નિમાયા પછી શ્રી મુનશી સખત શ્રમ લે છે એમ કહેવાય છે.

શ્રી મુનશીની કારકીર્દિ એક ધારાશાસ્ત્રી કરતાં એક સાહિત્યકાર તરીકે વધારે જાણીતી હતી, અને તેમની હાલની ઉન્નત્તિમાં તેમની ધારાશાસ્ત્રી કે રાજદ્વારી તરીકેની કારકીર્દિ કરતાં સાહિત્યકાર તરીકેની તેમની કારકીર્દિનો હિસ્સો વધારે પડતો હોવાની જનસમાજની માન્યતા છે.

એક સાહિત્યકાર પણ પ્રધાનના ઉંચા હોદ્દા સુધી પહોંચી શકે છે અને તે હોદ્દાની જવાબદારી સંભાળીને તે હોદ્દાને દિપાવી શકે છે એવું શ્રી મુનશીની કારકીર્દિ પરથી સાબિત થાય છે, અને એ હકીકત સાહિત્યકારોને માટે ગૌરવ લેવા જેવી છે.

શ્રી મુનશીનાં પ્રથમ પત્ની સને ૧૯૨૬ માં સ્વર્ગવાસી થતાં તેમનું પુનર્લગ્ન જાણીતાં ગુજરાતી લેખિકા શ્રી લીલાવતી શેઠ સાથે એજ વરસમાં થયું હતું. શ્રી લીલાવતીએ શ્રી મુનશીની સાહિત્ય સેવામાં તેમને સારો સહકાર આપ્યો હતો, અને તેવોજ સહકાર તેમના જાહેર જીવનમાં પણ આપ્યો છે.

શ્રી મુનશીની કારકીર્દિ આખી પણ ઉજ્જવળ નિવડે એવું આપણે ઇચ્છીએ.



## ઑનરેબલ શ્રીયુત અન્ના બાબાજી લઠ્ઠે.

એમ. એ., એલ. એલ. બી.

### નાણાંખાતાંના પ્રધાન, મુંબઇ.



The Honourable Mr. Anna Babaji Lathe.

M. A., L. L. B.

Finance Minister, Bombay.

શ્રીયુત લઠ્ઠે ન્યાતે જૈન છે. એમનો જન્મ સને ૧૮૭૮ માં થયો હતો.

તેમણે પુનાની ડેક્કન કૉલેજમાં અભ્યાસ કર્યો હતો.

સને ૧૯૦૭ માં તેઓ કોલ્હાપુરની રાજારામ કૉલેજમાં અંગ્રેજીના પ્રોફેસર નિમાયા હતા, જે જગ્યા પર તેમણે ચાર વરસ કામ કર્યા પછી તેઓ એ રાજ્યના વિદ્યાધિકારી નિમાયા હતા. સને ૧૯૧૪ સુધી તેમણે એ હોદ્દો ભોગવ્યો હતો.

સને ૧૯૧૮ થી ૧૯૨૦ સુધી 'ડેકન રૈયત' ના તંત્રી તરીકે તેમણે કામ કર્યું હતું. સને ૧૯૨૧ માં તેઓ સેન્ટ્રલ લેજીસ્લેટિવ એસેમ્બ્લીના સભ્ય ચુંટાયા હતા અને સને ૧૯૨૪ માં 'યુનીવર્સિટી સુધારા સમિતિ' માં ચુંટાયા હતા.

સને ૧૯૨૬ માં તેઓ કોલ્હાપુરના દીવાન નિમાયા હતા. જે હોદ્દા પર તેઓ ૧૯૩૦ સુધી રહ્યા હતા. સને ૧૯૩૦ માં તેમને દીવાન બહાદુરનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.

લંડનમાં મળેલી પહેલી ગોળમેજી પરિષદમાં તેઓ કોલ્હાપુર રાજ્યના પ્રતિનિધિ તરીકે ગયા હતા.

સને ૧૯૩૨ માં તેઓ બેલગામની સેન્ટ્રલ કોઓપરેટિવ બેંકના પ્રમુખ ચુંટાયા હતા.

શ્રી લઠ્ઠે દીવાન અને પત્રકાર હોવા ઉપરાંત લેખક પણ છે, અને તેમણે કેટલાંક પુસ્તકો અંગ્રેજી તથા મરાઠી ભાષામાં લખ્યાં છે. જેનાં નામ : જૈન ધર્મનો પરિચય, હિંદમાં બ્રિટિશ રાજ્યનો ઉદય, શાહુ છત્રપતિનું ચરિત્ર અને હિંદનાં રાજ્યો તથા જગતના ફેડરલ બંધારણના પ્રશ્નો વિગેરે છે. 'સધર્ન મરાઠા જૈન એસોસીએશન' અને 'કર્ણાટક અબ્રાહ્મણ મંડળ'ના પ્રમુખના હોદ્દા પણ તેમણે ભોગવેલા.

સને ૧૯૩૬ માં દીવાન બહાદુરનો ઈલ્કાબ છોડી દઈને તેઓ મહાસભામાં જોડાયા હતા અને ૧૯૩૭ માં બેલગામ તરફથી ધારાસભામાં સભ્ય તરીકે ચુંટાઇ આવ્યા હતા.

સને ૧૯૩૭માં શ્રી ખેર વડા પ્રધાન થતાં, શ્રી લઠ્ઠેની પસંદગી તેમણે નાણાંખાતાના પ્રધાન તરીકે કરી હતી. ત્યારથી તેઓ એ હોદ્દો ભોગવે છે.



# ઑનરેબલ ડૉ. મંચેરશાહ ધનજીભાઇ ગીલ્ડર.

બી. એ., એમ. ડી.

તન્દુરસ્તી ખાતાંના પ્રધાન, મુંબઇ.



The Honourable Dr. Manchersha Dhanjibhai Gilder.

B. A., M. D.

Health and Excise Minister, Bombay.

ઑનરેબલ ડૉ. ગીલ્ડર ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૮૨ ના નવેમ્બરની પાંચમી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના પિતા પચાસ વરસ સુધી 'ટેમ્પરન્સ એસોસીએશન' ના સેક્રેટરી હતા.

ડૉ. ગીલ્ડરે અંગ્રેજી અભ્યાસ ન્યુ હાઇ સ્કૂલમાં કર્યો હતો. તેઓ હુશિયાર વિદ્યાર્થી હતા અને બધી પરીક્ષા ઉંચે નંબરે પસાર કરતા હતા. સને ૧૯૦૧ માં બી. એ. ની અને

૧૯૦૫ માં એલ. એમ. એન્ડ એસ. ની ડાકટરી પરીક્ષા તેમણે પસાર કરી હતી. ત્યાર પછી વધુ અભ્યાસ માટે તેઓ વિલાયત ગયા હતા. જ્યાં છ વરસ તેઓ રોકાયા હતા અને એમ. ડી. તથા એફ. આર. સી. એસ. ની ડીગ્રીઓ મેળવી હતી.

વિલાયતથી પાછા આવીને તેમણે મુંબઈમાં પોતાનું દવાખાનું ખોલ્યું હતું. હ્રદયરોગના તેઓ નિષ્ણાત હોવાથી એ દરદના દરદીઓ તેમની સલાહ લેતા હતા, એમની એ પ્રવીણતાને લઈને તેઓ ગાંધીજીની તબીયત જોવા પણ વખતો વખત જતા હતા, અને હજુ જાય છે.

ડૉકટર ગીલ્ડર ત્રીસેક વરસ સુધી મ્યુનીસીપાલીટીના મેડિકલ એકઝામીનર, મુંબઇ યુનીવર્સિટીની સેનેટના સભ્ય, બોમ્બે મેડિકલ યુનીયનના સને ૧૯૨૩–૨૪ ની સાલના પ્રમુખ, ઇન્ડીયન ટેમ્પરન્સ એસોસીએશનના પ્રમુખ, અને કીંગ એડવર્ડ મેમોરીયલ હોસ્પીટલના માનદ્ ડાકટર તરીકેની કારકીર્દિ ધરાવે છે.

તેઓ એક વખત સર ચીમનલાલ સેતલવડની પાસે ડાકટરોની હાડમારીઓની ચર્ચા કરતા હતા ત્યારે સર ચીમનલાલે તેમને રાજદ્વારી ક્ષેત્રમાં દાખલ થઇને એ હાડમારીઓ સામે લડત ચલાવવાની સલાહ આપતાં તેમણે રાજદ્વારી પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનું શરૂ કર્યું હતું. સને ૧૯૨૭ થી તેઓ ધારાસભાના સભ્ય ચુંટાયા હતા. સને ૧૯૩૬ માં તેમણે પારસી ધર્માદાખાતાંઓની સુવ્યવસ્થા અર્થે, મુંબઇની ધારાસભામાં ‘ પારસી ચેરીટેબલ ટ્રસ્ટ બીલ ’ રજુ કર્યું હતું.

સને ૧૯૧૪ થી ૧૯૧૮ ના મહાયુદ્ધ વખતે તેઓ લેડી હાર્ડીંજ વૉર હોસ્પીટલના મેડીકલ ઑફીસર હતા અને મેજરની

પદવી મેળવી હતી.

સને ૧૯૩૭ માં ઑનરેબલ શ્રી ખેર મુંબઇ ઇલાકાના વડા પ્રધાનના હોદ્દા પર આવતાં, ઑનરેબલ ડૅા. ગીલ્ડરને તેમણે જાહેર તંદુરસ્તી ખાતાના પ્રધાન તરીકે પસંદ કર્યા હતા. ત્યારથી તેઓ એ હોદ્દા ભોગવે છે.

મુંબઇ ઇલાકાના પ્રધાન મંડળની દારૂનિષેધની પ્રવૃત્તિને અંગે ડૅા. ગીલ્ડરને ખાસ કરીને તેમના જાતભાઇઓની ઇચ્છા સામે થવું પડયું છે, અને તેમને સમજાવવા માટે ભારે મહેનત કરવી પડી છે. ટેમ્પરન્સ સોસાયટીના સેક્રેટરી તરીકેની એમના પિતાની કારકિર્દિ અને એજ સંસ્થાની સાથેના તેમનો પોતાનો સંબંધ આ પ્રશ્નને અંગે તેમને મક્કમ રાખવામાં ઉપયોગી થઇ પડેલ હોય એ બનવાજોગ છે.

જાહેર તન્દુરસ્તીના અનેક પ્રશ્નો ડૅા. ગીલ્ડરની સામે પડયા છે, જેના ઉકેલ માટે બનતા પ્રયાસ કરીને તેઓ પોતાના ઈલાકાની પ્રજાની તન્દુરસ્તીનું ધોરણ ઉંચું લાવવા માટે પોતાથી બનતા પ્રયત્નો કરે એવું આપણે ઇચ્છીએ.



## ઑાનરેબલ શ્રીયુત મોરારજી રણછોડજી દેશાઇ.

બી. એ.

**વસુલાત અને ખેતીવાડી ખાતાંના પ્રધાન, મુંબઇ.**



**The Honourable Mr. Morarji Ranchhodji Desai.**

Revenue Minister, Bombay.

સને ૧૯૩૯ ના એપ્રીલ માસમાં દારૂનિષેધના પ્રચારને અંગે મુંબઇના સર કાવસજી જહાંગીર હૉલમાં ગોઠવેલી સભાનું કામકાજ પતાવીને, મુંબઈના એક પ્રધાન હૉલની બહાર નિકળીને પોતાની મોટરમાં બેસવા જતા હતા, ત્યાં ગુસ્સે થયેલા એક જુવાનીયાએ તેમની પાસે જઇને કહ્યું:

"જો મારા હાથમાં રીવોલ્વર હોત તો હું તમને આંહી ને આંહીજ, અત્તરઘડીજ ઠાર મારી નાખત!"

"શા માટે?" પ્રધાને પુછયું.

"તમે તમારા ભાષણમાં પારસીઓને ગાળો દીધી છે!" જુવાને જવાબ આપ્યો.

"મેં પારસીઓને ગાળો નથી દીધી. હું કોઇને ગાળો દેતોજ નથી." પ્રધાને ખુલાસો કર્યો.

"ઠીક છે, પણ યાદ રાખજો કે તમારે હોદ્દા છોડવા પડશે, તમે અત્યારે જે કરી રહ્યા છો તેનું પરિણામ આવશે ત્યારેજ તેની તમને ખબર પડશે." જુવાને કહ્યું.

"ત્યારે હમણાં મને ઠાર મારવાની તમારી ઇચ્છા હોય એમ નથી લાગતું. તમે એમ કર્યું હોત તો ઠીક થાત." એટલું બોલીને પ્રધાને પોતાની મૉટર હંકારી મુકી.

આ પ્રધાન તે ઑાનરેબલ શ્રી મોરારજી દેશાઇ.

શ્રી મોરારજી દેશાઇ ન્યાતે અનાવિલ છે. એમનો જન્મ સને ૧૮૯૬ માં વલસાડમાં થયો હતો,

બી. એ. ની પરીક્ષા ફીઝીકસનો વિષય લઇને માન સાથે તેમણે પસાર કરી હતી.

બાર વરસ સુધી તેમણે સરકારી નોકરી કરી હતી, અને અમદાવાદના ડેપ્યુટી કલેકટર તથા કલેકટરના પર્સનલ આસીસ્ટન્ટના હોદ્દા તેમણે ભોગવ્યા હતા.

સને ૧૯૩૦ માં સરકારી નોકરીનું રાજીનામું આપીને તેઓ સત્યાગ્રહની લડતમાં જોડાયા હતા. તેમની ધરપકડ કરી તેમના પર કામ ચલાવતાં તેમને દંડ અને સખત જેલની સજા કરવામાં આવી હતી. એ સજા હાઇકોર્ટે ત્રણ મહિના જેલ ભોગવ્યા પછી માફ કરી હતી. સને ૧૯૩૨ માં ફરીથી તેઓ લડતમાં જોડાયા હતા, એ વખતે તેમને ત્રણ સો રૂપિયા દંડ અને દોઢ વરસની સખત જેલની સજા થઇ હતી. સજા

ભોગવીને છુટયા પછી પાછી તેમને બે વરસની સજા થઈ હતી, પણ સત્યાગ્રહની લડત બંધ થતાં તેમનો બીનશરતી છૂટકારો થયો હતો.

સત્યાગ્રહની ચળવળમાં જોડાયા પછી પ્રધાન થયા ત્યાં સુધી શ્રી દેશાઇ 'ગુજરાત પ્રાંતિય મહાસભા સમિતિ' ના સેક્રેટરી હતા અને 'ગુજરાત સેવાદળ' ના સંબંધમાં હતા.

સને ૧૯૩૭ માં વડાપ્રધાન ઑાનરેબલ શ્રી ખેરે, સરકારી નોકરીને અંગેનો ઑાનરેબલ શ્રી દેશાઇનો અનુભવ ધ્યાનમાં લઇને તેમને મહેસુલ પ્રધાન તરીકે પસંદ કર્યા હતા, ત્યારથી મુંબઇ ઇલાકાના પ્રધાનમંડળમાં તેઓ એ હોદો ધરાવે છે.

શ્રી મોરારજીભાઇની મહેસુલ પ્રધાન તરીકેની કારકીર્દિ દરમ્યાન મુંબઇ ઇલાકાના ખેડુતો આબાદ થાય અને તેમના પરનો મહેસુલનો બોજો સહ્ય થાય એવા પ્રયાસની આશા એમની પાસેથી આપણે રાખી શકીએ.



## ઑનરેબલ શ્રીયુત લક્ષ્મણ મહાદેવ પાટીલ.

બી. એ., એલ. એલ. બી.

### સ્થાનીક સ્વરાજ્ય ખાતાનાં પ્રધાન, મુંબઇ.



**The Honourable Mr. Laxman Mahadev Patil.**

B. A., L. L. B.

Local Self-Government Minister, Bombay.

મુંબઇ ઇલાકાના હાલના પ્રધાનમંડળના સભ્ય ઑનરેબલ શ્રીયુત પાટીલનું વ્યકિતત્વ કાંઇક જુદાજ પ્રકારનું છે અને તેમનું જીવન ચરિત્ર રોમાંચક કહાણી કીસ્સા જેવું છે. બધા પ્રધાનો કરતાં તેમની ઉંમર નાની છે. તેમની ઉમર આશરે ત્રીસેક વરસની છે. આટલી નાની ઉંમરે પ્રધાનપદ મેળવવાને ભાગ્યશાળી થનાર માણસો ઓછા હોય છે.

શ્રી પાટીલ ન્યાતે મરાઠા છે. એમનો જન્મ સને ૧૯૦૮

માં થયો હતો.

એમના પિતા ચુસ્ત વૈશ્નવ હોવાથી એમનો જન્મ ધાર્મિક વાતાવરણમાં થયો હતો અને એમની બાલ્યવસ્થા પણ એવાજ વાતાવરણમાં વ્યતીત થઇ હતી.

વિદ્યાર્થી તરીકે તેઓ હુશિયાર હતા, અને મિત્રમંડળીમાં આગેવાની ધરાવતા હતા.

તેમની દશ વરસની ઉંમર થતાં એમના પિતા સ્વર્ગવાસી થઇ જવાથી તેઓ એકલા થઇ ગયા હતા.

પંડિત જવાહર નેહરૂનાં દેશપ્રેમી ભાષણો અને સ્વતંત્રતાના ઠરાવની તેમના પર ભારે અસર થઇ હતી.

સત્યાગ્રહની લડત વખતે માતાની હાકલ સાંભળીને દેશ સેવાના યજ્ઞમાં જે વિદ્યાર્થીઓએ પોતાના અભ્યાસનું બલિદાન આપ્યું હતું તેઓમાંના એક શ્રી પાટીલ પણ હતા. સને ૧૯૩૨ માં અભ્યાસ પડતો મુકીને તેમણે સત્યાગ્રહની લડતમાં ઝુકાવ્યું હતું, અને સતારા તથા રત્નાગીરી જીલ્લામાં આગેવાની લીધી હતી. મહારાષ્ટ્રના ત્રીજા ડીક્ટેટર તેઓ ચુંટાયા હતા.

સત્યાગ્રહની લડતમાં ઝુકાવતાં પહેલાં તેમણે દુઃખ સહન કરવાની શકિત કેળવી હતી. બાંયોને મરડી નાખવાના અને હાથને બળતા સ્ટવ ઉપર ધરી રાખવાના પ્રયાસો તેમણે કર્યા હતા. એના પરિણામે હાથ તો દાઝી ગયા હતા, પણ બહાદુર પાટીલની આંખમાંથી આંસુના ટીપાં કે મુખમાંથી દુઃખનો અવાજ નિકળ્યો ન હતો. દાઝી ગયેલી ચામડી પર રૂઝ તો આવી ગઈ છે, પણ દાઝયાની નિશાની હજુ કાયમ છે.

દુઃખ સહન કરવાની આટલી શકિત કેળવ્યા પછી અને પોતાથી દુઃખ સહન થઇ શકશે એ વાતની ખાત્રી થયા

પછી શ્રી પાટીલ સત્યાગ્રહની ચળવળમાં જોડાયા હતા. એમના જેવા લોખંડી પુરૂષો દેશની દોલત છે.

કરાડ તાલુકાના જંગલ સત્યાગ્રહમાં તેમણે ભાગ લીધો હતો જેના પરિણામે બે વરસની સખત જેલની તેમને સજા થઇ હતી. તેમને "બ" વર્ગમાં મુકવામાં આવ્યા હતા, પણ તેની ના પાડીને તેમણે "ક" વર્ગ સ્વીકાર્યો હતો. જેલમાં તેમને અડચણ જણાવાથી સાથીઓની સાથે મળીને તેમણે હડતાલ પાડી હતી, પરિણામે સત્તાવાળાઓએ તેમની માંગણીઓ પુરી પાડી હતી.

જેલમાંથી છુટયા પછી એલ. એલ. બી. ની પરીક્ષા તેમણે પસાર કરી હતી, અને પછી અહમદનગરમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો.

તેમણે 'સંઘશક્તિ' નામનું એક પત્ર ચલાવ્યું હતું, અને 'વીટા ખેડુત સંમેલન' તથા 'અહમદનગર કોંગ્રેસ કમિટિ'ના પ્રમુખ ચુંટાયા હતા.

સને ૧૯૩૭ માં ઑનરેબલ શ્રી ખેરે તેમને પોતાના પ્રધાન મંડળમાં સ્થાનીક સ્વરાજ્ય ખાતાના પ્રધાન તરીકે પસંદ કર્યા ત્યારથી તેઓ એ હોદ્દો ભોગવે છે. મુંબઈ ઇલાકાના પ્રધાનોમાં તેઓ સહુથી નાની ઉંમરના પ્રધાન છે.



## ઑનરેબલ શ્રીયુત મહમદ યાસીન નુરી.

બારીસ્ટર-એટ-લૉ.

**જાહેર બાંધકામ ખાતાંના પ્રધાન, મુંબઇ.**



The Honourab'e Mr. Mohamad Yasin Nurie.

Bar-at-Law.

Public Works Minister, Bombay.

ઑનરેબલ શ્રી નુરી મુસ્લીમ ગૃહસ્થ છે. એમનો જન્મ સને ૧૮૯૫ ના નવેમ્બરની ૧૨ મી તારીખે બીઆવર (રજપુતાના) માં થયો હતો.

તેમણે અલીગઢ મોહમેડન એંગ્લો ઓરીએન્ટલ કૉલેજમાં શિક્ષણ લીધું હતું, અને અલ્હાબાદ યુનીવર્સિટીની બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી. સને ૧૯૨૦ માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી હતી.

એજ વરસમાં તેઓ સત્યાગ્રહની ચળવળમાં જોડાયા હતા અને પછી મુંબઇની ખીલાફત ઑફીસમાં જોડાયા હતા.

સને ૧૯૨૧ ના અક્ટોબરમાં તેમણે બાંઆવરમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો. ૧૯૨૬ સુધી તેઓ બાંઆવર અજમેરમાં રહ્યા હતા. એ બધો વખત તેઓ ત્યાંની મ્યુનીસીપાલીટીના સભ્ય હતા, જેમાંનાં ત્રણ વરસ સુધી તેઓ તેના ઉપપ્રમુખ હતા.

સને ૧૯૨૩ માં તેમણે અજમેર મેરવાડા તરફથી ધારાસભાની ઉમેદવારી કરી હતી, અને પોતાના હરીફ કરતાં ૧૧૫ મત વધુ મેળવીને તેઓ તેમાં ચુંટાયા હતા.

શ્રી નુરી સને ૧૯૨૭ માં બાંઆવરથી અમદાવાદ જઇને વસ્યા હતા. સને ૧૯૨૮ માં તેમણે અમદાવાદમાં 'મુસ્લીમ યુથ લીગ' સ્થાપી હતી અને સવિનય કાયદા ભંગની લડત વખતે 'મુસ્લીમ વૉલન્ટીયર કોર્પ્સ' નું સંચાલન કર્યું હતું. પીકેટીંગમાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધો હતો.

સને ૧૯૩૧ માં તેઓ, મુંબઇ મુકામે મળેલી 'આલ ઇન્ડીઆ મુસ્લીમ યુથ કોન્ફરન્સ' ની પહેલી બેઠકના પ્રમુખ ચુંટાયા હતા, અને સને ૧૯૩૩ માં 'ગુજરાત મુસ્લીમ પોલીટીકલ કોન્ફરન્સ' નું તેમણે સંચાલન કર્યું હતું. એ શિવાય 'આલ ઇન્ડીઆ મુસ્લીમ યુનીટી બોર્ડ' અને 'આલ ઇન્ડીઆ ખીલાફત વર્કીંગ કમિટિ' ના પણ તેઓ સભ્ય છે.

સને ૧૯૩૭ માં અમદાવાદ તરફથી મહાસભા પક્ષના ઉમેદવાર તરીકે તેઓ ધારાસભાની ચુંટણી માટે બહાર પડ્યા હતા અને ચુંટાયા હતા. એજ વરસમાં ઑનરેબલ શ્રી

બેરે પોતાના પ્રધાન મંડળમાં જાહેર બાંધકામ ખાતાના પ્રધાન તરીકે તેમની ચુંટણી કરી હતી, ત્યારથી તેઓ એ હોદ્દો ભોગવે છે, તેમની મુસાફરી દરમ્યાન તેઓ ગરીબ મુસ્લીમ લોકોમાં ભળે છે, અને મહાસભાના પ્રધાન મંડળને એ રીતે લોકપ્રિય બનાવવામાં તેઓ પોતાનો ફાળો આપે છે.



# મુંબઇના મહાશયો.

# Citizens of Bombay.

## વિભાગ બીજો—Section Second

## બેરોનેટ્સ, સરનાઇટ્સ અને લેડીઝ.

Baronets, Knights and Ladies.

# સર જમશેદજી જીજીભાઇ, બેરોનેટ.

બી. એ., જે. પી.



Sir Jamshedji Jijibhai, Baronet.

B. A., J. P.

સર જમશેદજી જીજીભાઇ ન્યાતે પારસી છે, એમનો જન્મ સને ૧૯૦૯ ના મે માસની ૧૦ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો એટલા બધા પ્રખ્યાત છે કે સહુકોઇ એમને સારી રીતે ઓળખે છે, સર જમશેદજીનું કુટુંબ પારસી કોમનું એક જુનું ઉમરાવ કુટુંબ છે. પહેલા સર જમશેદજી તદ્દન નિર્ધન સ્થિતિમાંથી જાતમહેનતથી ચીનની પાંચ સફરો ખેડીને કરોડોપતિ થયા હતા, અને તેમણે સારી દોલત મેળવી હતી. તેમણે સખાવતો પણ એટલી બધી કરી છે કે લોકોમાં તેમનું નામ અને કામ અમર છે. હિંદુસ્તાનમાં નાઇટહૂડનો ઇલ્કાબ મેળવનાર તેઓ પહેલાજ હતા, એ ઇલ્કાબ સને ૧૮૪૨ ના માર્ચની ૩ જી તારીખે તેમને આપવામાં આવ્યો હતો. ત્યાર પછી બેરોનેટનો ઇલ્કાબ મેળવનાર પણ તેઓ પહેલાજ હતા, એ ઇલ્કાબ સને ૧૮૫૭ માં તેમને આપવામાં આવ્યો હતો. તેમને એ ઇલ્કાબ આપવા માટે બેરોનેટસીનો કાયદો ઘડવામાં આવ્યો હતો, હિંદી ધારાસભામાં તે પસાર કરવામાં આવ્યો હતો અને મહારાણી વિકટોરીઆએ તે મંજુર કર્યો હતો. એ કાયદાના આધારે એવી વ્યવસ્થા કરવામાં આવેલ છે કે સર જમશેદજીની ગાદી પર આવનારે જમશેદજી જીજીભાઇ નામ ધારણ કરવું જોઇએ. સર જમશેદજીના વારસોની જાહોજલાલી કાયમ રહે એટલા માટે સર જમશેદજીએ મોટી રકમ સરકારમાં વ્યાજે મુકી છે, જેના વ્યાજની રકમ તેમના વારસને દર વર્ષે સરકાર તરફથી મળે, તેમજ એમનો બંગલો 'મઝગામ કેસલ' પણ મળે એવી વ્યવસ્થા કરવામાં આવી છે.

હાલના સર જમશેદજીની બાલ્યાવસ્થા મુંબઈમાં પસાર થયેલી, અને તેમણે મુંબઇની કેથીડ્રલ તથા જોન કેનન હાઇ-સ્કૂલમાં તથા કેમ્બ્રીજની ગોનવીલે તથા કેયસ કૉલેજમાં અભ્યાસ કરીને સને ૧૯૩૩ માં બી. એ. ની પરીક્ષા પસાર

કરી છે, એમના પિતાના મરણ બાદ સને ૧૯૩૧ માં કાવસજીને બદલે જમશેદજી જીજીભાઇ નામ ધારણ કરીને તેઓ છઠ્ઠા બેરોનેટ તરીકે સર જમશેદજીની ગાદી પર આવેલ છે.

સર જમશેદજીને નામદાર સરકાર તરફથી સને ૧૯૩૪ ના ડીસેમ્બરમાં જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો અને સને ૧૯૩૫ ના ડીસેમ્બરમાં ઑનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ બનાવવામાં આવ્યા હતા.

સર જમશેદજી સને ૧૯૩૪ માં મ્યુનીસીપાલીટીના સભ્ય ચુંટાયા હતા અને સને ૧૯૩૫ માં ફરીથી તેમની ચુંટણી થઇ હતી. સને ૧૯૩૪ના સપ્ટેમ્બરમાં તેઓ મુંબઇ ડીસ્ટ્રીક્ટ સ્કાઉટ કમીશ્નર અને સને ૧૯૩૭ ના જાન્યુઆરીમાં મુંબઇ ઇલાકાના પ્રોવીન્શીયલ સ્કાઉટ કમીશ્નર નિમાયા હતા. ધિ ઇન્ડીઅન પ્રોગ્રેસિવ ગ્રુપ, ધિ ઇન્સ્ટીટયુશન ફૉર ધિ પ્રોમોશન આફ ધી પોલીટીકલ, ઇકોનોમીક એન્ડ સોશીયલ વેલફેર ઑફ ઇન્ડીઆ અને ધિ ક્રીએશન ઑફ એ બૅટર અન્ડરસ્ટેન્ડીંગ બીટવીન ઇન્ડીઅન્સ એન્ડ યુરોપીઅન્સ, સને ૧૯૩૬ માં તેમના પ્રયાસથી ચાલુ થયેલ, જેના તેઓ પ્રમુખ છે. ઉપરાંત (૧) સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુશન, (૨) સર જમશેદજી જીજીભાઈ ચેરીટી ફંડ, (૩) એન. એમ. વાડીઆ ચેરીટીઝ, (૪) પાંજરાપોળ અને (૫) ડીસ્ટ્રીક્ટ બેનીવોલન્ટ સોસાઇટીના તેઓ પ્રમુખ છે, તથા (૬) પારસી પંચાયત (૭) સર જમશેદજી જીજીભાઈ સ્કૂલ ઑફ આર્ટ, (૮) ડેવીડ સાસૂન ઇન્ડસ્ટ્રીયલ સ્કૂલ, (૯) વિકટોરીઆ મેમોરીયલ સ્કૂલ ફૉર ધિ બ્લાઇન્ડઝ, (૧૦) ડેક્કન મેડીકલ કૉલેજ એન્ડાઉમેન્ટ ફંડઝ, (૧૧) બેરામજી જીજીભાઇ પારસી ચેરીટેબલ ઇન્સ્ટીટયુશન

(૧૨) જમશેદજી જીજીભાઇ હોસ્પીટલ નર્સીંગ એસોસીએશન, (૧૩) નવરોજજી વાડીઆ મેટરનીટી હોસ્પીટલ, (૧૪) મોટલીબાઇ વાડીઆ હોસ્પીટલ, (૧૫) ઝોરાસ્ટ્રીઅન બિલ્ડીંગ ફંડ, (૧૬) ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટ અને (૧૭) એન. એન. એન્ડ આર. એન. વાડીઆ ટ્રસ્ટ ફૉર પારસી બિલ્ડીંગ્ઝ વિગેરે સંસ્થાઓના તેઓ ટ્રસ્ટી, કેટલીક કલબના મેમ્બર અને કેટલીક જોઇન્ટ સ્ટોક કંપનીઓના ડીરેકટર છે.

પોતાની કોમની, જાહેર પ્રજાની અને દેશની સેવા કરવાની સ્થિતિમાં ઇશ્વરે સર જમશેદજીને મુકયા છે, તેઓ એ તકનો લઇ શકાય એટલો લાભ લીએ અને એમના વડિલોની માફક એમની કારકીર્દિ ઝળકતી નિવડે એવું આપણે ઇચ્છીએ.



## દાવેજર લેડી ધનબાઇ કાવસજી રેડીમની. જે. પી.



**Dowager Lady Dhanbai Cavasji Readymoney.**

One of the first four women J. P.

લેડી ધનબાઇ ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૬૦ ના ડીસેમ્બરની છઠ્ઠી તારીખે મુંબઇમાં થયો હતો. તેમણે અલેકઝાન્ડ્રા હાઇસ્કૂલમાં અને મેડમ મોનેટ નામની

બાઇ પાસે કેળવણી લીધી હતી.

તેઓ સ્ત્રીશિક્ષણમાં સારો રસ લે છે. મીસ શીરીનબાઇ ખરશેદજીની સાથે મળીને 'ધી નેશનલ ઇન્ડીઅન એસોસીએશન' ની તેમણે સ્થાપના કરી છે, અને વરસો સુધી તેઓ તેનાં વાઇસ પ્રેસીડેન્ટ હતાં. 'પ્રિન્સેસ વિકટોરીઆ મેરી જીમખાના' જે જુદીજુદી કોમની સ્ત્રીઓને એકત્ર થવાનું સ્થાન છે તેના તેઓ પ્રમુખ છે. એવીજ એક સ્ત્રી પુરૂષોની સંયુક્ત કલબ તેમણે તથા તેમના પતિ સર કાવસજીએ પુનામાં સ્થાપી છે. દાદરમાં ગરીબ પારસીઓને રહેવા માટે 'પારસી કોલોની' સ્થાપી છે, જેમાં ૪૦૦ કુટુંબો રહે છે.

મુંબઇમાં જે. પી. નો ઇલ્કાબ જે પહેલી ચાર સ્ત્રીઓને આપવામાં આવેલો તેમાંનાં એક લેડી ધનબાઇ છે. ઉપરાંત તેમને 'કયસરે હિંદ' સુવર્ણ ચંદ્રક પણ આપવામાં આવ્યો છે.

લેડી ધનબાઇએ વીસ વખત યુરોપની મુસાફરી કરી છે, અને પોતાનાં જીવનનાં સોળ વરસો તેમણે વિલાયતમાં ગાળ્યાં છે.

ડાકટર થવા માટે સહુથી પહેલાં વિલાયત જનાર ડો. રૂખમાબાઇ તેમનાં મિત્ર થાય.



## સર કાવસજી જહાંગીર, બેરોનેટ.

કે. સી. આઇ. ઇ., ઓ. બી. ઇ., જે. પી., એમ. એલ. એ.



Sir Cavasji Jehangir Readymoney, Baronet.

K. C. I. E., O. B. E., J. P., M. L. A. etc.

સર કાવસજી ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૭૯ ના ફેબ્રુઆરીની ૧૪ મી તારીખે મુંબઇમાં થયો હતો.

સર કાવસજીના વડવાઓ સને ૧૭૧૭ માં નવસારીથી મુંબઇ આવી વસ્યા હતા. એમ કહેવાય છે કે ત્રણ સાહસિક ભાઇઓમાંના હીરજી જીવણજી ચીનની મુસાફરી કરનાર પહેલા

પારસી વેપારી હતા.

મી. એ. ટી. શેફર્ડ પોતાના "History of Bombay" માં લખે છે કે "પારસીઓએ ચીન સાથેના ધંધામાંથી જે ઘણો લાભ મેળવ્યો છે તેને માટે તેઓ ચીન સાથે વેપારની પહેલ કરનાર હીરજી અને મંચેરજી રેડીમનીના ભારે અને કાયમી આભારી છે."

ચીનના પ્રવાસમાંથી પાછા ફર્યાં પછી હીરજી જીવણજી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના બેંકર થયા, અને તેમની નાણાં આપવાની રીતથી ખુશી થઇને ઇસ્ટ ઇન્ડીઆ કંપનીવાળા તેમને 'રેડીમની'ના નામથી ઓળખવા લાગ્યા, ત્યારથી તેમની અટક 'સૂઇ'ને બદલે 'રેડીમની' થઇ.

બેંકીંગનાં ધંધા ઉપરાંત તેમણે મોટા પ્રમાણમાં જમીનની ખરીદી કરવા માંડી. તે વખતના માછીમારોના હાથમાં મલબાર હીલ તરફની જમીન હતી તેનો મોટો ભાગ સને ૧૭૫૦ ના અરસામાં તેમણે ખરીદી લીધો.

હીરજી રેડીમની ગુજરી ગયા ત્યારે સંતાનમાં તેમને એકે દિકરો નહોતો પણ બે દિકરીઓ હતી, જેમાંની એકનાં લગ્ન દાદીશેઠની સાથે અને બીજીનાં લગ્ન બનાજીશેઠની સાથે થયાં હતાં. એક દિકરીના દિકરાનું નામ જહાંગીર હતું અને બીજી દિકરીની દિકરીનું નામ મહેરબાઇ હતું. આ માશીયાઈ ભાઈ બ્હેન લગ્નની ગાંઠથી જોડાયાં, અને હીરજીશેઠે જહાંગીર શેઠને દત્તક લીધા. જહાંગીર શેઠને બે દિકરા થયા. હીરજી અને કાવસજી. કાવસજીનો જન્મ સને ૧૮૧૨ના મેની ૨૪ મી તારીખે થયો હતો. કાવસજી શેઠે સખાવતનાં ઘણાં મોટાં કામો કર્યાં, જેમાં યુનીવર્સિટી હૉલ અને સર કાવસજી

જહાંગીર આંખની હોસ્પીટલ મુખ્ય છે. તેઓ નાતજાત કે ધર્મનો ભેદ રાખ્યા વિના સખાવત કરતા હતા. તેમનાં સખાવતનાં કામોથી સને ૧૮૭૨ માં તેમને સર નાઇટનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. સને ૧૮૭૮ ના જુલાઇમાં તેઓ ગુજરી ગયા ત્યારે મુંબઇ સરકારના ગેઝેટમાં નીચે મુજબ નોંધ લેવામાં આવી હતી:—

"By his death, the Government has lost one of its most loyal subjects, India a most generous benefactor, and the town and island of Bombay one of its most upright and independent citizens".

આ પહેલા સર કાવસજીના દત્તક પુત્ર કાવસજી તે હાલના સર કાવસજીના પિતા સને ૧૮૫૩ ના જુનની આઠમી તારીખે જન્મ્યા હતા. એમણે પોતાના જીવનમાં ૩૧,૬૭,૦૦૦ રૂપિયા જેવડી બાદશાહી રકમ સખાવતમાં આપી હતી. એમની સખાવતોમાં ધ્યાન ખેંચનારી સખાવત મુંબઇની જાહેર હિલચાલો માટે વપરાતો 'સર કાવસજી જહાંગીર હૉલ' છે. પોતાના વડિલની માફક તેઓ પણ નાત, જાત કે ધર્મનો ભેદ રાખ્યા સિવાય સખાવત કરતા હોવાથી બધી જાતના માણસોની ચાહના તેમના તરફ હતી. સને ૧૮૯૫માં નામદાર સરકારે તેમને સરનાઇટનો અને સને ૧૯૦૮ માં બેરોનેટનો ઇલ્કાબ આપ્યો હતો.

હાલના બેરોનેટ સર કાવસજી પાંચ વરસની નાની ઉંમરે પોતાનાં માબાપની સાથે વિલાયત ગયા હતા. જ્યાં બે વરસ સુધી એક અંગ્રેજ બાઇની સંભાળ નીચે તેઓ કેળવાયા હતા. ત્યાર પછી બે વરસ મુંબઈ રહીને સને ૧૮૮૮ માં તેઓ પાછા ઇંગ્લાંડ ગયા હતા, ત્યાં ૧૮૯૧ સુધી એક ખાનગી નિશાળમાં

તેમણે શિક્ષણ લીધું હતું. હિંદુસ્થાનમાં આવીને તેઓ કેથેડ્રલ સ્કૂલમાં અને પછી સેંટ ઝેવીયર સ્કૂલમાં દાખલ થયા હતા, ત્યાંથી મેટ્રિકની પરીક્ષા પસાર કરીને તેઓ કેમ્બ્રીજની સેંટ જોન કૉલેજમાં દાખલ થયા હતા. જ્યાં સને ૧૯૦૦ માં તેઓ બી. એ. થયા હતા.

સર કાવસજીનું જાહેર જીવન સને ૧૯૦૪ માં મુંબઇની મ્યુનીસીપાલીટીના કોરપોરેટર તરીકે શરૂ થયું હતું. સને ૧૯૧૪ માં તેઓ કોરપોરેશનની સ્ટેન્ડીંગ કમિટિના અને સને ૧૯૧૮ માં મ્યુનીસીપાલીટીના પ્રમુખ ચુંટાયા હતા. મુંબઇની ઈમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના સભ્ય પણ તેઓ હતા અને ૧૯૧૪ થી ૧૯૧૮ સુધીના મહાયુદ્ધ વખતે 'વૉરલોન કમિટિ' ના સેક્રેટરી હતા.

સને ૧૯૨૧ માં તેઓ મુંબઇ લેજીસ્લેટિવ કાઉન્સીલમાં દાખલ થયા હતા, અને એ વરસની આખરે એકાદ વરસને માટે તેઓ મુંબઇ સરકારના 'રેવન્યુ મેમ્બર' તરીકે ચુંટાયા હતા. સને ૧૯૨૩ ના જુનથી ૧૯૨૮ સુધી તેઓ મુંબઈ સરકારના સભ્ય હતા. એ વરસો દરમ્યાન 'જનરલ ડીપાર્ટમેન્ટ' કે જેમાં 'બેકબે-રેકલામેશન' અને મુંબઇના વિકાસના સામાન્ય પ્રશ્નનો સમાવેશ થતો હતો તેનો ચાર્જ તેમની પાસે હતો. એ ખાતાનાં ચાર્જમાં ખેતીવાડી ખાતાનો સમાવેશ થતો હતો અને 'સક્કર બૅરેજ' ની યોજના પણ એ વખતે એમના હાથ હેઠળ હતી. મજુરો અને કળા કૌશલ્યના પ્રશ્નોનો સમાવેશ પણ એ ખાતામાં હતો.

સને ૧૯૨૮ ના જુનની ૨૨ મી તારીખે ગવર્નમેન્ટ હાઉસમાં અપાયેલા ખાણાંના મેલાવડા વખતે તે વખતના મુંબઇના ગવર્નર સર લેસલી વીલ્સન બોલ્યા હતા કે:—

"For five years Sir Cawasjee has had charge of one of the most difficult portfolios, if not the most difficult in Government, and the bitter critic will agree that he has carried out all his work with a sense of duty and fairdealing to all, for which no sufficient words of praise can be found. May the Government of Bombay be as fortunate in the future as it has been in the past, to secure men like Sir Cawasjee Jehangir, upright, loyal, unselfish and independent, who will give their services as he has done with the sole idea, however great the personal sacrefice, of serving his country and advancing its prosperity".

સને ૧૯૨૯ ની પેટા ચુંટણીમાં સર કાવસજી લેજીસ્લેટિવ એસેમ્બલી માટે ચુંટાયા હતા. જ્યાં તેઓ 'ઇન્ડીપેન્ડન્ટ પાર્ટી' માં દાખલ થયા હતા અને તેના ડેપ્યુટી લીડર બન્યા હતા, અને થોડો વખત લીડર પણ થયા હતા. સને ૧૯૩૦ ની આખરે તેઓ ફરીથી બીનહરીફ ચુંટાયા હતા, અને સને ૧૯૩૪ માં પાછા ચુંટાયા હતા. કોંગ્રેસ ઉમેદવારને હંફાવનાર તેઓ એકજ હતા.

હિંદી રાજ્ય બંધારણ માટે ઇંગ્લાંડમાં મળેલી ત્રણ 'રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ' માં તેમણે હાજરી આપી હતી. અને સને ૧૯૩૩ માં 'વર્લ્ડ ઇકોનોમીક કોન્ફરન્સ' માં હાજરી આપી હતી. સને ૧૯૩૫ માં લંડનમાં મળેલી 'એમ્પાયર પાર્લામેન્ટરી કોન્ફરન્સ' માં હાજરી આપવા માટે એસેમ્બલી તરફથી તેમને પસંદ કરવામાં આવ્યા હતા. સને ૧૯૩૬ માં તેઓ સોલાપુર મુકામે મળેલી 'પ્રોવીન્શીયલ લીબરલ કોન્ફરન્સ'નાં પ્રમુખ ચુંટાયા હતા. એજ વરસના ડીસેમ્બર માસમાં

તેઓ 'નેશનલ લીબરલ ફેડરેશન' ના અને 'લીબરલ પાર્ટી'ના પ્રમુખ ચુંટાયા હતા.

પાંચમા જ્યોર્જની સિલ્વર જ્યુબિલી પ્રસંગે તેઓ 'એમ્પાયર પાર્લામેન્ટરી એસોસીએશન'ના પ્રતિનિધિ તરીકે સેન્ટ્રલ લેજીસ્લેટિવ એસેમ્બ્લી તરફથી ચુંટાયા હતા.

રાજકારણ ઉપરાંત ઉદ્યોગમાં પણ સર કાવસજી ભાગ લીએ છે. ખાસ કરીને મીલ ઉદ્યોગમાં. અને બૅંક ઑફ ઇન્ડીઆ, ઓરીએન્ટલ ગવર્નમેન્ટ સીકયુરીટી લાઇફ એસ્યુરન્સ કંપની તથા તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની જેવી જાણીતી કંપનીઓના તેઓ ડીરેકટર છે.

સર કાવસજીએ મુંબઈમાં 'બેગર્સ હોમ' સ્થાપવા માટે રૂપિયા બે લાખની અને તારદેવ ખાતે 'સર કાવસજી કોલોની' સ્થાપવા માટે સાડા ચાર લાખની સખાવત કરી છે. આ શિવાય તેમણે બીજી પણ કેટલીક સખાવતો કરી છે.

સને ૧૯૧૮ માં નામદાર સરકાર તરફથી તેમને ઓ. બી. ઇ., સને ૧૯૨૦ માં સી. આઇ. ઇ. અને સને ૧૯૨૭ ના જુનમાં કે. સી. આઈ. ઇ. ના ઇલ્કાબો આપવામાં આવ્યા હતા. સર કાવસજીને તેમની જાહેર હિલચાલોમાં તેમનાં પત્ની લેડી હીરાબાઇ, જેઓ જે. પી., ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ અને કયસરે હિંદ સુવર્ણ ચંદ્રક ધરાવે છે તેમની સારી સહાયતા છે.

સર કાવસજી સને ૧૯૩૪ માં મુંબઇની 'પારસી પંચાયત' ના ટ્રસ્ટી ચુંટાયા છે, અને સને ૧૯૩૭ માં નામદાર છઠ્ઠા જ્યોર્જના રાજ્યારોહણ પ્રસંગે હિંદના પ્રતિનિધિ તરીકે તેમને આમંત્રણ મળ્યું હતું.



## લેડી હીરાબાઇ કાવસજી રેડીમની.

જે. પી., એમ. બી. ઇ.



Lady Hirabai Cavasji Readymoney.

J. P., M. B E.

લેડી હીરાબાઇ ન્યાતે પારસી છે. તેમનો જન્મ સને ૧૮૯૩ ના ઓગષ્ટમાં મુંબઇમાં થયો હતો. તેમણે કવીન મેરી હાઇસ્કૂલમાં શિક્ષણ લીધું હતું.

બૉમ્બે પ્રેસીડેન્સી ઇન્ફન્ટ વેલફર સોસાઇટી એન્ડ બૉમ્બે પ્રેસીડન્સી બૅબી એન્ડ હેલ્થ વીક, બૉમ્બે સીટી બૅબી એન્ડ હેલ્થ વીક, એન. જે. વાડીયા સ્કૂલ દાદર એન્ડ ઝોરાસ્ટ્રીયન ફીઝીકલ કલ્ચર સોસાઇટી વીમેન્સ સેકસન વિગેરે સંસ્થાઓના પ્રમુખ તરીકે અને બાઇ મોટલીબાઇ વાડીયા હોમ ફૉર ડેસ્ટી-ડયુટ પારસી વીમેનનાં સ્થાપક તથા પ્રમુખ તરીકે, બેરામજી જીજીભાઇ હોમ માટુંગા, સેવાસદન કાઉન્સીલ અને બોમ્બે વીમેન્સ વર્ક ગીલ્ડનાં વાઇસ પ્રેસીડેન્ટ તરીકે તથા લેડી વીલ્સન વીલેજ ડાઇસ્કીમ કમિટિનાં મેમ્બર તરીકે તેમણે કામ કરેલું છે.

સને ૧૯૧૫ માં એમ. બી. ઇ.નો ઇલ્કાબ, સને ૧૯૨૫ માં કયસરે હિંદનો સુવર્ણ ચંદ્રક અને જે. પી. નો ઇલ્કાબ તેમને મળેલો છે.

પોતાના પતિ સર કાવસજી જહાંગીરની જાહેર હલચાલોમાં તેઓ તેમને બનતો સહકાર આપે છે.



## સર હોરમસજી કાવસજી દીનશાહ, નાઇટ.

એમ. વી. ઓ., ઓ. બી. ઇ.



Sir Hormasji Cawasji Dinshah, Knight.

M. V. O., O. B. E.

સર હોરમસજી ન્યાતે પારસી ( માઝદયસ્તી જરથોસ્તી) હતા. એમનો જન્મ સને ૧૮૫૭ ના એપ્રીલની ચોથી તારીખે મુંબઈમાં થયો હતો. એમના પિતાની સ્થિતિ સારી હોવાથી એમની બાલ્યાવસ્થા જાહોજલાલીમાં વ્યતીત થઇ હતી.

સર હોરમસજી નાની ઉંમરથીજ કસરતના શોખીન હતા. ક્રાફર્ડ માર્કીટ પાસે આવેલી નસરવાનજી કેરાંવાળાની કસરતશાળામાં તેઓ રોજ કસરત કરવા જતા હતા. ત્યાં કુસ્તી અને અંગબળના પ્રયોગો કરતા હતા. ઘોડેસ્વારીનો અને તરવાનો પણ તેમને શોખ હતો અને ચાલવાની તથા ચઢવાની ટેવ પણ તેમણે કેળવી હતી, જેને લઇને છેવટ સુધી તેમની તનદુરસ્તી જળવાઇ રહી હતી. ગીલ્લી દંડાની રમત તેમને ખુબ પસંદ હતી. એ રમત ઘણી સસ્તી હોવા છતાં ક્રિકેટની સરખામણી કરી શકે એવી છે.

સર હોરમસજીએ ગુજરાતી અભ્યાસ એક ગુજરાતી મહેતાજીની નિશાળમાં કર્યા પછી, ફોર્ટ અને એલ્ફીસ્ટન હાઇ સ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લઇને સને ૧૮૭૬ માં મેટ્રિકની પરીક્ષા, બીજી ભાષા લેટીન લઈને માન સાથે પસાર કરી, એલ્ફીસ્ટન કૉલેજમાં દાખલ થયા હતા. તેમની ઇચ્છા કેમ્બ્રીજ યુનીવર્સિટીમાં વધુ અભ્યાસ કરવાની અને બારીસ્ટર થવાની હોવાથી સને ૧૮૭૭ માં તેઓ એડન ગયા હતા, અને ત્યાંથી તેમના પિતાની સાથે લંડન ગયા હતા.

તેમના પિતાની ઇચ્છા તેમને ધારાશાસ્ત્રી કરતાં વેપારી કેળવણી આપવાની હોવાથી તેમને લંડન યુનીવર્સિટીની કીંગ્સ કોલેજમાં દાખલ કર્યા હતા, જ્યાં સાંજે તેઓ વેપારી શિક્ષણના

વર્ગમાં હાજરી આપતા અને દિવસના બાર્બર એન્ડ સન્સની પેઢીમાં અનુભવ લેતા. થોડા વખત પછી પારીસ જઇને મેસર્સ લીઓપોલ્ડ બીંગ ફીલ્સ અને ગેન્સ કંપનીમાં કામ શિખવામાં છ મહીના ગાળ્યા હતા. જે દરમ્યાન ફ્રેંચ ભાષાનું જ્ઞાન પણ તેમણે મેળવ્યું હતું. ફ્રેંચ ભાષા તેઓ સારી રીતે બોલી લખી શકતા હતા. લંડન અને પારીસમાં તેઓ એકંદરે બે વરસ રહ્યા હતા.

સને ૧૮૭૯ માં તેઓ 'કાવસજી દીનશાહ એન્ડ બ્રધર્સ' નામની પોતાના પિતાની એડનની પેઢીમાં જોડાયા હતા. સને ૧૮૯૨ માં એ પેઢીમાં ભાગદાર થયા હતા અને સને ૧૯૦૦ માં તેમના પિતાજી બ્હેસ્તનશીન થતાં તેઓ તે પેઢીના વડા નીમાયા હતા.

'કાવસજી દીનશાહ એન્ડ બ્રધર્સ'ની પેઢી દરેક જાતનો માલ આયાત નિકાસ કરવાનું કામ કરે છે, વેપાર કરે છે, શરાફી કરે છે, દરીયાઇ આડતીયા તરીકે કામ કરે છે, અને પોતાની માલેકીની આગબોટો પણ ચલાવે છે. એ પેઢી, બ્રિટિશ ઇન્ડીઆ સ્ટીમ નેવીગેશન કંપની, ઓસ્ત્રોપર્શીઆ સ્ટીમ નેવીગેશન કંપની અને ઇટાલીયન, પોર્ટુગીઝ તથા નોર્વેજીઅન શીપીંગ કંપનીઓની આડત ધરાવે છે, અને પોતાની માલેકીની (૧) ત્યુના, (૨) આયામોન્ટે, (૩) વેલહો, (૪) આફ્રીકા અને (૫) ડુપ્લેક્ષ નામની પાંચ આગબોટો ધરાવે છે, જે આખા રાતા સમુદ્રમાં, ગલ્ફ ઑફ એડનનાં દરેક બંદરે અને આફ્રીકામાં ઝાંઝીબારના કિનારા સુધી ફરતી રહે છે. પોતાની આગબોટોના સમારકામ માટે લંડનથી લોખંડની એક તરતી ગોદી મંગાવીને દરીયામાં

બાંધવામાં આવી હતી, જેનું નામ 'દીનશાહ પોન્ટુન' રાખવામાં આવ્યું હતું. તે ગોદી જુની થતાં બીજી નવી ગોદી મંગાવવામાં આવેલી જેનું નામ 'કાવસજી પોન્ટુન' રાખવામાં આવેલ છે. એ ગોદી ૧૪૦૦ ટન વજનનાં વહાણો ઉપાડી શકે છે.

આ પેઢી દેશી તથા વિદેશી પેઢીઓમાં ભારે આંટ ધરાવતી આગેવાન પેઢી ગણાય છે. આ પેઢી સર હોરમસજીના જન્મ પહેલાં ત્રણ વરસ પર સ્થાપવામાં આવી હતી. એ પેઢીની શાખાઓ-મુંબઈ, ઝાંઝીબાર, મોંબાસા, બરબરા, હોદેદા, ઝેલ્હા, બુલ્હાર, જીબુટી, એનેડીર, કીશમાયુ, બરાવા, મરકા, મગદેશ્યા તેમજ સોમાલી લેન્ડમાં છે. એ પેઢી બરહાનપુર તાપ્તી મીલ્સ કંપનીની એજન્સી ધરાવે છે, લંડનની ડ્યુક, થોમસ એન્ડ કંપની સાથે તેને સંબંધ છે, અને એડનના મેસર્સ હાજીભાઇ એન્ડ સૉલ્ટ વર્કસમાં પણ હિત ધરાવે છે.

સને ૧૮૯૨ માં સર હોરમસજીને પોર્ટુગલના રાજાએ નાઈટ કમાન્ડર વીલા વીકોઝાનો ખિતાબ તથા ચાંદ આપ્યો હતો, તેમજ પોર્ટુગાલ, સ્પેન અને ઓસ્ટ્રીયા તરફથી તેમને એડન ખાતેના પોતાના કોન્સલ નિમવામાં આવ્યા હતા. ત્રણ ત્રણ યુરોપીયન રાજ્યોના કોન્સલ થવાનું માન ધરાવનાર હિંદી ગૃહસ્થ સર હોરમસજીએ એ રીતે હિંદનું ગૌરવ ભારે વધારેલું છે. કોન્સલ દરજ્જે તેઓ એ રાજ્યોની મનવારોની મુલાકાત લેતા ત્યારે તેમને ૭ તોપોનું માન આપવામાં આવતું હતુ, અને કોન્સલની નિશાની દર્શાવતા વાવટા તેમની પેઢી પર ફરકયા કરતા. સર હોરમસજીને, પોર્ટુગલ, સ્પેન, ઓસ્ટ્રીઆ અને એબીસીનીયાની સરકાર તરફથી ખિતાબો, ચાંદો, સનંદો અને પ્રમાણપત્રો મળ્યાં હતાં.

સર હોરમસજીએ પોતાના જીવનનાં ઘણાં વરસો એડનમાં ગાળ્યાં હતાં અને આજના એડનના ઘડતરમાં તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો. તેઓ એડનની પારસી અંજુમનના સરનશીન હતા, સને ૧૮૯૧ થી એડન બંદરના તેઓ વરસો સુધી ટ્રસ્ટી નિમાતા હતા. એમની એડનની ગેરહાજરી દરમ્યાન એ હોદ્દો એમના ભાઈઓ અથવા પુત્રો ભોગવતા અને ભોગવે છે. સને ૧૯૦૧ માં સર હોરમસજી એડન પોર્ટ કમીશનના સભ્ય નિમાયા હતા. સને ૧૯૧૨ માં એડન ચેમ્બર ઑફ કૉમર્સના પ્રતિનિધિ તરીકે બોસ્ટન મુકામે ભરાયેલી વ્યાપાર હુન્નરની પાંચમી આંતરરાષ્ટ્રીય પરિષદમાં તેમણે હાજરી આપી હતી. એડન પોર્ટ ટ્રસ્ટ, એડન મ્યુનીસીપાલીટી, એડન ચેમ્બર ઑફ કૉમર્સ, એડન સેટલમેન્ટ ઑફીસ અને એડનની ધાર્મિક, સામાજીક, કેળવણીને લગતી, પારસી, યુરોપીયન કે અરેબીયન પ્રવૃત્તિઓમાં સર હોરમસજીનું સ્થાન અદ્વિતિય હતું.

સને ૧૯૨૦ સુધી સર હોરમસજીએ એડનમાં કાયમી વસવાટ રાખ્યો હતો, જે દરમ્યાન એમની અનેકવિધ પ્રવૃત્તિઓમાં એમની મ્હેમાનગીરી નોંધને પાત્ર ગણી શકાય. ત્યાંથી જતાં આવતાં પસાર થતાં બ્રિટીશ રાજવંશીઓ ત્યાં ઉતરે ત્યારે તેમને આવકાર આપવાનું અને માનપત્રો વાંચવાનું માન એમના મર્હુમ પિતાજી પછી સર હોરમસજીને મળ્યું હતું. વળી બ્રિટિશ અમલદારો, હિંદી રાજવંશીઓ, દેશનેતાઓ, ઉમરાવો અને શ્રીમંતોને એમની મ્હેમાનગીરીનો લાભ મળતો હતો. સર હોરમસજીએ શહેનશાહ પંચમ જ્યોર્જ અને મહારાણી મેરીનો બે વખત, તથા ડયુક ઑફ વીન્ડસર અને ડયુક ઑફ કૉનોટનો સત્કાર કર્યો હતો.

એડનમાંના તેમના નિવાસ દરમ્યાન અનેક સખાવતો કરીને તેમણે લોકપ્રિયતા મેળવી હતી. એડનની એમની સખાવતોમાં (૧) રૂપિયા સાઠ હજારના ખર્ચે એમણે બંધાવેલી 'સર હોરમસજી કાવસજી દીનશા એંગ્લો વર્નાકયુલર સ્કૂલ, (૨) સને ૧૯૧૨ માં પોતાને એમ. વી. ઓ. નો ઇલ્કાબ મળ્યો ત્યારે એડનની પારસી અંજુમનના જનરલ ફંડમાં રૂપિયા પાંચ હજાર, (૩) પોતાની પુત્રી તથા પુત્રોનાં લગ્ન પ્રસંગે રૂા. છ હજાર ( જે ફંડ વધીને આજે લગભગ રૂપિયા દસ હજાર જેટલું થયું છે, જેના વ્યાજમાંથી એડનની અંજુમનના જનરલ ફંડને મદદ આપવા ઉપરાંત નાવારસ પારસી છોકરાઓને નિશાળની ફી આપવામાં આવે છે), (૪) સને ૧૯૧૫ માં એમનાં પત્ની સ્વર્ગવાસી થતાં તે પ્રસંગે અંજુમનના જનરલ ફંડમાં આપેલા રૂપિયા બાર હજાર (એ રકમ વધીને હાલમાં રૂપિયા વીસ હજાર જેટલી થઇ છે), (૫) કાવસજી દીનશાહ ઓરીએન્ટલ કલબના પેવેલીયનમાં રૂા. ૧૦૦૦૦ વિગેરે મુખ્ય છે. એડનની પારસી અંજુમનને કરેલી તેમની સખાવતનોજ આંકડો લગભગ પચાસ હજાર જેટલો છે.

મુંબઈની એમની સખાવતોમાં (૧) ઇરાન લીગને રૂપિયા ૭૦૦૦, (૨) ઇરાની જરથોસ્તી ખેડુતોની આર્થિક સ્થિતિ સુધારવા માટે પર્સ પોલીસની આજુબાજુની જમીન ખરીદવા માટે સને ૧૯૩૬ માં રૂા. ૧૦,૦૦૦, (૩) સને ૧૯૨૫ ની ઇરાનની મુસાફરી વખતે રૂપિયા ૧૫,૦૦૦, (૪) ફારસી ભાષાના વિદ્વાન લેખક પ્રો. આગાપુરે દાઉદને 'યશ્ત'નાં ફારસી ભાષાંતર માટે રૂપિયા ૫૦૦૦, (૫) ફીરદોસીની આરામગાહના ફંડમાં રૂપિયા ૧૦૦૦. (૬) મર્હુમ સર સોરાબજીના પહોંચખાનવાલાના પારસી

બેકારી નિવારણ ફંડમાં રૂપિયા ૧૦,૦૦૦, (૭) જરથોસ્તી કોમના લાભ સાચવનારી મંડળીના બિલ્ડીંગ ફંડમાં રૂપિયા ૨૫,૦૦૦, અને (૮) એજ સંસ્થાનાં બીજાં ફંડોમાં રૂપિયા ૩૦,૦૦૦ (૯) ચંદા રામજી ગર્લ્સ સ્કૂલને રૂપિયા ૨૫૦૦, (૧૦) શાન્તિનિકેતનમાં ફંદ અને પહેલવીની ચેર સ્થાપવાના સ્વ. સર દીનશાહ મુલ્લાંના ફંડમાં રૂપિયા ૫૦૦૦, (૧૧) ગ્વાલીયર સ્ટેટમાં ખોલવા ધારેલી ખેતીની યોજનામાં રૂપિયા ૧૨,૦૦૦ વિગેરે રકમોની નોંધ મળી શકી છે, બાકી એમની સખાવતો તો ઘણી છે.

આ ઉપરાંત ગરીબ પારસી કુટુંબો માટે તેમણે માહીમમાં સસ્તા ભાડાંની બિલ્ડીંગ બંધાવી છે, અને ઉરન મધ્યે રૂપિયા વીસ હજારની કિંમતે ૪૦૦ એકર જેટલી જમીન ખરીદ કરીને પારસીઓ માટે સસ્તા ભાડાની ચાલ બંધાવવાની તેમની યોજના હતી.

સર હોરમસજી પોતાની વરસગાંઠના દિવસે દર વરસે પોતાની પેઢીના વિશ્વાસુ મદદનીશો વચ્ચે સાતથી નવ હજાર રૂપિયા આપતા હતા. એમની વાર્ષિક સખાવતનો આંકડો ચાલીસથી પચાસ હજાર રૂપિયાનો હતો, અને એકંદર આંકડો રૂપિયા દસ લાખ જેટલો છે.

સર હોરમસજીની કદર કરીને નામદાર સરકારે સને ૧૯૧૨ માં તેમને એમ. વી. ઓ. નો, સને ૧૯૧૮ માં ઓ. બી. ઇ. નો અને સને ૧૯૨૨ માં સરનાઇટનો માનવંતો ઇલ્કાબ આપ્યો હતો.

સર હોરમસજી એડનની માફક મુંબઇમાં પણ પારસી કોમના મહાન આગેવાન હતા. કોમને લગતી દરેક હિલચાલ,

સભાઓ તથા મેલાવડાઓમાં તેઓ નિયમિત હાજરી આપતા અને ઘણી સભાઓમાં પ્રમુખ તરીકે બિરાજતા. સંખ્યાબંધ પારસી સંસ્થાઓ સાથે સંબંધ ધરાવતા હતા, જેમાંની કેટલીક સંસ્થાઓના પ્રમુખ, કેટલીકના ટ્રસ્ટી, કેટલીકના પેટ્રન, કેટલીકના સ્થાપક, કેટલીકના પોષક અને કેટલીકના સભ્ય હતા. તેઓ એડન અને લાનોલી ઉપરાંત મુંબઇની પારસી પંચાયતના પણ ટ્રસ્ટી હતા.

જશન કમિટિ, ઇરાન લીગ, ધી યંગ મેન્સ પારસી એસોસીએશન, ધોબીતળાવ પારસી એસોસીએશન, ઝોરાસ્ટ્રીઅન એસોસીએશન, ઝોરાસ્ટ્રીઅન કો-ઑપરેટીવ ક્રેડીટ બેંક લીમીટેડ, ગોદરેજ સોપ વર્કર્સ, દાદાભાઇ નવરોજજી મેમોરીઅલ એસોસીએશન વિગેરેના પ્રમુખ, વેસ્ટર્ન ઇન્ડીઆ લીબરલ એસોસીએશનના ઉપપ્રમુખ, ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટના ટ્રસ્ટી અને ગ્રાન્ટ રોડ પારસી એસોસીએશનના પેટ્રન, તથા યુનિઅન બેંક ઑફ ઇન્ડીઆની ડીરેકટરોની બોર્ડના પ્રમુખ, સંન ડે સ્ટાન્ડર્ડના ડીરેકટરોની બોર્ડના પ્રમુખ, ધી બોમ્બે ફાયર એન્ડ લાઇફ એશ્યોરન્સ કંપનીના ડીરેકટરોની બોર્ડના પ્રમુખ અને બીજી કેટલીક જોઇન્ટ સ્ટોક કંપનીઓની ડીરેકટરોની બોર્ડના પ્રમુખ અથવા ડીરેકટર હતા.

ઝોરાસ્ટ્રીઅન ફીઝીકલ કલ્ચર ઇન્સ્ટીટયુટ, જરસ્થોસ્તી કોમના લાભ સાચવનારી મંડળી, અથોરનાન મંડળ, કામા ઇન્સ્ટીટયુટ, સોશીયલ પ્યુરીટી લીગ, રેડક્રોસ સોસાયટી, પારસી એમ્બ્યુલન્સ ડીવીઝન, માસીના હોસ્પીટલ, પારસી સ્કૂલ કેડેટ કોર, દાદાભાઇ નવરોજજી પુઅર બોયઝ સેમીનરી વિગેરે

સંસ્થાઓને સર હોરમસજી વાર્ષિક તથા માસિક મદદ આપતા હતા.

સર હોરમસજીનાં લગ્ન સને ૧૮૭૫ માં મુંબઇના વતની શેઠ નસરવાનજી અર્સકીનનાં પુત્રી શ્રીમતી માણેકબાઇ સાથે થયાં હતાં, જેનાથી એમને એક દીકરી અને ત્રણ દીકરા છે. દીકરીનું નામ આલાંબાઇ અને દીકરાઓનાં નામ શેઠ ફરામરોઝ, શેઠ દીનશાહ અને શેઠ નસરવાનજી છે. પહેલા બે દીકરાઓ એડન ખાતેની 'કાવસજી દીનશાહ એન્ડ બ્રધર્સ' ની પેઢીમાં છે, અને ત્રીજા દીકરા બરહાનપુર ટાપ્ટી મીલ્સ અને બેંગ્લોરની મિલ્કતની વ્યવસ્થા કરે છે.

સને ૧૯૩૯ ની શરૂઆતમાં એડનની સેન્ચ્યુઅરી ઉજવાયેલી તે પ્રસંગે છેલ્લા સર હોરમસજી એડન ગયા હતા.

સર હોરમસજી સંબંધે એફ. કે. દાદાચાનજીના નીચેના ઉદ્ગારો વાંચવા જેવા છે.

Sir Hormasji is the last of the Shethias I know, who is always prepared to spend money for the public good. He is held in the highest esteem by all classes of people for his character, boundless munificence and innate nobility of the soul. He is exceedingly charitable; his heart is as pure as gold and as soft as mango pulp. A man or a women who is deserving hardly goes back from the precincts of his charitable mansion, Adenwalla Baug, without receieving his or her due. He sits with a cheque book in his hands from the early

hours of the day after his usual Zoroastrian devotions are offered to Lord Ahurmazda.

સર હોરમસજીના વિસ્તૃત જીવન ચિત્રનું પુસ્તક પ્રસિદ્ધ થયેલું છે, જેની કિંમત રૂપિયા પાંચ છે. તેની એક આવૃત્તિ સને ૧૯૩૭ માં પ્રસિદ્ધ થયા પછી પાંચ મહિને બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ હતી, તે ઉપરથી તેમની લાગવગ અને લોકપ્રિયતાનો ખ્યાલ વાંચનારને આવી જશે.

૮૨ વરસનું દીર્ઘ, તનદુરસ્ત અને યશસ્વી આયુષ્ય ભોગવીને સર હોરમસજી તા. ૧–૮–૧૯૩૯ ના રોજ બહેસ્તનશીન થયા હતા. એમની સ્મશાનયાત્રામાં હજારો માણસોએ ભાગ લીધો હતો. સંખ્યાબંધ વર્તમાનપત્રોએ એમના સ્વર્ગવાસની દિલગીરીભરી નોંધ લીધી હતી, અને અનેક સંસ્થાઓએ શોકસભાઓમાં દિલગીરી દર્શાવતા ઠરાવો પસાર કરીને એમને માન આપ્યું હતું.

સર હોરમસજીના સ્વર્ગવાસના ખબર એડન પહોંચતાં એડનમાં હડતાળ પાડવામાં આવી હતી, અને કેટલીક પેઢીઓ તથા ઑફીસોમાં પોતાના વાવટા અરધે રાખીને તેમને રાજવંશી માન આપવામાં આવ્યું હતું.

સર હોરમસજીની લાયકાત અને લોકપ્રિયતા એટલી બધી હતી કે તેમનું નામ પોતાના ભણતર વખતે લેવાનો ઠરાવ પારસી કોમના ધર્મગુરૂઓ તરફથી કરવામાં આવ્યો છે, જે જાતનું માન ઘણા ઓછા માણસોને આપવામાં આવે છે.

સર હોરમસજીનો દેહ આપણી વચ્ચેથી જતો રહ્યો છે, પણ એમનું નામ અને એમનાં કામ આપણી સમક્ષ મોજુદ છે.

આજના શ્રીમંતો અને દાતાઓએ સર હોરમસજીના જીવનમાંથી ઘણું શિખવા જેવું છે.

# સર નસરવાનજી નવરોજજી વાડીયા, નાઇટ.

કે. બી. ઇ., સી. આઇ. ઇ., એમ. આઇ. એમ. ઇ.,
એમ. આઇ. એસ. ટી. ઇ., જે. પી., એફ. સી. પી. એસ. આઇ. (ઑન).



**Sir Nasarwanji Navarojaji Wadia, Knight.**

K. B. E., C. I. E., M. I. M. E., M. I. S. T. E., J. P.,
F. C. P. S. I. (Hon).

સર નસરવાનજી વાડીયા સર નેસ વાડીયાના ટુંકા નામથી ઓળખાય છે. એમનો જન્મ સને ૧૮૭૩ ના મે માસની ૩૦ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના પિતા ઑનરેબલ શેઠ નવરોજજી નસરવાનજી વાડીયા, સી. આઈ. ઇ., એમ. આઇ. એમ. ઇ., એ. એમ. આઇ. સી. ઈ. મીલમાલેક હોવા સાથે બાહોશ એન્જીનીયર પણ હતા. સરકાર તરફથી અમુક ઇલ્કાબોનું માન મેળવવા ઉપરાંત મુંબઇના ત્રણ ગવર્નરોએ શેઠ નવરોજજીને પોતાની કાઉન્સીલમાં નિમેલા હતા, અને મુંબઇ સરકાર તથા હિંદી સરકાર તરફથી કેટલીક જરૂરી બાબતોમાં તેમની ખાસ સલાહ લેવામાં આવતી હતી. ગરીબ પારસી ભાડુતોને માટે સસ્તાં ભાડાંની ચાલીઓ બાંધવા માટે રૂપિયા પાંચ લાખ આપવાનું તેમણે પોતાના વસીયતનામામાં જાહેર કર્યું હતું.

સર નેસ વાડીયાએ સેંટ ઝેવીયર સ્કૂલમાં કેળવણી લીધેલી અને સને ૧૮૯૦ માં માન સાથે મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી.

એક વરસ વધુ અભ્યાસ કર્યા પછી તેઓ 'મેસર્સ નવરોજજી વાડીઆ એન્ડ સન્સ' ના નામથી ચાલતી પોતાના પિતાની પેઢીમાં જોડાયા હતા, અને એ પેઢીના વહીવટ નીચે ચાલતી 'ધિ બોમ્બે ડાઇંગ એન્ડ મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડ' ની ખીલવણીમાં તેમણે ઉત્સાહ ભર્યો ભાગ લીધો છે. સને ૧૮૯૫ માં તેઓ તેના એક ડીરેકટર નીમાયલા અને સને ૧૯૦૬ માં તેઓને પ્રમુખ નીમવામાં આવ્યા છે.

એમની મીલોમાં કામ કરતાં માણસોની તનદુરસ્તી અને તેમનાં ભલાં માટેની કાળજીની બાબતમાં તેમની મીલો નમુના રૂપ ગણાય છે.

એમની પેઢીએ મુંબઇમાં અને બીજે ઠેકાણે કેટલીક મીલો બાંધવાના કામમાં સલાહકાર તરીકે કામ કરેલું છે, અને કેટલીક મીલોને મશીનરી પૂરી પાડેલ છે. મીલ ઉદ્યોગનું તેમનું જ્ઞાન નોંધને પાત્ર ગણાય છે.

સર નેસ વાડીઆ સને ૧૯૨૧ અને ૧૯૨૫ માં મુંબઇના મીલમાલેક મંડળના પ્રમુખ ચુંટાયેલા અને સને ૧૯૧૭ માં નામદાર સરકાર તરફથી 'ઇન્ડીઅન કોટન કમિટિ' માં ચુંટાયેલા.

મુંબઇની જાણીતી 'નવરોજજી વાડીયા મેટરનીટી હોસ્પીટલ' એમની સખાવતથી અસ્તિત્વમાં આવી છે, અને બાળકો માટેની 'જરબાઇ વાડીઆ હોસ્પીટલ' એમના ભાઇ સર ખુશરૂ વાડીઆની સાથે મળીને એમણે બંધાવેલી છે, એના નિભાવ માટે અમુક રકમ એમના તરફથી અને અમુક રકમ મુંબઇ સરકાર તથા મુંબઇની મ્યુનીસીપાલીટી તરફથી આપવામાં આવે છે. આ હોસ્પીટલો ગરીબ સ્ત્રીઓ અને બાળકોને આશીર્વાદ સમાન ગણાય છે.

પોતાના સ્વર્ગસ્થ પિતાની ઇચ્છાને માન આપીને, ગરીબ પારસી ભાડુતો માટે 'નવરોઝ બાગ' બંધાવવા ઉપરાંત 'જર બાગ' 'રૂસ્તમ બાગ' અને 'ખુશરૂ બાગ' તેમણે બંધાવેલ છે, જેમાં આશરે ૧૧૦૦ ગરીબ તથા મધ્યમ સ્થિતિના પારસીઓ ઓછાં ભાડાંથી રહી શકે છે.

પુનાની 'નવરોજજી વાડીઆ કૉલેજ'ને પણ આ ભાઇઓએ સારી મદદ કરેલી છે. સર નેસ વાડીયાની નહિ નોંધાયેલી કેટલીક સખાવતો પણ છે.

સર નેસ વાડીયાની કદર કરીને નામદાર સરકારે સને ૧૯૧૭ માં તેમને સી. આઇ. ઇ. નો અને સને ૧૯૨૬ માં કે. બી. ઇ. નો ઇલ્કાબ આપેલો છે.

તેમની વૈદ્યકીય સખાવતોની કદર તરીકે મુંબઇની 'કૉલેજ ઑફ્ ફ્રીઝીશીયન્સ એન્ડ સરજન' તરફથી તેમને ઑનરરી ફેલોનું માન આપવામાં આવ્યું છે.



## સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ, નાઇટ.

સી. આઇ. ઇ., એમ. બી. ઇ., જે. પી.



Sir Pursottamdas Thakordas, Knight.

C. I. E., M. B. E., J. P.

સર પુરૂષોતમદાસ ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૭૯ ના મેની ૩૦ મી તારીખે (સંવત ૧૯૩૫ ના જેઠ સુદ ૯) મુંબઇમાં થયો હતો.

એમના પિતા ઠાકોરદાસ આત્મારામ સોલીસીટરનો ધંધો કરતા હતા.

સર પુરૂષોતમદાસની ઉંમર પાંચેક વરસની હતી ત્યારે તેમના પિતાશ્રી અને ત્યાર પછી એક વરસે તેમનાં માતુશ્રી સ્વર્ગવાસી થયાં હતાં, એટલે માતાપિતાનું સુખ સર પુરૂષોત્તમદાસે લગભગ નથી ભોગવ્યું એમ કહી શકાય.

મુંબઇની એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાંથી મેટ્રિક થઇને તેઓ એલ્ફીસ્ટન કૉલેજમાં દાખલ થયા હતા, અને બી. એ. સુધી અભ્યાસ કર્યો હતો.

સને ૧૯૦૨ માં તેઓ નારણદાસ રાજારામ એન્ડ કંપનીમાં કામ શિખવા માટે દાખલ થયા હતા, જે પેઢીના આજે તેઓ પ્રથમ પંક્તિના ભાગદાર છે. નારણદાસ રાજારામ કંપનીના સંબંધમાં અત્રે એટલો ખુલાસો કરવાની જરૂર છે કે નારણદાસ અને રાજારામ બંને જુદી જુદી જ્ઞાતિના ગૃહસ્થો હતા, અને વરસો પહેલાં તેઓએ ભાગદારીમાં પેઢી સ્થાપી હતી.

સર પુરૂષોત્તમદાસ સને ૧૯૦૨ માં આ પેઢીમાં શિખાઉ તરીકે જોડાયા હતા, પરંતુ સને ૧૯૦૭ માં તેમના કાકા શેઠ વૃજભૂખણદાસ આત્મારામ જેઓ એ પેઢીના ભાગદાર હતા તેઓ નિવૃત્ત થતાં સર પુરૂષોત્તમદાસની લાયકાતથી એ પેઢીના તેમને ભાગદાર બનાવવામાં આવ્યા હતા. સર પુરૂષોત્તમદાસ આ પેઢીમાં જોડાયા પછી પેઢીનું કામકાજ તેમણે ખુબ વધારી દીધું. સને ૧૯૧૭ માં યુગાન્ડા (આફ્રીકા) માં પેઢીની શાખા ખોલી. યુગાન્ડામાં રૂના ધંધાની પહેલી પેઢી નારણદાસ રાજારામની કહેવાય છે.

સર પુરૂષોત્તમદાસ, નારણદાસ રાજારામની પેઢીમાં જોડાયા ત્યારે રૂ બજારમાં પરદેશી પેઢીઓનું વર્ચસ્વ હતું, દેશમાં

આવેલી જાગૃતિના પરિણામે આજે પરદેશી પેઢીઓનું જોર અગાઉના જેટલું રહ્યું નથી. એને ઠેકાણે દેશી પેઢીઓ મોખરે આવેલી છે. રૂના નામાંકિત વેપારીઓમાં સર પુરૂષોત્તમદાસનું નામ આગેવાન વેપારીઓમાં ગણાય છે, અને કેટલીક પેઢીઓ તો તેમને Cotton King તરીકે પણ ઓળખે છે.

સર પુરૂષોત્તમદાસની વેપારી તરીકેની કારકીર્દિ જેવી ઝળકતી છે, તેવી જ તેમની જાહેર કારકીર્દિ પણ ઝળકતી છે. તેમની જાહેર કારકીર્દિની શરૂઆત સને ૧૯૧૧ થી થયેલી અને તે દિનપ્રતિદિન વધતી ગઇ છે.

સને ૧૯૧૧-૧૨ માં તેમણે 'સેન્ટ્રલ ફેમીન રીલીફ ફંડ' ના જનરલ સેક્રેટરી તથા ખજાનચી તરીકે, સને ૧૯૧૮-૧૯ મા 'ફેમીન રીલીફ ફંડ' ના જનરલ સેક્રેટરી તથા ખજાનચી તરીકે અને સને ૧૯૨૮ માં 'રેલ સંકટ નિવારણ ફંડ' ના પ્રમુખ તરીકે કામ કરેલું.

સને ૧૯૧૬ માં તેઓ લેજીસ્લેટીવ કાઉન્સીલમાં નિમાયેલા. સને ૧૯૨૨ માં કાઉન્સીલ ઑફ સ્ટેટમાં નિમાયેલા અને સને ૧૯૨૪ થી ૧૯૩૦ સુધી 'ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર' ના પ્રતિનિધિ તરીકે લેજીસ્લેટિવ એસેમ્બલીમાં ગયેલા.

સને ૧૯૨૧ માં 'એકવર્થ રેલ્વે કમિટિ' ના સભ્ય તરીકે સને ૧૯૨૨-૨૩ માં 'ઇન્ડીયન રીટ્રેન્ચમેન્ટ (ઇંચકેપ) કમિટિના સભ્ય તરીકે, સને ૧૯૨૪ માં શેરબજારની બાબતમાં રિપાર્ટ કરવા નિમાયેલી 'એટલે કમિટિ'ના સભ્ય તરીકે, સને ૧૯૨૬ માં 'રૉયલ કમીશન ઑન કરન્સી એન્ડ એક્ષચેંજ' (હીલ્ટન-યંગ કમીશન)ના સભ્ય તરીકે અને સને ૧૯૨૮ માં 'ફેડરેશન ઑફ ઇન્ડીઅન ચેમ્બર્સ ઑફ કોમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રી'

ના પ્રમુખ તરીકે તેમણે કામ કરેલું. સને ૧૯૩૨ માં 'રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ' માટે તેઓ લંડન ગયેલા અને 'જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટિ'માં હાજરી આપેલી. સને ૧૯૩૬ માં 'ઇન્ડો બ્રિટિશ ટ્રેડ પેકટ એડવાઇઝરી કમિટિ'ના ચેરમેન તરીકે, ૧૯૩૮ માં 'ઇકોનોમીકસ ઇન્કવાયરી કમિટિ'ના ચેરમેન તરીકે અને સને ૧૯૩૯ માં 'ઇન્ડીયન નેશનલ પ્લેનીંગ કમિટિ'ના સભ્ય તરીકે તેમણે કામ કરેલું.

સને ૧૯૧૪ થા તેઓ મુંબઈના પોર્ટ ટ્રસ્ટના સભ્ય છે. સને ૧૯૨૧ થી ઇસ્ટ ઇન્ડીઆ કૉટન એસોસીએશનના પ્રમુખ છે. ડાકોર ટેમ્પલ કમિટિના મેમ્બર સને ૧૯૧૪ થી ડીસ્ટ્રીકટ કોર્ટ અમદાવાદ તરફથી નિમાય છે. મોઢ બોર્ડિંગ, રાજકોટ અને ગૌરક્ષક મંડળ, મુંબઇના પ્રમુખ છે. મુંબઈ પાંજરાપોળના ટ્રસ્ટી છે અને 'ઇમ્પીરીઅલ ઇન્ડીઅન સીટીઝનશીપ એસોસીએશન'ના પ્રમુખ છે. 'બોમ્બે ઇલેકટ્રીક સપ્લાય એન્ડ ટ્રામ્વેઝ કંપની લી.', 'ઓરીએન્ટલ ગવર્નમેન્ટ સીકયુરીટી લાઇફ એશ્યુરન્સ કું. લી.' અને 'ઇન્ડીઅન રેડીઓ એન્ડ કેબલ કોમ્યુનીકેશન કું. લી.'ના પ્રમુખ અને રીઝર્વ બેંક ઑફ ઇન્ડીઆ, સુરત ઇલેકટ્રીસીટી કું. તથા બીજી પચાસેક જેટલી જોઇન્ટ સ્ટૉક કંપનીઓના તેઓ ડીરેકટર છે.

પોતાનાં મૂળ વતન સુરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાઇટીના પ્રમુખ તેઓ ૧૯૨૨ થી ૧૯૩૩ સુધી હતા. કેળાંપીઠના પોતાના 'ઠાકોર બાગ' નામના મકાનને હિંદુ સ્ત્રીઓ માટેના સુવાવડખાનાના રૂપમાં ફેરવી નાખ્યું છે, અને તે મકાન વાપરવા આપી દઇને તેમાં પોતાનાં માતુશ્રી તથા કાકીના નામનું 'હિન્દુ સૂતિકાગૃહ' ખોલ્યું છે.

સુરત જીલ્લાનાં ગામોમાં ૧૧૫ પ્રાથમિક શાળાઓનાં મકાનો બંધાવી આપ્યાં છે, જેમાં લગભગ ચાર લાખ રૂપિયા ખર્ચ થયો છે. રૂપિયા પચીસ હજારના ખર્ચે ૨૧ કસરત-શાળાઓ સ્થાપી છે અને સુરતનાં ગામડાંઓમાં ૪૫૦ જેટલી લાઇબ્રેરીઓ સ્થાપી છે. ડાકોરમાં હાઇસ્કૂલ માટે બે મકાનો લગભગ પંચાસી હજાર રૂપિયાના ખર્ચે બંધાવ્યાં છે.

આવા મહાન વેપારી અને સખાવતે બહાદૂર ગૃહસ્થની કદર કરીને નામદાર સરકારે સને ૧૯૧૨ માં તેમને કયસરે હિંદ, સને ૧૯૧૩ માં જે. પી., સને ૧૯૧૮ માં સી. આઇ. ઇ., સને ૧૯૨૪ માં સર નાઇટ, અને સને ૧૯૨૬ માં એમ. બી. ઇ. ના ઇલ્કાબો આપેલા છે. તેઓ સને ૧૯૨૦ માં મુંબઇના શેરીફ પણ નિમાયેલા.

સર પુરૂષોત્તમદાસ ધર્મે વૈષ્ણવ છે, તેઓ અંધશ્રદ્ધાળુ નથી તેમ નાસ્તિક પણ નથી. શ્રીનાથજીની મૂર્તિને 'પોલ' કે એવા કોઇ છાપાવાળાએ જ્યારે કાળભૈરવની મૂર્તિની ઉપમા આપેલી ત્યારે તેના વિરોધમાં માધવબાગમાં મળેલી સભાના પ્રમુખ તરીકે તેમણે કામ કરેલું. દેવદ્વારે અને સ્મશાનદ્વારે સહુ સમાન હોવાં જોઇએ એવી તેમની માન્યતા છે.

મુંબઇના વેપારીઓમાં સર પુરૂષોત્તમદાસની લાગવગ કેટલી છે એ જોવાનો એક પ્રસંગ ઉભો થયેલો ત્યારે તેમણે ત્રણ કલાકમાં રૂપિયા સાઠ હજાર એક ધર્માદા કામ માટે ભેગા કરી આપેલા.

એક વેપારી તરીકે, એક જાહેર કાર્યકર્તા તરીકે અને એક સખાવતે બહાદુર નર તરીકે સર પુરૂષોત્તમદાસનું નામ પ્રખ્યાત છે.



# લેડી ધનકોરબ્હેન પુરૂષોત્તમદાસ. જે. પી.



Lady Dhankoreben Purusottamdas. J. P.

લેડી ધનકોરબ્હેન ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૮૪ માં ભુજમાં થયો હતો.

એમનો જન્મ થયો એ અરસામાં સ્ત્રીકેળવણીનો પ્રચાર ન હોવાના કારણે તેઓ ઝાઝી કેળવણી લઈ શક્યાં નથી,

સાધારણ ગુજરાતી અભ્યાસ કર્યો છે.

સને ૧૯૦૧ માં એટલે કે લગભગ સત્તર વરસની ઉંમરે તેમનાં લગ્ન મુંબઈના જાણીતા શહેરી સર પુરૂષોત્તમદાસની સાથે થયાં હતાં.

સર પુરૂષોત્તમદાસ જાહેર પ્રવૃત્તિઓમાં ઘણોજ ભાગ લે છે, એથી વિરૂધ્ધ લેડી ધનકોરબ્હેન જાહેર પ્રવૃત્તિઓમાં નહિ જેવોજ ભાગ લે છે. ધણી ધણીયાણી બંનેએ જાહેર પ્રવૃત્તિમાં ન પડતાં સ્ત્રીએ ઘર સંભાળીને બેસી રહેવું જોઇએ એવી એમની માન્યતા છે.

લેડી ધનકોરબ્હેને સર પુરૂષોત્તમદાસની સાથે ત્રણ વખત વિલાયતનો પ્રવાસ કરેલો છે.

સને ૧૯૨૭ માં એમને નામદાર સરકારે જે. પી. નો ઇલ્કાબ આપ્યો, તે બાબતના સમાચાર આપવા તેમના સ્નેહી સ્વ. શેઠ લાલજી નારણજી આવેલા ત્યારે એમ કહેવાય છે કે એ સમાચારથી તેમને કાંઈ ખાસ આનંદ થયો નહોતો.

સંતાનમાં તેમને પદ્માવતી નામની ઉંમરલાયક પુત્રી છે, જેને ત્રણ દિકરા છે. લેડી ધનકોરબ્હેન દિકરીના દિકરાઓને પોતાના દિકરા બરોબર માને છે.

લેડી ધનકોરબ્હેન નવા જમાનામાં હોવા છતાં નવા જમાનાનો ખાસ રંગ એમને લાગ્યો નથી, જુના જમાનાની સ્ત્રીની માફક તેઓ પોતાનું જીવન પસાર કરે છે. બનવાજોગ છે કે સર પુરૂષોત્તમદાસ જાહેર પ્રવૃત્તિઓમાં વધારે પડતો ભાગ લઇ શકે છે એનું કારણ લેડી ધનકોરબ્હેનની ઘરરખ્ખુ વૃત્તિ પણ હોય.



# સર ચુનીલાલ વૃજભુખણદાસ મ્હેતા, નાઇટ.

કે. સી. એસ. આઇ, એમ. એ., એલ. એલ. બી.



**Sir Chunilal Vrujbhukhandas Maheta, Knight.**

K. C. S. I., M. A., L. L. B.

સર ચુનીલાલ મ્હેતા ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૮૧ ના જાન્યુઆરીની ૧૨ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મૂળ સુરતના વતની, જ્યાંથી ધંધાર્થે મુંબઇ આવીને વસ્યા હતા. સર ચુનીલાલના પિતા શેઠ વૃજભૂખણદાસ આત્મારામ જાણીતા વેપારી હતા, અને મુંબઇની જાણીતી નારણદાસ રાજારામની પેઢીના ભાગદાર હતા.

સર ચુનીલાલની બાલ્યાવસ્થા મુંબઇમાંજ વ્યતીત થયેલી અને તેમણે સેંટ ઝેવીયર કૉલેજ તથા ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં શિક્ષણ લઇને એમ. એ. એલ. એલ. બી. ની પરીક્ષાઓ પસાર કરેલી. વિદ્યાર્થી અવસ્થામાં તેઓ ક્રીકેટના શોખીન

હતા અને ટ્રાયેંગ્યુલર તથા કવાડ્રેંગ્યુલર મેચમાં ભાગ લેતા હતા. અભ્યાસ પુરો કર્યા પછી તેઓ પોતાના વડિલોના ધંધામાં જોડાઈ ગયેલા.

સર ચુનીલાલના જાહેર જીવનની શરૂઆત સને ૧૯૦૭ માં મ્યુનીસીપાલીટીના સભ્ય તરીકે થઇ હતી. સને ૧૯૧૨ માં તેઓ તેની સ્ટેન્ડીંગ કમિટિના અને સને ૧૯૧૬ માં મ્યુની-સીપાલીટીના પ્રમુખ ચુંટાયા હતા. એજ વરસમાં તેમની ચુંટણી મ્યુનીસીપાલીટી તરફથી મુંબઇની ધારાસભાના સભ્ય તરીકે કરવામાં આવી હતી. સને ૧૯૧૮ માં સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના પ્રમુખ, સને ૧૯૨૦ માં પોર્ટ ટ્રસ્ટના સભ્ય અને સને ૧૯૧૮ તથા ૧૯૩૧ માં ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બરના પ્રમુખ તેઓ ચુંટાયા હતા.

સને ૧૯૨૧ થી ૧૯૨૮ સુધી મુંબઇ સરકારના પ્રધાન, વસુલાતી અને નાણાંખાતાંના મેમ્બર તેઓ નિમાયા હતા.

સરકારી હોદ્દેદાર હોવા છતાં, ગુજરાત રેલ સંકટ વખતે સંકટનિવારણના કામમાં તેમણે મહાસભાને સાથ આપી સરકારી મદદ આપી હતી, તેમજ બારડોલીની સમજુતી સરદાર વલ્લભભાઇ સાથે તેમની મારફતે થઇ હતી.

સર ચુનીલાલની નિમણુંક હિંદી સરકાર તરફથી ડહેરાડૂન ફોરેસ્ટરી કમિટિ, પંજાબની ઉહલરીવર હાઇડ્રો ઇલેકટ્રીક સ્કીમ પ્રોગ્રેસની તપાસ સમિતિ અને સોલ્ટ સરવે કમિટિના પ્રમુખ તરીકે કરવામાં આવી હતી. સને ૧૯૨૯ માં હિંદના એક પ્રતિનિધિ તરીકે જીનીવા લીગ ઓફ નેશન્સમાં તેઓ ગયા હતા.

સર ચુનીલાલે ભરૂચમાંની પોતાના વડિલોની મીલ સંભાળવા ઉપરાંત સને ૧૯૩૩ માં તેઓ સેંચરી મીલના

મેનેજીંગ એજન્ટ થયા છે. એકંદરે તેઓ પચીસેક લીમીટેડ કંપનીઓના ડીરેકટર છે, જેમાં ચારેક મીલો, એક બેંક, ઇલેકટ્રીક સપ્લાઇ કંપનીઓ, વીમા કંપની, મેચ ફેકટરી, એસોસીએટેડ સીમેન્ટ કંપની અને તાતા આર્યન એન્ડ સ્ટીલ કંપની વિગેરેનો સમાવેશ થાય છે.

ઇન્ડીયન વીમેન્સ યુનીવર્સિટીના ચેન્સેલર અને બોમ્બે પ્રોવીન્શીયલ સ્કાઉટ કમીશ્નર તરીકેની સર ચુનીલાલ મ્હેતાની કારકીર્દિ પણ જાણીતી છે.

એમની લાયકાતની કદર તરીકે નામદાર સરકાર તરફથી તેમને જે. પી., સર નાઈટ અને કે. સી. એસ. આઇ. વિગેરે ઇલ્કાબો આપવામાં આવેલ છે.

ઉપરની હકીકત પરથી વાંચનાર જોઈ શકશે કે સર ચુનીલાલ મ્હેતાની કારકીર્દિ એક મીલ એજન્ટ, એક સ્પોર્ટ્સ-મેન અને એક આગેવાન શહેરી તરીકે નોંધને પાત્ર છે.



# સર હોરમસજી ફીરોઝશાહ મોદી.

એમ. એ., એલ. એલ. બી., કે. બી. ઇ.



Sir Hormasji Phirozshah Mody.

M. A., L. L. B., K. B. E.

સર હોરમસજી ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૮૧ ના સપ્ટેમ્બરની ૨૩ મી તારીખે મુંબઇમાં થયો હતો

સેંટ ઝેવીયર સ્કૂલ, સેંટ ઝેયીયર કૉલેજ અને ગવર્નમેન્ટ લૉ કોલેજમાં શિક્ષણ લઇને સને ૧૯૦૪ માં એમ. એ., સને ૧૯૦૬ માં એલ. એલ. બી. અને એડવોકેટ (O. S) ની પરીક્ષાઓ તેમણે પસાર કરી હતી.

સર હોમી મોદી સેન્ટ્રલ બેંક ઑફ ઇન્ડીયા લી. અને એસોસીએટેડ સીમેન્ટ કંપનીઝ લી. ના હાલ ચેરમેન છે, અને ધિ તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની, તાતા હાઇડ્રો-ઇલેકટ્રીક એજન્સીઝ, ઇન્ડીયન હૉટેલ્સ કંપની, તાતા ઑઇલ મીલ્સ તથા તાતા ગ્રુપ ઑફ ટેક્ષટાઇલ મીલ્સ વિગેરેના ડીરેકટર છે.

બૉમ્બે મીલ ઑનર્સ એસોસીએશનના પ્રમુખ તેઓ સને ૧૯૨૭ અને ૧૯૨૯ થી ૧૯૩૪ સુધી હતા. ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બરના પ્રમુખ તેઓ ૧૯૨૮ માં હતા.

સને ૧૯૧૩ થી તેઓ મુંબઇની મ્યુનીસીપાલીટી સાથે સંબંધ ધરાવે છે અને તેની પેટા કમિટિઓમાં વખતો વખત ચુંટાવા ઉપરાંત ૧૯૨૩–૨૪ માં તેઓ તેના પ્રમુખ પણ ચુંટાયા હતા. સને ૧૯૨૯ થી તેઓ લેજીસ્લેટિવ એસેમ્બલીના પણ મેમ્બર છે.

(૧) ઇન્ડો લેંકેશાયર ટેક્ષટાઇલ એગ્રીમેન્ટ સને ૧૯૩૩ માં થયેલું તેના તેઓ જોઇન્ટ સીગ્નેટરી છે. (૨) એમ્પોલયર્સ ફેડરેશન ઑફ ઇન્ડીયા સને ૧૯૩૩ માં સ્થપાયું ત્યારથી તેના, (૩) ધિ ઇન્ડીયન સ્ટેટીસ્ટીકલ સોસાઇટીની મુંબઇની શાખાના અને (૪) ક્રીકેટ કલબ ઑફ ઇન્ડીઆના તેઓ પ્રમુખ છે. (૫) કેન્સરના ઇલાજ માટે તાતા મેમોરીયલ હોસ્પીટલ અને સામાજીક કાર્યકરો તૈયાર કરવા માટે ગ્રેજ્યુએટ સ્કૂલ ઑફ સોશીયલ વર્ક સ્થાપનાર સર દોરાબજી તાતા ટ્રસ્ટ અને (૬) વાડીયા હાઉસીંગ સ્કીમના તેઓ ટ્રસ્ટી છે.

લંડનમાં મળેલી ઇન્ડીયન રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ અને રીઝર્વ બૅંક કમિટિના તેઓ સભ્ય હતા અને જીનીવા ખાતે સને ૧૯૩૭ માં મળેલી ૨૩ મી ઇન્ટરનેશનલ લેબર કૉન્ફરન્સ વખતે તેઓ હિંદી સરકાર તરફથી હિંદના પ્રતિનિધિ તરીકે ગયા હતા.

રાજદ્વારી, સામાજીક અને વ્યાપારી જગતમાં અગ્રસ્થાન ધરાવનાર આવા શહેરીની કદર કરીને નામદાર સરકારે તેમને સને ૧૯૩૫ માં કે. બી. ઇ. નો માનવંતો ઇલ્કાબ આપેલો છે.



## સર હોરમસજી માણેકજી મ્હેતા, નાઈટ. જે. પી.



**Sir Hormasji Manekji Maheta, Knight.** J. P.

સર હોરમસજી ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૭૧ ના એપ્રીલની પહેલી તારીખે મુંબઇમાં થયો હતો.

એમનાં માબાપની હાલત ગરીબ હોવા છતાં, પોતાના પુત્રને કેળવણી આપવા તેમણે બનતો પ્રયાસ કર્યો હતો.

સર હોરમસજીએ ફોર્ટ અને એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં અભ્યાસ કરીને સને ૧૮૯૦ માં મૅટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. ત્યાર પછી પૈસા સંબંધી સ્થિતિ સારી નહિ હોવાથી વધુ અભ્યાસ ન કરતાં તેઓ પંદર રૂપિયાના ટુંકા પગારથી મુંબઇની ટંકશાળમાં નોકર રહ્યા હતા. એક વરસ સુધી એ નોકરી કર્યા પછી પચાસ રૂપિયાના પગારથી તેઓ ચાયના મીલ્સ લીમીટેડમાં

આસીસ્ટન્ટ એકાઉન્ટન્ટ નિમાયા હતા. એ નોકરી અમુક સમય કર્યા પછી તેઓ સને ૧૮૯૪ માં મીલ સ્ટોર્સ સપ્લાઇનો ધંધો કરતી ડી. આર. ઉમરીગરની કંપનીમાં જોડાયા હતા, અને એ વરસ સુધી એ કંપનીના હેડ સેલ્સમેન તરીકે કામ કર્યું હતું.

સને ૧૮૯૭ માં તેમણે 'એચ. એમ. મ્હેતા એન્ડ કંપની'ના નામથી મીલસ્ટોર સપ્લાઇનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો હતો.

સને ૧૯૦૪ માં અમદાવાદના સ્વ. બાહોશ મીલમાલેક શેઠ મંગળદાસ ગીરધરદાસ પારેખની સાથે મળીને તેમણે 'વિકટોરીઆ મીલ' વેચાતી લીધી હતી. ૧૯૧૪ માં 'જ્યુબિલી મીલ', ૧૯૧૬ માં 'રાજા ગોકુળદાસ મીલ' અને ૧૯૨૯ માં 'ગાયકવાડ મીલ' લીધી હતી અને પછી તેમને લીમીટેડ કંપનીઓમાં ફેરવી નાખી હતી.

સને ૧૯૦૪ થી ૧૯૩૬ સુધીમાં નીચેની લીમીટેડ કંપનીઓ તેમના વહીવટ નીચે નવી ચાલુ થઇ હતી, અથવા જુની આબાદ થઇ હતી.

(૧) વિકટોરીઆ મીલ્સ લીમીટેડ, ૧૯૦૪. (૨) ઝેનીથ લાઇફ એસ્યુરન્સ કંપની લીમીટેડ, ૧૯૧૨. (૩) પુના ઇલેકટ્રીક સપ્લાઇ કંપની લીમીટેડ, ૧૯૧૬. (૪) જ્યુબિલિ મીલ્સ લી. ૧૯૧૯, (૬) રાજા ગોકુળદાસ મીલ્સ લી. ૧૯૧૯, (૬) ધિ બ્રિટીશ ઇન્ડીઆ જનરલ ઇન્સ્યુરન્સ કંપની લી. ૧૯૧૯, (૭) ટી. આર. પ્રાટ (બોમ્બે) લી. ૧૯૧૯, (૮) એમ. ટી. લી. ૧૯૧૯, (૯) ધિ નોર્ધન ઈન્ડીઆ પોર્ટલેન્ડ સીમેન્ટ કું. લી. ૧૯૧૯–૨૦, (૧૦) ન્યુ ઇલેકટ્રીકલ ટોટેલીઝેટર કંપની લી. ૧૯૧૯–૨૦, (૧૧) એચ. એમ. મ્હેતા એન્ડ

કંપની ( કૉટન ડીપાર્ટમેન્ટ ) ૧૯૨૦, (૧૨) ક્રોમ્પટન્સ (બોમ્બે) લી. ૧૯૨૦, (૧૩) ઉગાન્ડા કૉટન કંપની ૧૯૨૨, (૧૪) ધિ ગાયકવાડ મીલ્સ લી. ૧૯૨૯, (૧૫) નાસીક–દેવલાલી ઇલેક્ટ્રીક સપ્લાઈ કંપની લીમીટેડ ૧૯૩૦, (૧૬)નડીયાદ ઇલેકટ્રીક સપ્લાઇ કંપની લી. ૧૯૩૧, '(૧૭) ડ્રાઇ આઇસ કોર્પોરેશન ઑફ ઇન્ડીઆ લી. ૧૯૩૬, (૧૮) નવસારી કૉટન એન્ડ સીલ્ક મીલ્સ લી. ૧૯૩૬.

મીલ સ્ટોર્સ, વણાટકામના સંચાઓ, વિજળીનાં કારખાનાં, રૂ અને વીમાના કામકાજનો સર હોરમસજીને સારો અનુભવ છે, તેથી કેટલાક માણસો એ બાબતમાં તેમની સલાહ લે છે.

ધંધામાં જામ્યા .પછી સર હોરમસજીએ સને ૧૯૩૦ ના જુન માસથી જાહેર જીવનમાં ભાગ લેવાનું શરૂ કરેલું અને શ્રી રતનશી મોરારજીની કાઉન્સીલ ઑફ સ્ટેટમાં ખાલી થયેલી જગ્યાની પેટા ચુંટણીમાં તેઓ ફત્તેહમંદ રીતે ચુંટાયેલા, ત્યાર પછી સને ૧૯૩૧ માં પાછા તેઓ એજ જગ્યા માટે ચુંટાયા હતા.

સને ૧૯૩૨ માં સર હોરમસજીની નિમણુંક હિંદી સરકાર તરફથી ઓરીસાની સરહદ નવેસરથી નક્કી કરવા માટે નિમાયેલી ' બિહાર ઓરીસા ' કમિટિમાં કરવામાં 'આવી હતી. સને ૧૯૩૩ માં ' રીઝર્વ બૅંક ' અને ' ઇમ્પીરીયલ બૅંક ' ની કમિટિઓમાં તેમની નિમણુંક કરવામાં આવી હતી. સને ૧૯૩૪ માં ' લીગ ઑફ નેશન્સ 'ના ડેલીગેટ તરીકે તેમની નિમણુંક કરવામાં આવી હતી, અને સને ૧૯૩૬ માં જીનીવા આતે મળેલી ' ઇન્ટરનેશનલ લેબર કોન્ફરન્સ ' માટે મજુરોના પ્રતિનિધિ તરીકે તેમને નિમવામાં આવ્યા હતા.

સર હોરમસજી મક્ષાબાજી અને ક્રીકેટના નાનપણથી

શોખીન છે. ક્રીકેટ તરફનો શોખ હજુ પણ ચાલુ છે. તેમણે એક વખત મુંબઇથી ક્રીકેટની ટીમ મોકલી હતી અને 'નોર્થન ઇંન્ડીઆ ક્રીકેટ ટુરીંગ ટીમ' ને 'ટ્રોફી' ભેટ આપી હતી. આ ટીમે સને ૧૯૩૦-૩૧ માં ફત્તેહમંદ રમત રમીને 'કેપ્ટન સાસુન કપ' મેળવ્યો હતો. સર હોરમસજી ' કન્ટ્રોલ ઑાફ ધિ ક્રીકેટ કલબ ઑાફ ઇન્ડીઆ 'ના સભ્ય છે.

સને ૧૯૩૫ માં મુંબઇમાં મળેલી ' ઑાલ ઇન્ડીઆ ઇન્સ્યુરન્સ કોન્ફરન્સ ' ની સ્વાગત સમિતિના તેઓ પ્રમુખ નિમાયા હતા.

સર હોરમસજી ગરીબ સ્થિતિમાંથી આગળ વધેલા હોવાથી ગરીબોનાં દુઃખોનો તેમને અનુભવ છે, અને તેથી તે દૂર કરવા માટે તેઓ કોશિષ કરે છે. કેળવાયેલા, ચાલાક અને આશાજનક યુવાનો પ્રત્યે તેમને લાગણી રહે છે, અને તેમને આગળ વધવા માટે મદદ કરે છે. એમની મદદથી એવા કેટલાક યુવાનો I. C. S. ની પરીક્ષા પસાર કરી શકયા છે.

નામદાર સરકારે સને ૧૯૨૯ માં તેમને જે. પી. નો અને સને ૧૯૩૭માં સર નાઇટનો માનવતો ઇલ્કાબ આપેલો છે.

માત્ર પંદર રૂપિયાના પગારથી જીવનની શરૂઆત કરનાર માણુસ કેટલાય ધંધા જમાવી શકે છે, પુષ્કળ પૈસા મેળવી શકે છે, અને ઉંચા ઇલ્કાબો તથા ભારે પ્રતિષ્ટા પ્રાપ્ત કરી શકે છે એ વાતની ખાત્રી સર હોરમસજીના જીવન પરથી થઇ શકે છે. એમનું જીવન આગળ વધવા ઇચ્છા રાખનાર ગરીબ પણ બાહોશ માણસોને માટે દીવાદાંડી જેવું છે.



## સર ઇશ્વરદાસ લક્ષ્મીદાસ, નાઇટ.

જે. પી., ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



Sir Ishawardas Laxmidas, Knight.

J. P., Hon. Presidency Magistrate.

સર ઇશ્વરદાસ ન્યાતે કપોળ વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૨૯ ના પોષ વદ ૯ ના રોજ મુંબઇમાં થયો હતો.

તેઓ મુંબઇના જુના પ્રખ્યાત ગૃહસ્થ શેઠ રૂપજી ધનજી કે જે ઇસ્ટ ઇન્ડીયા કંપનીના શરાફ હતા તેના વંશના છે.

સર મંગળદાસ નથુભાઇ, શેઠ વરજીવનદાસ માધવદાસ, અને સર હરકીસનદાસ નરોત્તમદાસ વિગેરે મુંબઇના પ્રખ્યાત કપોળ ગૃહસ્થો અને સર ઇશ્વરદાસ એકજ પુરૂષના વંશજો છે. એ કુટુંબમાં તેઓ ચોથા સર અને બીજા શેરીફ છે.

સર ઇશ્વરદાસે મુંબઇની સેંટ ઝેવીયર સ્કૂલમાં અંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ કરેલો, અને તે પછી તેઓ ધંધામાં જોડાઇ ગયા હતા. સવંત ૧૯૫૦ ના અરસામાં તેમણે મેસર્સ ડેવીડ સાસુનની કંપનીમાં, રેશમ, સુતર તથા કાપડના દલાલ તરીકે ધંધાની શરૂઆત કરેલી, અને ત્યાર પછી પોતાની કુનેહથી ધંધામાં ખુબ આગળ વધેલા.

ધિ પોર્ટકેમીંગ એન્ડ લેન્ડ ઇમ્પ્રુવમેન્ટ કું. લી., ધિ સાસુન એન્ડ એલાયન્સ સીલ્ક મીલ્સ કું. લી., ધિ સાસુન સ્પીનીંગ ન્યુ યુનીયન, ધિ ખંડાલા લોનાવાલા ઇલેકટ્રીક સપ્લાય કું., ધિ પનવેલ તાલુકા ઇલેકટ્રીક સપ્લાય એન્ડ ડેવલેપમેન્ટ કું., ધિ નાસીક દેવલાલી ઇલેકટ્રીક સપ્લાય કું. અને ધિ નેપચ્યુન એશ્યુરન્સ કું. લી. ઇત્યાદિ કંપનીઓમાં ડાયરેકટર તરીકેની તેમની પ્રવૃત્તિથી તેમની ધંધાની કારકીર્દિનો ખ્યાલ વાંચનારને આવી શકશે. 'ધિ ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર'ની મેનેજીંગ કમિટિના સભ્ય તરીકે દસ વરસ સુધી તેઓ ચુંટાએલા, એ સંસ્થા તરફથી મુંબઇના પોર્ટ ટ્રસ્ટના એક ટ્રસ્ટી તરીકે પણ તેમની ચુંટણી થયેલી.

સર હરકીસનદાસ નરોત્તમદાસ હોસ્પીટલની મેનેજીંગ કાઉન્સીલના પ્રમુખ, બાનુઓ અને બાળકો માટેના નાસીકના પીચ ફીપ્સન સેનેટોરીયમના ટ્રસ્ટી, લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફ-નેજ અને ડેવીડ સાસુન ઇન્ડસ્ટ્રીયલ સ્કૂલ બોર્ડની મેનેજીંગ કમિટિના સભ્ય, ગોકલદાસ તેજપાલ હોસ્પીટલ નર્સીંગ

એસોસીએશનની બોર્ડના સભ્ય, કબીબાઈ ચેરીટી ટ્રસ્ટના એક ટ્રસ્ટી અને મુળજી બારભાયા કપોળ બાળા ઓર્ફનેજના સ્થાપક તથા પ્રમુખ, અમરેલી કપોળ બોર્ડિંગના એક મેનેજીંગ ટ્રસ્ટી, મુંબઇની કપોળ જ્ઞાતિના વરસો સુધી વાઇસ પ્રેસીડન્ટ અને પ્રેસીડન્ટ તથા કપોળ વિદ્યાર્થી મંડળના પ્રમુખ તરીકેની તેમની કામગીરીથી તેમની જાહેર કારકીર્દિ તથા જ્ઞાતિસેવાનો ખ્યાલ વાંચનારને આવી શકશે.

આવા એક પ્રસિદ્ધ વેપારી, જ્ઞાતિ અગ્રેસર અને જાહેર કાર્યકરની કદર કરીને સને ૧૯૧૮ માં નામદાર સરકાર તરફથી તેમને જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવેલો અને ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ નિમવામાં આવેલા, ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટની એસોસીએશનની વર્કીંગ કમિટીમાં તેઓએ કેટલોક સમય ખજાનચી તરીકે કામ કરેલું અને સને ૧૯૨૭-૨૮ માં તેઓ તેના પ્રમુખ ચુંટાયેલા. સને ૧૯૧૮ થી ૧૯૩૯ સુધી મ્યુનીસીપાલીટીના સભ્ય તરીકે પણ તેમણે કામ કરેલુ છે.

સને ૧૯૨૪-૨૫ માં મુંબઇના શેરીફના માનવંતા હોદ્દા પર તેઓ ચુંટાયેલા અને સને ૧૯૩૬ ના જુનની ૨૩ મી તારીખે સરનાઇટનો માનવંતો ઇલ્કાબ નામદાર સરકાર તરફથી મેળવવા તેઓ ભાગ્યશાળી થયેલા.

સર ઇશ્વરદાસને સંતતિમાં ચાર બાળકો છે. બે પુત્રો અને બે પુત્રીઓ. એમના મોટા પુત્ર શ્રી પુરૂષોત્તમદાસ જે. પી. અને ઑનરરી માજીસ્ટ્રેટના માનવંતા હોદ્દા ધરાવે છે, અને ન્હાના પુત્ર કીસનદાસ 'સીડનહામ કૉલેજ ઑફ કોમર્સ' માં અભ્યાસ કરે છે.



# ડો. સર ચમનલાલ હરિલાલ સેતલવડ, નાઇટ.

બી. એ., એલ. એલ. બી., જે. પી., કે. સી. આઇ. ઇ., એલએલ. ડી.



Dr. Sir Chamanlal Harilal Setalvad, Knight.

B. A., L. L. B., J. P., K. C. I. E., LL. D.

સર ચમનલાલ ન્યાતે બ્રહ્મક્ષત્રિય છે. એમનો જન્મ સને ૧૮૬૬ ના જુલાઇમાં ભરૂચમાં થયો હતો.

એમના વડવાઓ મૂળ પંજાબના વતની. એ બાજુ તલવડસ કરીને એક જાતિ છે, તેમના શેઠ, શેઠ–તલવડસ તરીકે ઓળખાતા. તે શબ્દ અપભ્રંશ થઇને સેતલવડ થઈ ગયો છે. મોગલ સૈનિકો પંજાબમાં લડવા ગયેલા ત્યારે કેટલાક સેતલવડોએ તેમને નાણું ધીરેલાં અને પછી તેઓ તેમની સાથે (અઢારમી સદીમાં) આવેલા. હાલ તેઓ ગુજરાત, મુંબઇ લખનૌ, બનારસ અને દક્ષિણમાં વસે છે.

સર ચમનલાલના પિતા શ્રી હરિલાલ અંબાશંકર અને પિતામહ શ્રી અંબાશંકર વૃજરાય સરકારી હોદ્દેદારો હતા.

સર ચમનલાલના પિતાની નોકરી અમદાવાદમાં હોવાથી તેમની બાલ્યાવસ્થા ત્યાં પસાર થયેલી. તેમણે સને ૧૮૮૦ માં રણછોડલાલ છોટાલાલ હાઈસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી, અને મુંબઈની એલ્ફીસ્ટન કૉલેજમાંથી સને ૧૮૮૪ માં બી. એ. ની પરીક્ષા પસાર કરેલી.

કૉલેજ છોડયા પછી એમના પિતાની ઇચ્છાથી એમણે સાણંદમાં તેજુરી કારકુનની નોકરી સ્વીકારેલી અને ચાર દિવસ પછી પિતાને પુછયા વિના કલેકટર પાસે જઇને એ નોકરીનું રાજીનામું આપેલું. કલેકટર એમના પિતાનો ઓળખીતો હોવાથી તેણે સર ચમનલાલને રાજીનામું ન આપવાને સમજાવેલા, પણ તેઓ ન સમજવાથી તેણે એક વરસની રજા કપાત પગારે મંજુર કરી હતી.

ત્યાર પછી સર ચમનલાલે મુંબઈ આવીને કાયદાનો અભ્યાસ શરૂ કર્યો અને સાથે સાથે ઓરીએન્ટલ ટ્રાન્સલેટરની ઑફીસમાં માસિક રૂપિયા સોના પગારની નોકરી છ માસ સુધી કરી. સને ૧૮૮૭ માં એલ. એલ. બી. ની ડીગ્રી મેળવીને તેમણે મુંબઇની હાઇકોર્ટની એપેલેટ સાઇડમાં વકીલાત શરૂ કરી હતી. તેમણે પહેલી પ્રખ્યાતી ભદુભટ કેસમાં સર ફીરોજશાહ મ્હેતાની સામે વગર ફીએ ઉભા રહીને મેળવી હતી. દસેક વરસ પછી એક કાયદાને આધારે એક વરસ ધંધો બંધ રાખીને તેઓ એપેલેટમાંથી ઓરીજીનલ સાઇડના એડવોકેટ બની ગયા હતા. ત્યાર પછી સને ૧૮૯૯ માં તેમને ડાકોરના મંદિરની અપીલ પ્રીવી કાઉન્સીલમાં દાખલ કરવા માટે ઇંગ્લાંડ જવાનું થયું હતું. સને ૧૯૦૭ માં સર ફીરોજ-શાહની વતી 'કોકસ કેસ'માં મી. ઇન્વેરારીટીની સામે ઉભા

રહીને, અને સને ૧૯૧૬ માં સુરજમલ્લ–હોર્નીમેન કેસમાં ઉભા રહીને તેમણે પ્રખ્યાતી મેળવી હતી.

તેઓ સને ૧૮૯૨ માં મ્યુનીસીપાલીટીના કોરપોરેટર ચુંટાયેલા, અને લગભગ પચીસેક વરસ તેમાં ચુંટાતા રહ્યા હતા. તે દરમ્યાન સને ૧૯૦૨ થી ૧૯૨૧ સુધી તેઓ સ્કૂલ્સ કમિટિના ચેરમેન ચુંટાયા હતા.

સને ૧૮૯૩ માં લેજીસ્લેટિવ કાઉન્સીલના મેમ્બર ચુંટાયેલા, સને ૧૮૯૫ માં ફરીથી ચુંટાયેલા, પાછા સને ૧૯૦૩ થી ૧૯૧૫ સુધી મુંબઇ યુનીવર્સિટી તરફથી તેઓ ચુંટાતા રહ્યા હતા. સને ૧૯૧૫ માં તેઓ ઇમ્પીરીયલ લેજીસ્લેટિવ કાઉન્સીલમાં જોડાયા હતા.

સને ૧૯૨૦ માં તેમની ચુંટણી ઇન્ડીઅન લેજીસ્લેટિવ એસેમ્બલીમાં થઇ હતી, પણ મુંબઇની એકઝીકયુટિવ કાઉન્સીલ માં તેમની નિમણુંક થયેલી હોવાથી તેઓ તે જગ્યાનો ઉપયોગ કરી શકયા નહોતા. સને ૧૯૨૩ માં તેમની ચુંટણી ફરીથી સેન્ટ્રલ એસેમ્બલીમાં થઇ હતી. સર ચમનલાલે રાજકીય ચળવળના ગુરૂ તરીકે સર ફીરોજશાહને સ્વીકાર્યા હતા.

સર ચમનલાલ ‘ બૉમ્બે પ્રેસીડન્સી એસોસીએશન ’ ના ૧૯૦૧ માં પ્રમુખ હતા. ‘ બૉમ્બે પ્રોવીન્શીયલ કૉન્ફરન્સ ’ ની સોલાપુર મુકામે મળેલી ૧૧ મી બેઠકના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. સને ૧૯૨૭ માં ‘નેશનલ લીબરલ ફેડરેશન’ની ૧૯ મી બેઠકના તેઓ સ્વાગત પ્રમુખ ચુંટાયા હતા, અને ૧૯૨૮ માં અલ્હાબાદમાં મળેલી તેની ૧૧ મી તથા ૧૯૩૭ માં કલકત્તામાં મળેલી ૧૯ મી બેઠકના અને ૧૯૩૫ માં ‘ ઇન્ડીયન ઇન્સ્યુરન્સ કંપની ’ ની મુંબઇ મુકામે મળેલી ત્રીજી બેઠકના તેઓ પ્રમુખ

ચુંટાયા હતા. સને ૧૯૧૯ માં સ્થપાયેલ 'વેસ્ટર્ન ઈન્ડીઆ નેશનલ લીબરલ એસોસીએશન'ના તેઓ કેટલાંક વરસો સુધી પ્રમુખ હતા.

સને ૧૯૨૭ માં સાઇમન કમીશનનો વિરોધ કરતાં ભાષણો તેમણે ચોપાટી અને સર કાવસજી હૉલમાં આપ્યાં હતાં.

સને ૧૯૧૮ માં સર ચમનલાલ 'સાઉથબરો કમિટિ' માં, સને ૧૯૧૯ માં 'હંટર કમિટિ' માં અને ૧૯૩૦–૩૧ માં 'રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ' માં નિમાયા હતા.

સને ૧૯૧૯ ના અરસામાં મુંબઇની હાઇકોર્ટના જડ્જ તરીકે તેમની નિમણુંક કરવામાં આવી હતી.

સને ૧૯૧૭ માં તેઓ મુંબઇ યુનીવર્સિટીના વાઈસ ચાન્સેલર નિમાયા હતા; જે હોદ્દો એકંદર બાર વરસ ભોગવ્યો હતો. યુનીવર્સિટીના પ્રતિનિધિ તરીકે વીસ વરસ સુધી મ્યુનીસીપાલીટીમાં અને બાર વરસ સુધી લેજીસ્લેટિવ કાઉન્સીલમાં તેઓ ચુંટાયા હતા.

સને ૧૯૨૦ માં સર ચમનલાલને એલએલ. ડી. ની ડીગ્રી તથા સરનાઇટનો ઇલ્કાબ અને ૧૯૨૩ માં કે. સી. આઈ. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.

સર ચમનલાલે કેટલાંક પુસ્તકો પણ લખેલાં છે. તેમણે નવ વખત યુરોપની મુસાફરી કરી છે, અને જાપાનની મુલાકાત પણ લીધી છે.

સર ચમનલાલની કારકીર્દિ પચાસ કરતાં વધારે વરસની છે. જે દરમ્યાન મ્યુનીસીપાલીટી, ધારાસભા, યુનીવર્સિટી, હાઇકોર્ટ અને જુદી જુદી સંસ્થાઓ દ્વારા તેમણે કરેલું કામ નોંધને પાત્ર છે.



## સર બેરામજી જીજીભાઇ, નાઇટ. જે. પી.



Sir Byramji Jijibhai, Knight. J P.

સર બેરામજી જીજીભાઇ ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૮૧ ના ફેબ્રુઆરીની ૨૮ મી તારીખે મુંબઇમાં થયો હતો. તેમણે સેંટ ઝેવીયર સ્કૂલ અને કોલેજમાં અભ્યાસ કરેલો હતો. તેઓ મુંબઈના જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લે છે, અને નીચેની સંસ્થાઓની સાથે સંબંધ ધરાવે છે.

(૧) ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆ કમિટિ ફૉર કન્ડીશનલ પ્રીઝનર્સ. (૨) ઇન્ડીઅન ફ્રેમીન રીલીફ ફંડ. (૩) બૉમ્બે બોર્ડ ઑફ ફીલ્મ સેન્સર્સ. (૪) બૉમ્બે વીજીલન્સ સોસાઇટી (૫) પ્રેસીડેન્સી નર્સીંગ એસોશીએશન વિગેરે સંસ્થાઓના તેઓ મેમ્બર છે. (૬) રીલીઝડ પ્રીઝનર્સ એઇડ સોસાઇટી (૭) સોસાઇટી ફૉર પ્રોટેકશન ઑફ ચીલ્ડ્રન્સ ઇન વેસ્ટર્ન ઇન્ડીઆ અને (૮) ઇમ્પીરીયલ બૅંક ઑફ ઇન્ડીઆની ડીરેકટરોની બોર્ડના વાઇસ ચેરમેન છે. (૯) ગવર્નર્સ હોસ્પીટલ ફંડ, (૧૦) લેન્ડ લૉર્ડઝ એસોશીએસન, (૧૧) પારસી પાયોનીયર બૉયસ્કાઉટસ અને (૧૨) બેરામજી જીજીભાઇ ચેરીટેબલ ઇન્સ્ટીટયુશનના ચેરમેન છે. (૧૨) પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝીયમના ૧૯૧૧ થી ૧૯૨૩ સુધી ટ્રસ્ટી હતા, (૧૪) પારસી મેટ્રીમોનીયલ કોર્ટના ૧૯૦૯ થી ૧૯૨૫ સુધી ડેલીગેટ હતા. (૧૫) સને ૧૯૧૪ થી મુંબઇની મ્યુનીસીપાલીટીના મેમ્બર છે, અને સને ૧૯૨૪ માં તેની સ્ટેન્ડીંગ કમિટિના ચેરમેન ચુંટાયા હતા. (૧૬) સને ૧૯૩૮ માં તેઓ બૉમ્બે પ્રેસીડન્સીના પ્રોવીન્શીયલ સ્કાઉટ કમીશ્નર નિમાયા હતા. તેમની કદર કરીને સને ૧૯૦૮ માં તેમને જે. પી. નો ઇલ્કાબ તથા ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટનો હોદ્દો આપ્યો હતો, જે તેમણે સને ૧૯૨૫ સુધી ભોગવ્યો હતો. સને ૧૯૨૮ માં તેમને સરનાઇટનો માનવંતો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. સને ૧૯૨૭ માં તેઓ મુંબઇના શેરીફ ચુંટાયા હતા. તેઓ સાલસેટી ટાપુઓમાં ૯૦૦૦ એકર જમીનની માલેકી ધરાવે છે. એમનું સૌથી જાણવા જેવું કામ 'બેરામજી જીજીભાઇ હોસ્પીટલ ફૉર ચીલ્ડ્રન્સ' સ્થાપવાનું છે. એ હોસ્પીટલ સ્થાપવામાં તેમણે બે લાખ રૂપિયા આપ્યા છે, અને હિંદમાં બચ્ચાંઓ માટેની એ પહેલી હોસ્પીટલ ગણાય છે.

## સર તેમુલજી ભીખાજી નરીમાન, નાઇટ.

જે. પી., એલ. એમ., એફ. સી. પી. એસ.



લેડી સોનાબાઇ તેમુલજી નરીમાન. Lady Sonabai Nariman.

Dr. Sir Temulji Nariman Kt. J. P., L. M., F. C. P. S.

સર તેમુલજીનો જન્મ સને ૧૮૪૮ ના સપ્ટેમ્બરની ત્રીજી તારીખે નવસારીમાં થયો હતો. તેમણે સને ૧૮૬૫ માં એલફી-સ્ટન હાઇસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા અને સને ૧૮૭૨ માં ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાંથી એલ. એમ. ની પરીક્ષા પસાર કરી હતી. ત્યાર પછી તેમણે પારસી કોમનું પહેલું પારસી સુવાવડખાનું સ્થાપ્યું હતું.

સર તેમુલજી સને ૧૮૮૩ માં મુંબઇ યુનીવર્સિટીના

ફેલો, સને ૧૮૮૪ માં બી. એ., બી. એસસી. એમ. એ., એલ. એમ. એન્ડ એસ. અને એમ. ડી. ની પરીક્ષાઓમાં ફીઝીઓલોજી, ઝુલોજી અને કમ્પેરેટીવ એનેટોમીના પહેલા હિંદી પરીક્ષક, સને ૧૯૦૧ માં ફેકલ્ટી ઑફ મેડીસીનના ડીન, બૉમ્બે મેડીકલ એન્ડ ફીઝીકલ સોસાઇટીના પહેલા હિંદી વાઈસ પ્રેસીડન્ટ, સને ૧૯૦૩ માં દિલ્હી દરબારના ડેલીગેટ, ૧૯૦૪ માં લંડનની ઓબ્સ્ટેટ્રીકલ સોસાઇટીના ફેલો, સને ૧૯૦૯ માં બૉમ્બે મેડિકલ કોંગ્રેસના ઉપપ્રમુખ, મુંબઇની કૉલેજ ઑફ ફીઝીશીયન્સ એન્ડ સર્જન્સના સ્થાપક, ઉપપ્રમુખ તથા પહેલા હિંદી પ્રમુખ, સને ૧૯૧૯ માં 'વર્નીલવેટ કમીશન'ના એક હિંદી સભ્ય, અને સને ૧૯૨૨ માં એડીનબર્ગની કૉલેજ ઑફ ફીઝીશીયનના ઑનરરી મેમ્બર, ૧૯૦૮ થી ૧૯૨૩ સુધી મુંબઇ યુનીવર્સિટી તરફથી મ્યુનીસીપાલીટીના સભ્ય, ૧૯૦૯ માં લેજીસ્લેટિવ કાઉન્સીલના સભ્ય અને સને ૧૯૨૩ માં શેરીફ તરીકેની કારકીર્દિ ધરાવે છે.

સને ૧૮૮૩ માં જે. પી., સને ૧૯૦૪ માં કયસરે હિંદનો સુવર્ણ ચંદ્રક, અને ૧૯૧૪ માં સરનાઇટનો ઇલકાબ તેમને આપવામાં આવેલ. સને ૧૮૯૩–૯૪ માં 'વેસ્ટર્ન રાઈઝીંગ સ્ટાર લૉજ'ના 'વર્શીફુલ માસ્ટર', સને ૧૯૦૦ માં 'ગ્રાન્ડ લૉજ' ના 'ગ્રાન્ડ માસ્ટર', 'લૉજ ઇમ્પીરીયલ બ્રધરહૂડ' ના એક સ્થાપક, સને ૧૯૧૨ માં તેના પહેલા હિંદી 'રાઇટ વર્શીફુલ માસ્ટર' સને ૧૯૩૦ માં 'સ્કોટીશ ફ્રીમેસનરી' ના ગ્રાન્ટ માસ્ટર ડેપ્યુટ', સને ૧૯૩૨ માં ઇન્ડીયા, બર્મા, સીલોન અને પર્શીયાના પહેલા હિંદી ઑલ સ્કોટીશ ફ્રીમેસનરી ગ્રાન્ડ માસ્ટરની કારકીર્દિ સર તેમુલજી ધરાવે છે.

## સર મંગળદાસ વૃજભૂખણદાસ મ્હેતા, નાઈટ.

બી. એ., એફ. આર. સી. પી., એફ. સી. પી. એસ.,
એફ. સી. ઓ. જી., જે. પી., ઓ. બી. ઈ.



**Sir Mangaldas Vrujbhukhandas Maheta, Knight.**

B.A., F.R.C.P., F.C.P.S., F.C.O.G., J.P., O.B.E.

ડોકટર સર મંગળદાસ ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ (સને ૧૮૮૩) સંવત ૧૯૩૯ના જેઠ સુદ ૭ ના રોજ મુંબઈમાં થયો હતો.

એમના પિતા સ્વ. શેઠ વૃજભૂખણદાસ આત્મારામ, મુંબઇની પ્રખ્યાત નારણદાસ રાજારામની પેઢીના ભાગદાર હતા.

સર મંગળદાસે એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કર્યો હતો. સને ૧૮૯૯ માં મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી સેંટ ઝેવીયર કૉલેજમાં દાખલ થયા હતા. ૧૯૦૩ માં બી.એ. ની પરીક્ષા પસાર કર્યા પછી ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં જોડાયા હતા, જ્યાં ૧૯૦૭ માં એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કરી હતી અને સર જમશેદજી જીજીભાઈ સુવર્ણચંદ્રક મેળવ્યો હતો. સને ૧૯૦૮ ના માર્ચમાં મીડવીફરીના સ્પેશીઆલીસ્ટ થવા માટે તેઓ વિલાયત ગયા હતા. લંડનની કવીન ચાર્લોટી હોસ્પીટલમાં બે મહિના કામ કર્યા પછી તેઓ આયર્લેન્ડની પ્રખ્યાત રોટન્ડા હોસ્પીટલમાં દાખલ થયા હતા, અને ૧૯૦૯ માં રોટન્ડાનો એલ. એમ. નો ડીપ્લોમા તથા આયર્લેન્ડનો એમ. આર. સી. પી. નો ડીપ્લોમા મેળવ્યો હતો.

સને ૧૯૦૮ માં પત્ની સાથે વિલાયત જનાર મોઢ જ્ઞાતિમાંથી તેઓ પહેલા હતા.

સને ૧૯૧૦ માં સ્વદેશ આવીને, તેમણે કુંભારટુકડામાંના પોતાના મકાનમાં પોતાનાં દાદીમાની યાદગારી અર્થે મધ્યમ વર્ગની હિંદુ સ્ત્રીઓ માટે 'રૂક્મિણી સૂતિકાગૃહ' નામનું પહેલવહેલું સુવાવડખાનું સ્થાપન કર્યું હતું. સને ૧૯૧૯ માં એ સુવાવડખાનું કુંભારટુકડા પરથી હ્યુજીસ રોડ પર લાવવામાં આવ્યું હતું, અને સને ૧૯૨૯ માં બાબુલનાથ રોડ ઉપર લાવવામાં આવ્યું છે. આ સુવાવડખાનું શરૂ થયું ત્યારથી આજ સુધી સર મંગળદાસ તેમાં કામ કરે છે. ગરીબ વર્ગની સ્ત્રીઓ પાસેથી ચાર્જ લેવામાં આવતો નથી; પરંતુ જેઓ આપી

શકે તેમની પાસેથી દસ દિવસના ત્રીસ રૂપિયા લેવામાં આવે છે, પેઇંગ વોર્ડની જે આવક થાય છે તે બધી રકમ એ સંસ્થાના નિભાવ ફંડમાં ઉમેરવામાં આવે છે. 'રૂક્ષ્મણી સૂતિકા ગૃહ' પહેલું શરૂ થયેલું હિંદુ સુવાવડખાનું કહેવાય.

સર મંગળદાસ સને ૧૯૨૧ માં, મુંબઇ ઇલાકામાં મીડવીફ્રી શિખવવાની શકયતા સંબંધે મુંબઇ સરકાર તરફથી તપાસ કરવા નિમાયેલા સર નોર્મન વોકરના પરિચયમાં આવ્યા અને તેમને મીલોવાળા લત્તામાં 'મેટરનીટી હોસ્પીટલ' ખોલવાનો પોતાનો વિચાર જણાવ્યો. જે વિચારને અનુમોદન મળતાં એક જબરજસ્ત 'મેટરનીટી હોસ્પીટલ' મીલોવાળા લત્તામાં ખોલવાની યોજના થઇ. આ વિચાર તેમણે મુંબઇના જાણીતા ઉદ્યોગપતિ અને સખાવતે બહાદુર શહેરી સર નેસ વાડીયાને જણાવ્યો અને તેમણે સર મંગળદાસની યોજના માન્ય રાખી. સને ૧૯૨૨ માં સર નેસ વાડીયાની મદદથી 'નવરોજજી વાડીયા મેટરનીટી હોસ્પીટલ'ની સ્થાપના થઈ.

ચાર વરસ કામચલાઉ રીતે આ હોસ્પીટલ ચાલ્યા પછી સને ૧૯૨૬ ની આખરમાં આ હોસ્પીટલ તેના હાલનાં મકાનમાં કાયમ થઇ. જમીન, હોસ્પીટલનાં સાધનો અને મકાનમાં લગભગ સોળ લાખ રૂપિયાનો ખર્ચ થયો, જેમાં છ લાખ રૂપિયા સર નેસ વાડીયાએ, પાંચ લાખ રૂપિયા મુંબઈ સરકારે અને પાંચ લાખ રૂપિયા મુંબઇની મ્યુનીસીપાલીટીએ આપ્યા, અને તેના નિભાવને માટે બીજા પંદર લાખ રૂપિયા સર નેસ વાડીયાએ આપ્યા, જેનું વાર્ષિક વ્યાજ રૂપિયા સાઠ હજાર આવે છે, અને પાંત્રીસ હજાર રૂપિયા દર વરસે મુંબઇ સરકાર તથા પાંત્રીસ હજાર રૂપિયા દર વરસે મુંબઇની મ્યુનીસીપાલીટી

આપે છે. આ હોસ્પીટલમાં ૧૫૦ ખાટલાની સગવડ છે, અને આખા હિંદુસ્થાનમાં ( કેટલાકના મત મુજબ હિંદુસ્થાન ઉપરાંત આખા યૂરોપમાં પણ ) આ હોસ્પીટલ સહુથી મોટી છે.

લંડનની જનરલ મેડિકલ કાઉન્સીલના પ્રતિનિધિ તરીકે સર નોર્મન વોકરે સને ૧૯૨૮ માં આ હોસ્પીટલની મુલાકાત લીધી ત્યારે ડોકટર સર મંગલદાસની સંગીન કામગીરીનાં અને સર નેસ વાડીયાની ઉદારતાનાં એમણે ભારે વખાણ કર્યાં હતાં.

આ હોસ્પીટલની સ્થાપનાથી, ગ્રાન્ટ મેડિકલ કૉલેજ અને ગોરધનદાસ સુંદરદાસ મેડિકલ કૉલેજના વિદ્યાર્થીઓ માટે મુંબઇ યુનીવર્સિટીએ નિયત કરેલો વૈદ્યકનો અભ્યાસ કરવાની સગવડ થવાથી મુંબઇ શહેર માટે 'મેટરનીટી ટ્રેનીંગ'ના સવાલનો કાયમ માટે ઉકેલ થઇ ગયો.

સર મંગળદાસે 'રૂક્મિણિ સૂતિકાગૃહ'ની સ્થાપના કરી ત્યારે વીસ ટકા સ્ત્રીઓ સુવાવડખાનાંઓનો લાભ લેતી હતી તે સંખ્યા વધીને આજે પોણોસો ટકાએ પહોંચી છે.

સર મંગળદાસની ત્રીજી નોંધવા યોગ્ય પ્રવૃત્તિ 'બોમ્બે પ્રેસીડન્સી ઇન્ફન્ટ વેલફેર સોસાઇટી'ના ઑનરરી સેક્રેટરી તરીકેની છે. સને ૧૯૨૫ થી ૧૯૩૬ સુધીના એ સંસ્થાના એમના મંત્રીપદ દરમ્યાન સંસ્થા તરફથી બોમ્બે પોર્ટ ટ્રસ્ટ અને મુંબઇ સરકારના સહકારથી, વાડીબંદર, વર્લી અને ડીલાઇલ રોડ એમ ત્રણ જગ્યાએ 'મેટરનીટી હોમ્સ' ની સ્થાપના થઇ છે. ઉપરાંત સને ૧૯૩૫ માં સોસાઇટી તરફથી આખા ઇલાકા માટે 'હેલ્થ વીઝીટર્સ ઇન્સ્ટીટ્યુટ' ખોલવામાં આવ્યું છે, જેના સર મંગળદાસ સને ૧૯૩૬ થી પ્રમુખ છે.

સર મંગળદાસ ' સર જમશેદજી જીજીભાઇ હોસ્પીટલ

નર્સીંગ એસોસીએશન 'ના સને ૧૯૨૩ થી ઑનરરી સેક્રેટરી અને ટ્રેઝરર છે. 'ગવર્નર્સ હોસ્પીટલ ફંડ'ના તેઓ સને ૧૯૨૫ થી ઑનરરી જોઇન્ટ સેક્રેટરી છે. 'કાઉન્સીલ ઑફ ધિ કૉલેજીસ ઑફ પ્રીઝીશીયનસ એન્ડ સર્જન્સ' ના સને ૧૯૨૫ થી મેમ્બર અને ૧૯૩૪ થી વાઇસ પ્રેસીડન્ટ છે. 'બોમ્બે પ્રેસીડેન્સી નર્સીસ, મીડવાઇવ્ઝ એન્ડ હેલ્થ વીઝીટર્સ કાઉન્સીલ' ની સાથે તેઓ સને ૧૯૨૪ થી સંબંધ ધરાવે છે અને તેના ' પરીક્ષક મંડળ ' ના સને ૧૯૩૪ થી પ્રેસીડન્ટ છે. બૉમ્બે મેડિકલ કાઉન્સીલના સભ્ય તરીકેની કારકીર્દિ પણ તેઓ ધરાવે છે.

વૈદ્યકીય સંસ્થાઓ સાથે સંબંધ ધરાવવાની સાથે તેઓ મુંબઇની મ્યુનીસીપાલીટીના સને ૧૯૨૯ થી ૧૯૩૯ સુધી સભ્ય નિમાયા હતા.

સને ૧૯૨૧ થી તેઓ મુંબઇ યુનીવર્સિટીના ફેલો નિમાયા હતા, અને ડીન, સીન્ડીક, મેમ્બર ઑફ ધિ એકેડેમિક કાઉન્સીલ, પોષ્ટ ગ્રેજ્યુએટ બોર્ડ અને ફેકલ્ટી ઑફ મેડિસિન વિગેરે જુદા જુદા વિભાગોમાં પ્રતિનિધિત્વ મેળવ્યું હતું.

સર મંગળદાસની સેવાઓની કદર તરીકે સર વાડીયાએ મુંબઇ યુનીવર્સિટીમાં એમના નામની ( બે વરસ સુધી અપાતી ) ' રિસર્ચ સ્કૉલરશીપ ' અને મીડવીફરીની એમ. ડી. ની પરીક્ષાનો સુવર્ણચંદ્રક આપવા માટે રૂપિયા ત્રીસ હજાર અલગ રાખેલા છે, જેના વ્યાજમાંથી સ્કૉલરશીપ તથા ચાંદ અપાય છે.

સને ૧૯૨૦ માં સર મંગળદાસ પર આયર્લૅન્ડની 'રૉયલ કૉલેજ ઑફ પ્રીઝીશીયન્સ ' તરફથી 'ફેલો'ની પદવીની નવાજેશ કરવામાં આવી હતી, જે માન મેળવનાર તેઓ પહેલા હિંદી

ડૉકટર હતા. સને ૧૯૩૭ માં લંડનની 'કૉલેજ ઑફ ઓબ્સ્ટેટ્રીક્સ એન્ડ ગાયનેકોલોજીસ્ટસ'ના ફેલો તેમને ચુંટવામાં આવ્યા હતા.

સર મંગળદાસે આશરે રૂપિયા આઠ હજારની કિંમતની એક મેટરનીટી એમ્બ્યુલન્સ, મુંબઇ શહેરનાં ગરીબ માણસોને વગર ફીએ ઉપયોગ કરવા દેવા માટે મુંબઇની મ્યુનીસીપાલીટીને ભેટ આપેલી છે, અને સુરત જીલ્લામાં બે પ્રાથમિક શાળાઓ સ્થાપીને સુરત જીલ્લા લોકલ બોર્ડને સોંપી દીધી છે.

સર મંગળદાસની કદર કરીને નામદાર સરકારે તેમને જે. પી., સને ૧૯૨૮ માં ઓ. બી. ઇ. અને સને ૧૯૩૬ ના જાન્યુઆરીમાં સરનાઇટનો માનવંતો ઇલ્કાબ આપેલો છે.

સર મંગળદાસની કારકીર્દિ આથી પણ વધુ ઝળકતી નિવડે અને તેમના હાથે હજુ વધુ લોકસેવાનાં કાર્યો થાય એવું આપણે ઇચ્છીએ.



## સર ઇબ્રાહીમ રહીમતુલ્લા, નાઇટ.

જે. પી., જી. બી. ઇ., કે. સી. એસ. આઇ., સી. આઇ. ઇ.



**Sir Ibrahim Rahimtulla, Knight.**

J. P., G. B. E., K. C. S. I., C. I. E.

## લેડી કુલસુમ ઇબ્રાહીમ રહીમતુલ્લા.



Lady Kulsum Ibrahim Rahimtulla.

## સર રહીમતુલ્લા મહેરઅલી ચીનાઇ, નાઇટ. જે. પી.



Sir Rahimtulla Maherali Chinai, Knight. J. P.

સર રહીમતુલ્લા ન્યાતે ખોજા છે. એમનો જન્મ સને ૧૮૮૨ ના ફેબ્રુઆરીની અગીઆરમી તારીખે મુંબઈમાં થયો હતો.

તેમણે મુંબઇની ન્યુ ભરડા હાઇસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધું હતું, અને પછી ન્હાની ઉંમરે ધંધામાં જોડાઇ ગયા હતા.

એમના ધંધાની કેન્દ્ર વસ્તુઓ મોટર અને રેડીઓ છે. એમની પેઢીનું નામ 'એફ. એમ. ચીનાઇ એન્ડ કંપની લી.' છે, અને સર રહીમતુલ્લા એ કંપનીના ડીરેકટરોની બોર્ડના ચેરમેન છે, અને નીચે જણાવેલી કંપનીઓના ડીરેકટર છેઃ–

(૧) ઇમ્પીરીયલ બૅંક ઑફ ઇન્ડીઆ, (૨) ઓરીએન્ટલ ગવર્નમેન્ટ સીકયુરીટી લાઇફ એશ્યુરન્સ કંપની લી., (૩) ઇન્ડીઅન રેડીઓ એન્ડ કેબલ કોમ્યુનીકેશન્સ કંપની લી., (૪) એસોસીએટેડ સીમેન્ટ કંપનીઝ લીમીટેડ., (૫) આન્ધ્રવેલી પાવર સપ્લાઇ કંપની લી., (૬) ધિ રાજા સુગર કંપની લી., (૭) આલકોક એશડાઉન એન્ડ કંપની લી., (૮) વેસ્ટર્ન ઇન્ડીઆ મેચ કંપની લી., (૯) ધિ બૉમ્બે સેફ ડીપોઝીટ કંપની લી., (૧૦) ધિ સિંધીઆ સ્ટીમ નેવીગેશન કંપની લી., (૧૧) ધિ સીરપુર પેપર મીલ્સ લી. વિગેરે.

સને ૧૯૧૪ થી ૧૯૧૮ સુધી ચાલેલા મહાયુધ્ધ દરમ્યાન સરકાર તરફથી નિમાયેલી કમિટિઓમાં સરકારે તેમની નિમણુક કરી હતી. 'ઇન્ડો જાપાનીઝ ટ્રેડ નેગોસીએશન્સ' વખતે હિંદી સરકારે તેમને પોતાના 'નૉનઑફીશીયલ એડવાઈઝર' નિમ્યા હતા, અને ૧૯૩૬–૩૭ માં નિમાયેલી 'સ્ટૉક એક્ષચેંજ ઇન્કવાયરી કમિટિ' ના પણ મેમ્બર નિમ્યા હતા. સને ૧૯૨૨ થી તેઓ જેલોના 'નૉનઑફીશીયલ વીઝીટર' છે. સને ૧૯૨૪ થી 'ઇન્ડીઅન જેલ્સ કમિટિ'ની 'એડવાઇઝરી બોર્ડ'ના મેમ્બર છે. સને ૧૯૧૫ માં તેઓ મ્યુનીસીપાલીટીના સભ્ય થયેલા, સને ૧૯૨૩–૨૪ માં તેની સ્ટેન્ડીંગ કમિટિના ચેરમેન થયેલા

અને સને ૧૯૨૬–૨૭ માં મ્યુનીસીપાલીટીના પ્રમુખ ચુંટાયેલા. મ્યુનીસીપાલીટીમાં સને ૧૯૨૯ સુધી તેઓ રહેલા. સને ૧૯૩૧ માં તેઓ 'લેજીસ્લેટિવ એસેમ્બ્લી'ના મેમ્બર ચુંટાયેલા અને તે પછી સરકાર તરફથી 'કાઉન્સીલ ઑફ સ્ટેટ' ના મેમ્બર નિમાયેલા.

'ઇન્ડીયન રેડક્રોસ સોસાઇટી'ની મુંબઇ પ્રાંતિય શાખાની કમિટિના તેઓ લાઇફ મેમ્બર છે. તેઓ સને ૧૯૩૧ માં એ સંસ્થાના પ્રમુખ ચુંટાયા છે.

(૧) રૉયલ ઇન્ડીઆ ટર્ફ કલબ લી. (૨) ધિ મોશન પિકચર સોસાઇટી ઑફ ઇન્ડીઆ અને (૩) સેફ્ટી ફર્સ્ટ એસોસીએશન ઑફ ઇન્ડીઆના તેઓ પ્રમુખ છે. રમતગમતનો તેમનો શોખ જાણીતો છે અને મુંબઇ તથા દિલ્હીની કેટલીક કલબોના તેઓ સભ્ય છે.

ઉપરની હકીકત પરથી સમજી શકાશે કે સર રહીમતુલ્લા, વ્યાપાર, રમતગમત, રાજકારણ અને જાહેર જીવનનાં ક્ષેત્રોમાં આગળ પડતો ભાગ લે છે.

એમના જેવા આગેવાન શહેરીની કદર કરીને નામદાર સરકારે સને ૧૯૩૬ માં સર નાઇટનો ઈલ્કાબ તેમને આપેલો છે.

સ્વ. સર ફીરોઝ શેઠનાએ એમના વિષે દર્શાવેલા ઉદ્‌ગારો નીચે મુજબ છે :—

"Possessing the dignity of a bishop, the tact of an ambassador and the temper of an archangel"



# સર શાપુરજી બમનજી બીલીમોરીયા, નાઇટ.

જે. પી., એમ. બી. ઇ.



Sir Shapoorji Bamanji Bilimoria, Knight.

J. P., M. B. E.

સર શાપુરજી ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૭૭ ના જુલાઇની ૨૭ મી તારીખે મુંબઈમાં થયો હતો.

મુંબઇની પ્રોપ્રાએટરી હાઇસ્કૂલમાં શિક્ષણ લઇને સને ૧૮૯૫ માં તેમણે મેટ્રિકની પરિક્ષા પસાર કરી હતી, અને પછી વધુ અભ્યાસ માટે તેઓ સેંટ ઝેવીયર કૉલેજમાં દાખલ થયા હતા, પરંતુ કૉલેજનો વધુ અભ્યાસ કરવાને બદલે તેમણે ત્રીસ રૂપિયાના પગારના કારકુનની નોકરી સ્વીકારી હતી, અને ચાર ઠેકાણે નોકરી કર્યા પછી 'લંડન ચેમ્બર ઑફ કૉમર્સ' ની 'સીનીયર એકાઉન્ટન્સી' ની પરીક્ષા સને ૧૮૯૯ માં પ્રતિષ્ટા સાથે પસાર કરી હતી.

એજ વરસમાં તેમણે મુંબઈમાં ' કૉમર્સીઅલ કલાસ ' ચાલુ કર્યો હતો, જેની શાખાઓ અમદાવાદ અને રાજકોટમાં પણ ખોલી હતી. સાથે સાથે ઑડીટનો ધંધો પણ શરૂ કયો હતો, સને ૧૯૦૧ માં તેમણે 'મેસર્સ એસ. બી. બીલીમોરીયાની કંપની' સ્થાપી હતી, જેના તેઓ આજે આગેવાન અને મુખ્ય ભાગદાર છે. અમુક વરસો પછી, લાહોર, કાનપુર અને કલકત્તામાં પણ તેમણે કામકાજ ચાલુ કર્યું હતું.

સને ૧૯૧૦ માં તેમણે એકાઉન્ટન્સીના ધંધાને માન્ય રાખવા સંબધે સરકારને સમજાવી હતી. વળી તેમણે મુંબઈમાં 'પ્રોફેશનલ એકાઉન્ટન્ટસ એન્ડ ઑડીટર્સ'ની સોસાયટી સ્થાપી હતી. સને ૧૯૧૪ માં તેમને 'પરમેનન્ટ અનરેસ્ટ્રીકટેડ ઑડીટર' નું પ્રમાણ પત્ર આપવામાં આવ્યું હતું.

સને ૧૯૧૧ માં પ્રેસીડન્સી બૅંક (હાલની ઇમ્પીરીયલ બૅંક ઑફ ઇન્ડીયા) ની એક ઑડીટરશીપ માટે કેટલાક ધંધાદારીઓએ ઉમેદવારી નોંધાવી હતી. જેમાં 'ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ' મી. એ. એફ. ફરગ્યુસન અને કોર્પોરેટ એકાઉન્ટન્ટ' શ્રી બીલીમોરીઆ પણ હતા. આ પસંદગીની ચર્ચા લંડનના 'હાઉસ ઑફ કોમન્સ' માં થઇ હતી. શ્રી બીલીમોરીઆની ઉમેદવારીને મુંબઇની હાઇકોર્ટના કેટલાક જડ્જો, મુંબઇના આગેવાન અમલદારો અને શહેરીઓનો ટેકો હતો. એ ચર્ચાને અંતે એ વખતના 'સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડીઆ' ને માલુમ પડયું હતું કે એ પ્રશ્ન બૅંકના શેરહોલ્ડરોની મુનસફી પર મુકવા જેવો હતો અને સરકારે તેમાં વચ્ચે પડવાની જરૂર નહોતી. કહેવાની જરૂર નથી કે એ ઉમેદવારીમાં શ્રી બીલીમોરીયા ફતેહમંદ થયા હતા.

સને ૧૯૧૪ ના મહાભારત યુદ્ધ વખતે સંખ્યાબંધ 'હોસ્ટાઇલ કનસર્ન્સ' ના ફડચાનું કામ તેમને સોંપવામાં આવ્યું હતું. એવી જવાબદારીવાળું કામ મેળવનાર તેઓ એકલા હિંદી હતા. વળી એ સમયે તેમણે 'વૉર લોન' ને લગતાં કરેલ કામની કદર તરીકે હિંદી સરકાર તરફથી તેમને પ્રમાણપત્ર આપવામાં આવ્યું હતું.

સને ૧૯૧૯ માં પંજાબ હાઇકોર્ટ તરફથી 'પિપલ્સ બૅંક ઑફ ઇન્ડીઆ' ના ફડચાનું કામ તેમને સોંપવામાં આવ્યું હતું. જે વખતે બૅંકના ખાતેદારોને રૂપિયાને બદલે વીસ આના મળ્યા હતા. 'અમૃતસર બૅંક લીમીટેડ' ના ફડચાનું કામ પણ તેમને સોંપવામાં આવ્યું હતું. આ કામોની તેમની મહેનત ધ્યાનમાં લઇને લાહોરની હાઇકોર્ટના જડ્જોએ તેમને બે લાખ રૂપિયાની ખાસ બક્ષીસ આપી હતી. મુંબઇ અને પંજાબ હાઇકોર્ટોએ તેમને જામીનગીરી વગર 'ઑફીશીયલ લીકવીડેટર' અને 'ઑફીશીયલ રીસીવર' નિમ્યા હતા.

સર બીલીમોરીઆએ (૧) ઇમ્પીરીયલ રીલીફ ફંડ (૨) લેડી વીલીંગ્ડન નર્સીંગ હોમ અને (૩) ચીલ્ડ્રન્સ વેલ્ફેર એકઝીબીશનનોના ઑનરરી ઑડીટર તરીકે કામ કર્યું છે.

સને ૧૯૨૬ માં હિંદી સરકાર તરફથી 'મુંબઇ બૅંક ઑવ તપાસ સમિતિ' માં તેમને નિમવામાં આવ્યા હતા. જેને લગતું કામ તેમણે પ્રથમ મુંબઇમાં અને અને પછી વિલાયતમાં કર્યું હતું.

સને ૧૯૧૯ માં કેટલીક બૅંકો નિષ્ફળ થવાથી મુંબઇ અને પંજાબમાં ભયજનક સ્થિતિ ઉભી થઇ હતી ત્યારે શ્રી બીલીમો-

રીઆએ કેટલાંક નામીચાં તત્ત્વોને ખુલ્લાં પાડીને વ્યાપારી આલમમાં વિશ્વાસ ઉત્પન્ન કર્યો હતો.

ગ્રેટ બ્રિટનની ચેમ્બર્સ અથવા સંસ્થાઓ તરફથી હિંદમાં લેવાતી વ્યાપારી અને બીજી પરીક્ષાઓના દરવાજા હિંદીઓ માટે પણ ખુલ્લા રાખવાની ચળવળમાં સફળતા મેળવીને હિંદના તે વર્ગના માણસોની સર શાપુરજીએ સેવા બજાવી છે. તેમણે ચલાવેલી એ ચળવળના પરિણામે હજારો હિંદી વિદ્યાર્થીઓને માટે એવા ડીપ્લોમાનાં દ્વાર ખુલ્લાં થઇ ગયાં છે, તેઓ ગ્લાસગોની 'કોર્પોરેશન ઑફ એકાઉન્ટન્ટસ' અને લંડનની 'સેન્ટ્રલ એસોસીએશન એન્ડ ધિ ઇન્સ્ટીટયુટ ઑફ સર્ટીફાઇડ પબ્લીક એકાઉન્ટન્ટસ'ના મુંબઇના પ્રતિનિધિ છે.

સર બીલીમોરીઆ 'સીડનહામ કૉલેજ ઑફ કોમર્સ યુનીયન'ના અને 'ચેમ્બર ઑફ કોમર્સ, ઇંગ્લાંડ'ના પ્રમુખ તથા 'સીડનહામ કૉલેજ ઑફ કૉમર્સ'ની એડવાઇઝરી બૉર્ડના સભ્ય છે. 'ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર'ના સભ્ય, તેની મેનેજીંગ કમિટિના સભ્ય, સને ૧૯૨૬–૨૭ માં તેના ઉપપ્રમુખ અને સને ૧૯૨૭–૨૮ માં તેના પ્રમુખ તથા બૉમ્બે સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ કમિટિ'ના તે સંસ્થા તરફના પ્રતિનિધિ તરીકેની કારકીર્દિ પણ તેઓ ધરાવે છે.

નામદાર વાઇસરાય તરફથી તેમની નિમણુક 'ઇન્ડીઅન એકાઉન્ટન્સી બૉર્ડ'ના સભ્ય તરીકે કરવામાં આવી હતી, વળી સને ૧૯૩૪ માં દિલ્હીની 'બૉમ્બે પ્રોવીન્શીયલ બ્રાંચ ઑફ ધિ કાઉન્ટેસ ઑફ ડફરીન ફંડ કાઉન્સીલ'ના પ્રતિનિધિ તરીકે મુંબઇ સરકાર તરફથી તેમને પસંદ કરવામાં આવ્યા

હતા. એજ વરસમાં 'ઓગ્ઝે પ્રોપર્ટીઝ ઑફ ઇન્ડીઅન ઇન્સ્ટીટયુટ ઑફ સાયન્સ'ની બૉર્ડ ઑફ મેનેજમેન્ટના સભ્ય તરીકે મુંબઇના ગવર્નરની કાઉન્સીલ તરફથી તેમને નિમવામાં આવ્યા હતા. આ ઉપરાંત, ઑડીટર તરીકેનાં પ્રમાણપત્રો આપવા માટે મુંબઇ સરકાર તરફથી સ્થાપવામાં આવેલ 'ઑડીટર્સ કાઉન્સીલ'ના અને 'બૉમ્બે પ્રેસીડન્સી ફેમીન રીલીફ ફંડ'ના પણ તેઓ સભ્ય છે.

સર શાપુરજીનો એમની કોમની સંસ્થાઓ સાથેનો સંબંધ પણ નોંધને પાત્ર છે.

તેઓ પારસી ચીફ મેટ્રીમોનીયલ કોર્ટના ડેલીગેટ નિમાયા હતા, અને (૧) પારસી પંચાયત ટ્રસ્ટ, (૨) એન. એમ. વાડીઆ ચેરીટીઝ તથા (૩) સર જમશેદજી જીજીભાઇ ચેરીટીઝ ફંડના ટ્રસ્ટી અને (૪) સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુટના સભ્ય છે.

તેઓ એક આગેવાન અને જાણીતા ફ્રીમેસન છે. (૧) ગ્રાન્ડ લૉજ ઑફ સ્કૉટીશ ફ્રીમેસનરી ઇન ઇન્ડીઆના ડીસ્ટ્રીકટ સીનીયર ગ્રાન્ડ વાર્ડન, ૨ ડીસ્ટ્રીકટ ગ્રાન્ડ રૉયલ ચેપ્ટર ઇન ઇન્ડીઆના ગ્રાન્ડ સુપ્રીન્ટેન્ડન્ટ અને (૩) જસ્ટીસ એન્ડ પીસ લૉજના સ્થાપક તથા પહેલા માસ્તર તરીકેની કારકીર્દિ તેઓ ધરાવે છે.

સર બીલીમોરીઆને સને ૧૯૧૪ માં જે. પી. તથા ઑનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ, સને ૧૯૧૯ માં એમ. બી. ઇ., સને ૧૯૨૮ માં સર નાઇટ, સને ૧૯૩૬ માં સિલ્વર જ્યુબિલી મેડલ અને સને ૧૯૩૮ માં કોરોનેશલ મેડલ આપીને નામદાર

સરકારે તેમની કદર કરી છે. હિંદુસ્થાનમાં સરનાઇટનો ઇલ્કાબ મેળવવાને ભાગ્યશાળી થનાર તેઓ પહેલાજ એકાઉન્ટન્ટ છે.

સને ૧૯૩૪-૩૫ ના વરસને માટે મુંબઇના શેરીફ થવાનું માન પણ તેમને મળ્યું હતું.

સર શાપુરજી ગરીબીમાં જન્મ્યા હતા, મફત મળતી ચોપડીઓ અભ્યાસ માટે તેમને લેવી પડી હતી, અને કૉલેજની કોઇ ડીગ્રી તો તેમણે મેળવી નથી, તે છતાં તેમની કોમમાં, તેમના દેશમાં, પરદેશમાં અને જાહેર પ્રજા તથા સરકારમા તેમણે ઉંચું સ્થાન પ્રાપ્ત કર્યું છે.



## સર સીતારામ સુંદરરાવ પાટકર, નાઇટ.

બી. એ., એલ. એલ. બી.



Sir Sitaram Sundarrao Patkar, Knight.

B. A., LL. B.

સર પાટકર ન્યાતે ગૌડ સારસ્વત દાક્ષણી બ્રાહ્મણ છે. એમનો જન્મ સને ૧૮૭૩ ના મે માસની ૧૬ મી તારીખે મુંબઈમાં થયો હતો.

એલ્ફીસ્ટન હાઇસ્કૂલ, એલ્ફીસ્ટન કૉલેજ અને ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં શિક્ષણ લઇને સને ૧૮૯૭ માં મુંબઇની હાઇ-કોર્ટની એપેલેટ સાઇડ પર તેમણે વકીલાત કરવાનું શરૂ કર્યું હતુ.

સને ૧૯૧૩ માં તેઓ સરકારી વકીલ નિમાયા હતા, જે હોદ્દા પર તેઓ સને ૧૯૨૬ ના જુલાઇ માસમાં મુંબઇની હાઇકોર્ટના વધારાના જડ્જ નિમાયા ત્યાં સુધી રહ્યા હતા. એજ વરસના નવેમ્બર મહિનામાં તેમની નિમણુક કાયમી જડ્જ તરીકે થઇ હતી. સને ૧૯૩૧ ના જુન માસમાં તેમને કામચલાઉ ચીફ જડ્જ પણ નિમવામાં આવ્યા હતા.

લગભગ આઠ વરસ સુધી હાઇકોર્ટના જડ્જનો માનવંતો હોદ્દો ભોગવીને, સર સીતારામ પાટકર સને ૧૯૩૩ માં નિવૃત્ત થયા હતા.

સર પાટકર સરકારી વકીલના હોદ્દા પર હતા તે દરમ્યાન સને ૧૯૨૩ ના નવેમ્બરમાં, લૉર્ડ રીડીંગ તરફથી નિમાયેલી 'ઇન્ડીઆ બાર કમિટિ'ના તેઓ સભ્ય નિમાયા હતા. એ કમિટિએ સને ૧૯૨૪ ના ફેબ્રુઆરી માસમાં પોતાનો હેવાલ રજુ કર્યો હતો, જે સને ૧૯૨૬ ના 'ઇન્ડીયન બાર કાઉન્સીલ્સ એક્ટ'માં પરિણમ્યો હતો.

સર સીતારામ પાટકર સને ૧૯૩૧ ના જુલાઇ માસમાં 'ઇન્ડીઅન વીમેન્સ યુનીવર્સિટી'ના વાઇસ ચેન્સેલર અને ૧૯૩૨ ના જુલાઇમાં તે સંસ્થાના ચેન્સેલર ચુંટાયા હતા, જે હોદ્દો તેઓ હજુ પણ ભોગવે છે.

સર સીતારામ પાટકરની લાયકાતથી સરકારે તેમને

નીચેના વાંધાઓનું સમાધાન કરવાની સમિતિઓમાં નિમ્યા હતા.

(૧) મુંબઇ પોર્ટ ટ્રસ્ટની મિલ્કતોમાં મુંબઇની મ્યુનીસીપાલીટી તરફથી પાણી પુરૂં પાડવાની જવાબદારીની તપાસ માટે સને ૧૯૩૩. (૨) અમદાવાદ મીલ માલેક મંડળ અને અમદાવાદ મીલ મજુર મંડળની વચ્ચે પગારકાપ બાબત પડેલા વાંધાની તપાસ માટે પંચ તરીકે સને ૧૯૩૫ (૩) મુંબઈની લેજીસ્લેટિવ એસેમ્બ્લીમાં મુસલમાનો તરફથી થયેલી શ્રી આહમદ જાફરની ચુંટણીની સામે શ્રી હુસેનભાઇ લાલજીએ ઉઠાવેલ વાંધાનું નિરાકરણ કરવા નિમાયેલ કમીશનના પ્રમુખ તરીકે, સને ૧૯૩૫. (૪) કોચીન અને મદ્રાસને એક વૉટર્સની હકુમત બાબત પડેલ વાંધાને અંગે 'કોચીન અંદર લવાદ મંડળ'ના પ્રમુખ તરીકે હિંદી સરકાર તરફથી, સને ૧૯૩૬ (૫) મુંબઇની મ્યુનીસીપાલીટી અને બી. બી. સી. આઇ. રેલ્વે વચ્ચેના ઝગડાનું સમાધાન કરવા માટે, સને ૧૯૩૬.

તેમની લાયકાતની કદર કરીને સને ૧૯૩૯ માં તેમને સર નાઇટનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.

સર સીતારામ પાટકર (૧) બૉમ્બે પ્રેસીડન્સી સોશીયલ રિફોર્મ એસોસીએશન, (૨) બસીન એજ્યુકેશન સોસાઇટી, અને (૩) ધર્મકોષ મંડળ પુનાના પ્રમુખ છે, અને બીજી કેટલીક સંસ્થાઓ અંગેની કારકીર્દિ પણ તેઓ ધરાવે છે.



## લેફ્ટેનંટ કર્નલ સર જમશેદજી નસરવાનજી ડગન, નાઇટ.

ડી. ઓ., એફ. સી. પી. એસ., એ. આઇ. આર. ઓ., એલ. એમ. એસ., સી. આઇ. ઇ., ઓ. બી ઇ., જે. પી. વિગેરે.



Lt. Col. Sir Jamsedji Nasarvanji Duggan, Knight.

D. O., F. C. P. S., A. I. R. O., L. M. S., C. I. E., O. B. E., J. P.

સર ડગન ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૮૪ ના એપ્રીલની ૮ મી તારીખે મુંબઇમાં થયો હતો.

તેમણે મુંબઇ, લંડન, ઑક્ષફર્ડ અને વીએનામાં અભ્યાસ કરેલો છે, અને સને ૧૯૦૪ માં એલ. એમ. એન્ડ એસ., ૧૯૧૩ માં ડી. ઓ. (ઑક્ષન) અને સને ૧૯૧૮ માં એફ. સી. પી. એસ. ની ડાકટરી ડીગ્રીઓ મેળવેલી છે. ડી. ઓ. ની પરીક્ષા માન સાથે પાસ કરનાર તેઓ પહેલાજ હિંદી હતા.

સર ડગન સને ૧૯૦૫ માં સર જમશેદજી જીજીભાઈ હોસ્પીટલના રજીસ્ટ્રાર નિમાયા હતા, સને ૧૯૦૬ માં સર કાવસજી જહાંગીર ઑફ્થેલ્મીક હોસ્પીટલના રજીસ્ટ્રાર અને પછી ટયુટર નિમાયા હતા. એ હોસ્પીટલના કામચલાઉ ઑફ્થેલ્મીક સર્જન અને ઑફ્થેલ્મોલોજીના પ્રોફેસર પણ તેઓ નિમાયા હતા. સને ૧૯૧૮ માં તેઓ ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં એક માસને માટે અને પછી ૧૯૨૦ માં એક વરસને માટે ઑફ્થેલ્મોલોજીના પ્રોફેસર નિમાયા હતા. સને ૧૯૨૧ માં તેઓ સર કાવસજી જહાંગીર ઑફ્થેલ્મીક હોસ્પીટલના કાયમી સુપ્રીન્ટેન્ડેન્ટ નિમાયા, જે હોદ્દો તેમણે સને ૧૯૩૯ સુધી ભોગવ્યો. એવું મોટું માન મેળવનાર તેઓ પહેલાજ હિંદી ડોકટર હતા.

સર જમશેદજી જીજીભાઇ હોસ્પીટલમાંથી સર નાઇટ, ઓ. બી. ઇ. અને સી. આઇ. ઇ ના ઇલ્કાબો મેળવનાર તેઓ પહેલાજ છે.

સર ડગને વૉર હોસ્પીટલ્સ, બ્લાઇન્ડ રીલીફ એસોસીએશન, રેડક્રોસ અને એવીજ બીજી સંસ્થાઓની સેવા બજાવી છે.

સને ૧૯૧૬ માં જે. પી., ૧૯૧૮ થી ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ, ૧૯૧૯ માં ઓ. બી. ઇ., ૧૯૩૩ માં સી. આઇ. ઇ., અને સને ૧૯૩૫ માં સર નાઇટનો ઇલ્કાબ તથા સને ૧૯૩૫ માં પંચમ જ્યોર્જ રજત મહોત્સવ ચંદ્રક તેમને આપવામાં આવેલ છે.



# લેડી જીના જમશેદજી ડગન.

જે. પી.



Lady Jeena Jamshedji Duggan.

J. P.

## લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ.

પ્રમુખ, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ.



**Lady Laxmibai Jagmohandas.**

President, Gujarati Hindu Stree Mandal.

# મુંબઇના મહાશયો.

# Citizens of Bombay.

## વિભાગ ત્રીજો—Section Third.

## ન્યાયખાતું.

### Law and Justice

## ધિ ઑનરેબલ જસ્ટીસ બમનજી જમશેદજી વાડીઆ.

એમ. એ., એલ. એલ. બી., બાર-ઍટ-લૉ.



**The Hon. Mr. Justice Bamanji Jamshedji Wadia.**

M. A., L. L. B., Bar-at-Law.

માનવંતા ન્યાયમૂર્તિ બમનજી વાડીઆ ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૮૧ ના ઓગષ્ટ માસની ચોથી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મુળ સુરતના વતની હતા, અને વહાણ વટાનો ધંધો કરતા હતા. એમનાં વહાણો હિંદુસ્થાનની બહાર પણ સફર કરવા જતાં, જેમાંના બે વહાણો છેક સને ૧૮૦૫ માં નેલ્સનના કાફલામાં ઉપયોગી થયાનું કહેવાય છે. વહાડીઆ અટક વહાણનાં લાકડાં વહેરવાનો ધંધો કરતા હતા તે ઉપરથી પડેલી. જસ્ટીસ બમનજીના વડવાઓ મુંબઇમાં આવીને પણ મુંબઇની ગોદીમાં વહાણો બનાવવાનું કામ કરતા હતા. એમની ચોથી પેઢીએ શેઠ હોરમસજી વાડીયા થઇ ગયા, જેઓ સને ૧૮૨૬ માં બહેસ્તનશીન થઇ ગયા. તેમણે ધોબીતળાવ ઉપર આતશબહેરામ (અગીઆરી) બંધાવેલ છે, જે આજે પણ ‘વાડીયાજીના આતશબહેરામ’ના નામથી ઓળખાય છે.

જસ્ટીસ બમનજી મુંબઇમાંજ મોટા થયેલા અને સેંટ ઝેવીયર હાઇસ્કૂલ તથા સેંટ ઝેવીયર કૉલેજમાં તેમણે અભ્યાસ કરેલો. સને ૧૮૯૬ માં મેટ્રિકની અને સને ૧૯૦૦ માં બી. એ. ની પરીક્ષા તેમણે પસાર કરેલી. બી. એ. ની પરીક્ષામાં તેઓ આખા મુંબઇ ઇલાકામાં ફર્સ્ટ કલાસ ફર્સ્ટ આવેલા. પોલીટીકલ ઇકોનોમીમાં પહેલા આવવા બદલ ‘ સર જેમ્સ ફર્ગ્યુસન સ્કોલરશીપ ’ અને ‘ કૉબ્ડન કલબ મેડલ ’ તેમને મળેલ. સને ૧૯૦૧ માં એમ. એ. ની અને સને ૧૯૦૩ માં એલ. એલ. બી. ની પરીક્ષાઓ પસાર કરીને કાયદાનો અભ્યાસ કરવા તેઓ વિલાયત ગયેલા, જ્યાં ત્રણ વરસ લંડનની ઇનર ટેમ્પલમાં અભ્યાસ કરીને બારીસ્ટર થયેલા. સને ૧૯૦૦ માં બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી ત્રણ વરસ સુધી તેઓ સેંટ ઝેવીયર્સ કૉલેજમાં દક્ષણા ફેલો નિમાયા હતા.

બારીસ્ટરની પરીક્ષા પસાર કરીને વિલાયતથી આવ્યા પછી સને ૧૯૦૭ માં તેમણે મુંબઇની હાઇકોર્ટમાં બારીસ્ટર તરીકે ધંધો શરૂ કર્યો હતો. ત્યાર પછી સને ૧૯૧૪–૧૫–૧૬ એમ ત્રણ વરસ સુધી સેંટ ઝેવીયર કૉલેજમાં પ્રોફેસર નિમાયા હતા. સને ૧૯૧૫ માં મુંબઇની ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં પ્રોફેસર નિમાયા હતા, જે કામ સને ૧૯૧૯ સુધી કર્યા પછી તેઓ તે કૉલેજના પ્રિન્સીપાલ નિમાયા હતા, જે હોદ્દો તેમણે સને ૧૯૨૫ સુધી ભોગવ્યો હતો.

મુંબઇ યુનીવર્સિટીની સેનેટના તેઓ સભ્ય નિમાયેલ અને એકેડેમિક કાઉન્સીલ તથા સીન્ડીકેટના સભ્ય તરીકે તેઓ વરસો સુધી ચુંટાયેલા. સેનેટના સભ્ય તેઓ સને ૧૯૨૩ થી છે અને સીન્ડીકેટના સભ્ય સને ૧૯૩૧ થી છે.

સને ૧૯૨૮ થી તેઓ મુંબઇની હાઇકોર્ટના એકટીંગ જડ્જ તરીકે વખતોવખત નિમાતા હતા. સને ૧૯૩૧ ના જુનમાં તેમની નિમણુંક કાયમી જડ્જ તરીકે થયેલી, ત્યારથી આજ સુધી તેઓ એ હોદ્દો ભોગવે છે.

સરકારી નોકરીમાં નિમાયા પહેલાં રાજદ્વારી પ્રવૃત્તિમાં તેઓ થોડા પ્રમાણમાં ભાગ લેતા હતા. સ્વ. સર ફીરોજશાહ મહેતાની લીબરલ પાર્ટીના તેઓ સભ્ય હતા.

જસ્ટીસ વાડીઆ વિદ્યાર્થીઓના હિતમાં રસ લે છે. તેઓ સાહિત્યના શોખીન છે અને સાહિત્ય તથા ઇતિહાસના વિષયો ઉપર મોર્ડન રિવ્યુ, ઇન્ડીયન રિવ્યુ વિગેરે જાણીતાં પત્રોમાં વખતોવખત લેખો લખે છે.

સને ૧૯૧૦ માં એમનાં લગ્ન રાજકોટના વતની શેઠ હોરમસજી વાડીયાનાં પુત્રી શ્રીમતી રતનબાઇ સાથે થયેલાં,

જેનાથી એમને બે પુત્રો થયેલા, એમના મોટા પુત્રનું નામ જહાંગીર છે, તેમની ઉંમર ૨૮ વરસની છે, અને તેઓ બારીસ્ટર છે. બીજા પુત્રનું નામ રૂસ્તમજી છે, તેમની ઉમર ૨૪ વરસની છે, તેઓ સેન્ટ્રલ બેંકમાં બેંકીંગના ધંધાની તાલીમ લે છે. શ્રીમતી રતનબાઇ સને ૧૯૨૦ માં સ્વર્ગવાસી થયા પછી જસ્ટીસ વાડીયાએ સને ૧૯૨૬ માં સીકંદ્રાબાદના શેઠ નવરોજજી ચીનાઇનાં પુત્રી શ્રીમતી પરીનબાનુ સાથે લગ્ન કરેલાં. જેમનાથી એમને એક દિકરો અને એક દિકરી એમ બે સંતાનો છે. દિકરાની ઉંમર બાર વરસની છે, તેનું નામ હોરમસજી છે અને તે સેંટઝેવીયર હાઇસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કરે છે, દિકરીની ઉંમર નવ વરસની છે, તેનું નામ આવાંબાઇ છે, અને તે વુડહાઉસની કોન્વેન્ટમાં અંગ્રેજી અભ્યાસ કરે છે.

જસ્ટીસ વાડીયાનો સ્વભાવ શાન્ત અને નિરાભિમાની છે.



## ધિ ઑનરેબલ જસ્ટીસ હરિલાલ જેકીશનદાસ કણીયા.

બી. એ., એલ. એલ. બી., એડવોકેટ (ઓ. સા.)



**The Hon. Mr. Justice Harilal Jekishandas Kania.**

B. A., L. L. B., Advocate (O. S.)

માનવંતા ન્યાયમૂર્તિ હરિલાલભાઈ ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૯૦ ના નવેમ્બરની ત્રીજી તારીખે (સંવત ૧૯૪૬ ના આસો વદ ૭) સુરતમાં થયો હતો.

એમના પિતા ભાવનગરની શામળદાસ કૉલેજમાં સંસ્કૃત ના પ્રોફેસર હતા, જે જગ્યા પર લગભગ બત્રીસ વરસ કામ કર્યા પછી સને ૧૯૨૨ માં તેઓ તે કૉલેજના પ્રિન્સીપાલ નિમાયા હતા, અને ૧૯૨૩ માં સ્વર્ગવાસી થયા હતા.

પિતાની નોકરી ભાવનગરમાં થવાથી શ્રી હરિલાલભાઇ છ માસની ઉંમરે ભાવનગર ગયા હતા અને ગુજરાતી અંગ્રેજી અભ્યાસ તેમણે ભાવનગરમાં કર્યો હતો. સને ૧૯૦૬ માં મેટ્રિકની પરીક્ષા અને સને ૧૯૧૦ માં બી. એ. ની પરીક્ષા શામળદાસ કૉલેજમાંથી પસાર કર્યા પછી તેઓ કાયદાનો અભ્યાસ કરવા મુંબઇ આવ્યા હતા અને ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં અભ્યાસ કરીને સને ૧૯૧૨ માં એલ. એલ. બી. ની અને સને ૧૯૧૫ માં એડવોકેટની ઓરીજીનલ સાઇડની પરીક્ષા પહેલે નંબરે પસાર કરી હતી.

ઉપરની પરીક્ષાઓ પસાર કરીને તુર્ત જ તેમણે મુંબઇમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો. શરૂઆતમાં એક વરસ શ્રી મહમદઅલી ઝીણા સાથે અને તે પછી પાંચેક વરસ સર જમશેદ કાંગાની સાથે તેમણે કામ કર્યું હતું અને પછી જુદી ઑફીસ ખોલી હતી. જે તેઓ હાઇકોર્ટના જજ નિમાયા ત્યાં સુધી ચાલુ હતી.

સને ૧૯૩૦ ના જુનમાં મુંબઇની હાઇકોર્ટના એકટીંગ જડ્જ તરીકે તેમની નિમણુંક કરવામાં આવી હતી, સને ૧૯૩૧ ના જુનમાં એડીશનલ જડ્જ નિમવામાં આવ્યા હતા, અને સને ૧૯૩૩ ના જુનમાં તેમની નિમણુંક કાયમી જડ્જ તરીકે કરવામાં આવી હતી, જે હોદ્દો તેઓ હાલ પણ ભોગવે છે.

એમનું લગ્ન મુંબઇના જાણીતા શહેરી અને મીલ એજન્ટ સર ચુનીલાલ વૃજભૂખણદાસ મ્હેતાનાં મોટાં પુત્રી શ્રી કુસુમ બ્હેન સાથે થયેલું છે. આ દંપતીને રૂક્ષ્મિણી નામની દસેક વરસની એક પુત્રી છે, જે અંગ્રેજી ચોથા ધોરણનો અભ્યાસ કરે છે.



# ધિ ઑાનરેબલ જસ્ટીસ નવરોજજી જહાંગીર વાડીયા.

બી. એ., બાર-ઍટ-લૉ., આઇ. સી. એસ.



**The Honourable Mr. Justice Navroji Jahangir Wadia.**

B. A., Bar-at-Law. I. C. S.

# ધિ ઑાનરેબલ જસ્ટીસ હરસિધ્ધભાઇ વજુભાઇ દીવેટીઆ.

એમ. એ., એલ. એલ. બી.



INDIAN TEXTILE JOURNAL.

**The Hon. Mr. Justice Harsiddhbhai Vajubhai Divetia.**

M. A., L. L. B.

માનવંતા ન્યાયમૂર્તિ દીવેટીઆ ન્યાતે વડનગરા નાગર છે. એમનો જન્મ સને ૧૮૮૬ ના ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે અમદાવાદમાં થયો હતો.

એમના વડિલો મુળ અમદાવાદના વતની, જ્યાંથી તેમના પ્રપિતામહ શ્રી છોટાલાલ બાપાભાઇ કાઠીયાવાડમાં સરકારી નોકરીને અંગે ગયેલા. તેઓ કાઠીઆવાડના પોલીટીકલ એજન્ટના આસીસ્ટન્ટ હતા. શ્રી છોટાભાઇના ભાઇ સારાભાઇ પ્રસિધ્ધ સુધારક ભોળાનાથના પિતા થાય. એ બન્ને ભાઇઓ ફારસી ભાષામાં પ્રવીણ હતા. એમના પૂર્વજો મુસલમાની રાજ્ય અમલમાં હોદ્દેદાર હતા અને તેમને મુત્સદ્દીગીરીની હકસાઇ બાંધી આપવામાં આવી હતી; જે પોલીટીકલ પેન્શન તરીકે બ્રિટીશ સરકારે પણ ચાલુ રાખેલ. શ્રી હરસિધ્ધભાઇના પિતાશ્રી વજુભાઈ હિંમતભાઇ કાઠીઆવાડમાં રાજસ્થાની કોર્ટોમાં અધિકારી હતા અને કાઠીઆવાડ એજન્સીનાં કેટલાંક થાણાંઓમાં મેનેજર પણ હતા.

શ્રી હરસિધ્ધભાઈના પિતાની નોકરી કાઠીઆવાડમાં હોવાથી શ્રી હરસિધ્ધભાઈની બાલ્યવસ્થાનાં પંદર વરસો પણ કાઠીઆવાડમાં પસાર થયેલાં, અને તેમણે ગુજરાતી તથા મેટ્રિક સુધીનું અંગ્રેજી શિક્ષણ ત્યાંજ લીધેલું.

સને ૧૯૦૧ માં તેમનું અમદાવાદમાં વસવાનું થયું. સને ૧૯૦૨ માં તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી, સને ૧૯૦૩ માં ગુજરાત કૉલેજમાં દાખલ થયા, અને સને ૧૯૦૬ માં લૉજીક અને મૉરલ ફીલોસોફી લઇને પહેલા વર્ગમાં બી. એ. ની પરીક્ષા પસાર કરી 'ધીરજલાલ મથુરાદાસ સ્કૉલરશીપ' મેળવી. બે વરસ સુધી ગુજરાત કૉલેજમાં દક્ષિણા ફેલો નિમાયા. સાથે સાથે એમ. એ. નો અભ્યાસ પણ ચાલુ રાખ્યો, સને ૧૯૦૮ માં તત્ત્વજ્ઞાનના વિષય સાથે એમ. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી, 'તેલંગ મેડલ અને તેલંગ પ્રાઇઝ' મેળવેલ.

'નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર વચ્ચેનો સંબંધ' પર ઉત્કૃષ્ટ નિબંધ લખવા માટે મુંબઇ યુનીવર્સિટી તરફથી 'કરસનદાસ મુળજી પ્રાઈઝ' તેમને મળેલું. સને ૧૯૦૯ માં પહેલી તથા બીજી એલ. એલ. બી. ની પરીક્ષાઓ એક સાથે પસાર કરેલી.

શ્રી હરસિધ્ધભાઇ સને ૧૯૧૦ માં બરેલી કૉલેજમાં તત્ત્વજ્ઞાનના પ્રોફેસર નિમાયા હતા. સને ૧૯૧૨ માં મુંબઇ આવીને એપેલેટ સાઇડમાં વકીલાત શરૂ કરી હતી.

સને ૧૯૨૮ માં તેઓ મુંબઇની ગવર્નમેન્ટ લૉ કૉલેજના પ્રોફેસર નિમાયા હતા. સને ૧૯૨૯ માં પહેલી બાર કાઉન્સીલની ચુંટણીમાં તેઓ સભ્ય ચુંટાયેલા, અને ૧૯૩૧-૩૨ માં તેના સેક્રેટરી ચુંટાયેલા.

શ્રી હરસિધ્ધભાઇ સને ૧૯૧૭ માં હોમરૂલની પ્રવૃત્તિમાં જોડાયેલા અને શ્રી મુનશી, શ્રી હોર્નીમેન તથા શ્રી પંડયા સાથે ગુજરાતમાં ફરવામાં અને ભાષણો આપવામાં તેમણે ભાગ લીધેલો. બૉમ્બે પ્રેસીડન્સી એસોસીએશન, પ્રાંતિક કોંગ્રેસ કમિટિ, સ્વરાજ્ય સભા વિગેરે સંસ્થાઓમાં તેમણે સને ૧૯૨૦ સુધી ભાગ લીધેલો.

તેઓ હાઇકોર્ટના જડ્જ નિમાયા તે અગાઉ વાંદરાની મ્યુનીસીપાલીટીના અને તેની સ્કૂલબૉર્ડના સભ્ય, અને લીગલ કમિટિ તથા રૂલ્સ કમિટિના પ્રમુખ હતા. સને ૧૯૩૦ માં તેઓ 'બાર રેસીડન્ટસ એસોસીએશન'ના પ્રમુખ નિમાયા હતા.

શ્રી હરસિધ્ધભાઇ વકીલાતનો ધંધો કરવા સાથે સાહિત્ય પ્રવૃત્તિમાં પણ ભાગ લેતા હતા, સને ૧૯૨૩ માં તેઓ 'ફાર્બસ સભા'ના મંત્રી નિમાયા હતા, જે હોદ્દા પર તેઓ હજી પણ છે. તેઓ 'સાહિત્ય સંસદ્'ના સભ્ય પણ હતા,

અને નડીયાદ મુકામે મળેલી નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે, પરિષદનું બંધારણ નક્કી કરવા નિમાયેલી ૧૧ સભ્યોની કમિટિમાં તેઓ પણ હતા.

તેમની લેખનપ્રવૃત્તિ વરસો પહેલાં શરૂ થયેલી. 'વસંત' માં કેટલાક લેખો લખવા ઉપરાંત શ્રી વીલીયમ જેમ્સના એક પુસ્તકનો અનુવાદ તેમણે કરેલો, જેનું નામ 'માનસ શાસ્ત્રનો અનુભવ' છે, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી તે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે, અને પાઠય પુસ્તક તરીકે મંજુર થયેલ છે. Lawyer માં પણ તેમણે કેટલાક લેખો લખેલા. રોયલ એશીયાટીક સોસાઇટીની બ્રાંચના તેઓ સભ્ય છે.

તા. ૧૯–૬–૧૯૩૩ થી શ્રી દીવેટીઆની નિમણુંક મુંબઇની હાઈકોર્ટના જડ્જ તરીકે થયેલી, ત્યારથી તેઓ એ હોદ્દો ભોગવે છે.

મુંબઈ સરકારે સને ૧૯૩૮ માં નિમેલી 'ટેક્ષટાઇલ લેબર ઇન્કવાયરી કમિટિ'ના અને 'બૉમ્બે પ્રેસીડન્સી ઇન્ડસ્ટ્રીયલ કોર્ટ'ના સરકારે તેમને પ્રમુખ નિમ્યા છે.

એમનું લગ્ન જાણીતા ગુજરાતી સાક્ષર શ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવનાં પુત્રી શ્રીમતી જૉલીબ્હેન સાથે થયું છે.



ધિ ઑાનરેબલ જસ્ટીસ કે. બી. વાસુદેવ, બી. એ., એલ. એલ. બી.



The Hon. Mr. Justice K. B. Wasudev, B. A., L. L. B.

માનવંતા ન્યાયમૂર્તિ કેશવરાવ બાલકૃષ્ણ વાસુદેવ ન્યાતે પાથારે પ્રભુ છે. એમનો જન્મ સને ૧૮૮૩ ના જાન્યુઆરીની ૧૪ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના પિતામહ રા. બા. વાસુદેવ પાંડુરંગ મુંબઇ સરકારના રેવન્યુ અને ફીનાન્સ ડીપાર્ટમેન્ટમાં આસીસ્ટન્ટ સેક્રેટરી હતા, અને એમના પિતા મુંબઇમાં સ્ટેમ્પ અને સ્ટેશનરી ખાતામાં આસીસ્ટન્ટ સુપ્રીન્ટેન્ડેન્ટ હતા. એમનાં માતુશ્રી મુંબઇ સરકારના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર સરદાર વિનાયકરાવ વાસુદેવનાં મોટાં પુત્રી હતાં.

જસ્ટીસ વાસુદેવે જોન કોનન હાઇસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધું હતું, અને મેટ્રિકની પરીક્ષા સને ૧૮૯૯ માં પસાર કરી હતી, જે વખતે તેમણે એક ચાંદ મેળવ્યો હતો. ત્યારપછી એલ્ફીસ્ટન અને સેંટ ઝેવીયર કૉલેજમાં તેઓ દાખલ થયા હતા, અને સેંટ ઝેવીયર કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા લેટીન લઇને માન સાથે તેમણે પસાર કરી હતી. એલ. એલ. બી. ની પહેલી પરીક્ષામાં તેઓ પહેલા વર્ગમાં આવ્યા હતા, અને બીજી પરીક્ષામાં પહેલા વર્ગમાં મોખરે આવીને 'જડ્જ સ્પેન્સર પ્રાઇઝ' મેળવ્યું હતું. ત્યાર પછી તેમણે એડવોકેટ (O.S.) નો અભ્યાસ કર્યો હતો.

સને ૧૯૦૭ માં તેઓ પ્રોવીન્શીયલ સીવીલ સર્વિસમાં જોડાયા હતા અને થાણાના ડેપ્યુટી કલેકટર નિમાયા હતા. સને ૧૯૧૨ માં તેમની નિમણુક અહમદનગરના આસીસ્ટન્ટ સેશન્સ જડ્જ તરીકે કરવામાં આવી હતી, જે હોદ્દો તેમણે રત્નાગીરી, અમદાવાદ અને પુનામાં પણ ભોગવ્યો હતો. સને ૧૯૧૮ માં તેઓ એકટીંગ જડ્જ નિમાયા હતા અને

અમદાવાદ, થાણા તથા પુનામાં એ હોદ્દો ભોગવ્યો હતો. સને ૧૯૨૪ માં તેમને કાયમી ડીસ્ટ્રીકટ અને સેશન્સ જડ્જનો હોદ્દો આપવામાં આવ્યો હતો, જે હોદ્દા પર તેમણે સુરત, બિજાપુર અને નાસીકમાં કામ કર્યું હતું. સને ૧૯૩૧ માં તેઓ ફર્સ્ટ ગ્રેડ જડ્જ નિમાયા હતા. સને ૧૯૩૬ માં તેમની નિમણુંક મુંબઇ હાઇકોર્ટના એક જડ્જ તરીકે કરવામાં આવેલી છે, જે હોદ્દા પર તેઓ અત્યારે ચાલુ છે. પ્રોવીન્શીયલ સર્વિસના ડીસ્ટ્રીકટ અને સેશન્સ જડ્જોમાંથી હાઇકોર્ટના જડ્જનો હોદ્દો મેળવનાર જસ્ટીસ રાનાડે પછી તેઓ છે.

એમનાં લગ્ન સને ૧૯૦૮ માં હિંદના પહેલા ઑફ્થેલ્મીક સર્જન અને ઑફ્થેલ્મોલોજીના પ્રોફેસર ડો. પ્રભાકરનાં એકનાં એક પુત્રી શ્રીમતી કમાબાઈ સાથે થયાં હતાં. જેઓ એમની ન્યાતમાંથી પહેલાં મેટ્રિક થનાર બાનુ હતાં, તે વખતે તેમણે 'લેડી લેમીંગ્ટન' પ્રાઇઝ મેળવ્યું હતું, અને ઇન્ટરમીજીએટમાં 'ગંગાબાઇ ભટ્ટ સ્કૅાલરશીપ' મેળવી હતી.

જસ્ટીસ વાસુદેવને સંતાનમાં એક પુત્ર અને બે પુત્રીઓ છે. એમના પુત્ર શ્રી સુમંત બી. એ. એલ. એલ. બી. પસાર કરીને પોર્ટ ટ્રસ્ટમાં આસીસ્ટંટ ડૅાક મેનેજર નિમાયા છે. એમનાં મોટાં પુત્રી શ્રી સીતાબ્હેન સેન્ટ ઝેવીયર્સ કૅાલેજમાં બી. એ. નો અને નાનાં પુત્રી શ્રી સરયુબ્હેન સાયન્સનો અભ્યાસ કરે છે.



## ધિ ઑન. જસ્ટીસ મહમદભાઇ અલાદીનભાઇ સોમજી.

એમ. એ., એલ. એલ. બી., બાર-એટ-લૉ.



The Hon. Mr. Justice Mahamadbhai Alladinbhai Somji.

M. A., L. L. B., Bar-at-Law.

માનવંતા ન્યાયમૂર્તિ સોમજી ન્યાતે ખોજા છે. એમનો જન્મ સને ૧૮૮૯ ના જાન્યુઆરીની ૧૯ મી તારીખે મુંબઇમાં થયો હતો. એમના પિતા રૂના વેપારી હતા, અને ખાનદેશ જીલ્લાના ચાલીસગામમાં તેમની જીનીંગ અને પ્રેસીંગ ફેક્ટરી હતી. સને ૧૮૮૫-૮૬ નાં બે વરસો તેઓ વિલાયતમાં રહ્યા હતા.

જસ્ટીસ સોમજીની બાલ્યાવસ્થા મુંબઇમાં વ્યતીત થઇ હતી, અને તેમણે એલ્ફીસ્ટન મિડલ સ્કૂલ, એલ્ફીસ્ટન હાઇ સ્કૂલ તથા એલ્ફીસ્ટન કૉલેજમાં શિક્ષણ લીધું હતું. સને

૧૯૦૭ માં મેટ્રિક, ૧૯૧૧ માં બી. એ. અને ૧૯૧૩ માં એમ. એ. તથા એલ. એલ. બી. ની પરીક્ષાઓ તેમણે પસાર કરી હતી. વિદ્યાર્થી તરીકેની તેમની કારકીર્દિ સારી હતી અને 'જેમ્સ ટેઇલર પ્રાઇઝ' તેમણે મેળવ્યું હતું.

જસ્ટીસ સોમજીએ ધંધાની શરૂઆત સને ૧૯૧૬ માં સ્મૉલ કોઝીઝ કોર્ટના વકીલ તરીકે કરી હતી.

સને ૧૯૨૦ માં તેઓ બારીસ્ટરનો અભ્યાસ કરવા વિલાયત ગયા હતા અને 'મિડલ ટેમ્પલ'માં દાખલ થયા હતા. સને ૧૯૨૨ ના જાન્યુઆરીમાં તેમણે બારીસ્ટરની પરીક્ષા પસાર કરી હતી, અને મુંબઇ આવીને માર્ચ માસમાં હાઇ-કોર્ટમાં બારીસ્ટરોની નામાવલિમાં નામ નોંધાવ્યું હતુ. ત્યારપછી તેમણે એફ. જે. કોલ્ટમેન (F. J. Coltman) ની ચેમ્બરમાં ધંધો શરૂ કર્યો હતો. ત્યાર પછી ત્રણેક વરસ સુધી તેમણે ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કર્યું હતું.

સને ૧૯૩૭ ના માર્ચ માસમાં તેમની નિમણુક મુંબઇની હાઈકોર્ટના એક જડ્જ તરીકે થયેલી છે, જે હોદ્દા પર તેઓ આજે પણ ચાલુ છે.

જસ્ટીસ સોમજીના લગ્નનો પ્રસંગ બે રીતે ધ્યાન ખેંચે તેવો છે. એક તો તેમનું લગ્ન તેમની લગભગ પચાસ વરસની ઉમરે (સને ૧૯૩૭ ના ડીસેમ્બરની ૨૭ મી તારીખે) થયું છે તે રીતે, અને બીજું એ લગ્ન આંતરજાતીય છે તે રીતે. તેમનું લગ્ન તેમના બહેસ્તનશીન મિત્ર શેઠ નવરોજજી કેકોબાદ પંથકીનાં એકનાં એક ફરજંદ શ્રીમતી જાલુબાઇની સાથે તેમના પિતાના અવસાન પછી થયેલું છે.

શ્રી સોમજીનો સ્વભાવ મળતાવડો અને નિરાભિમાની છે.

## ધિ ઑનરેબલ જસ્ટીસ ક્ષિતિશ ચંદ્ર સેન.

બી. એ., આઇ. સી. એસ.



**The Hon. Mr. Justice Kshitish Chandra Sen.**

B. A., I. C. S.

# ધિ ઑાનરેબલ જસ્ટીસ નારાયણરાવ સ્વામીરાવ લોકુર.

બી. એ., એલ. એલ. બી.



**The Hon. Mr. Justice Narayanrao Swamirao Lokur.**

B. A., L. L. B.

માનવંતા ન્યાયમૂર્તિ લોકુર ન્યાતે દેશસ્થ બ્રાહ્મણ છે. એમનો જન્મ સને ૧૮૮૭ ના એપ્રીલની ૨૧ મી તારીખે ઐનાપુર (બેલગામ જીલ્લા) માં થયો હતો.

એમના પિતા બેલગામ જીલ્લાના અથની ગામમાં વકીલાતનો ધંધો કરતા હતા.

શ્રી લોકુરની બાલ્યાવસ્થા અથનીમાં વ્યતીત થયેલી, અને તેમણે અભ્યાસ પણ ત્યાંજ કરેલો. અથની એજ્યુકેશનલ સોસાઇટી સ્કૂલમાંથી સને ૧૯૦૧ માં તેમણે મેટ્રિકની પરીક્ષા

પસાર કરેલી, અને પુનાની ડેક્કન કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા સને ૧૯૦૫ માં પસાર કરેલી, અને મુંબઇની ગવર્ન્મેન્ટ લૉ સ્કૂલમાંથી એલ. એલ. બી. ની પરીક્ષા સને ૧૯૦૭ માં પસાર કરેલી. ફર્સ્ટ એલ. એલ. બી. માં તેઓ પહેલા વર્ગમાં પહેલા આવ્યા હતા અને 'સર કીન્લૉક ફાર્બસ પ્રાઇઝ એન્ડ ગોલ્ડ મેડલ' મેળવ્યાં હતાં. એજ વરસમાં તેમણે બેલગામમાં વકીલ તરીકે ધંધાની શરૂઆત કરી હતી.

સને ૧૯૦૮ માં તેઓ આસીસ્ટન્ટ ગવર્નમેન્ટ પ્લીડર અને ૧૯૧૭ માં ગવર્નમેન્ટ પ્લીડર નિમાયા હતા. સને ૧૯૧૮ થી ૧૯૨૧ સુધી તેઓ સતારા, સોલાપુર અને ધારવાડ મુકામે આસીસ્ટન્ટ જડ્જ નિમાયા હતા, તે પછી પાછા ગવર્નમેન્ટ પ્લીડરના હોદ્દા પર પાછા ફર્યા હતા, જે હોદ્દો ૧૯૨૫ સુધી ભોગવ્યા પછી, ૧૯૨૫ માં ડીસ્ટ્રીકટ જડ્જ નિમાયા હતા, અને ૧૯૩૮ સુધી નાસીક, જલગામ, ધારવાડ, અમદાવાદ અને પુના મુકામે તેમણે કામ કર્યું હતું.

સને ૧૯૩૮ ના નવેમ્બરમાં તેઓ મુંબઇની હાઇકોર્ટના કામચલાઉ જડ્જ નિમાયા હતા, જે હોદ્દો તેઓ હાલ પણ ભોગવે છે.

શ્રી લોકુર સને ૧૯૧૭–૧૮ માં બેલગામની મ્યુનીસીપાલીટીના સભ્ય હતા, અને તેની સ્કૂલ્સ કમિટિના ચેરમેન હતા. સને ૧૯૧૦ થી ૧૯૧૮ અને ૧૯૨૧ થી ૧૯૨૫ સુધી તેઓ ' બેલગામ પાયોનીયર અર્બન કોઓપરેટિવ સોસાઇટી ' ના પ્રમુખ હતા અને તેમણે બેલગામમાં ' સેંટ્રલ કોઓપરેટિવ બૅંક ' સ્થાપી હતી, જેના ડીરેકટરોની બોર્ડના તેઓ ૧૯૧૬ થી ૧૯૨૫ સુધી પ્રમુખ હતા. ૧૯૧૪ થી ૧૯૧૮ ના

યુધ્ધ વખતે તેમણે લડાઇને અંગે કરેલ કામના બદલામાં સરકાર તરફથી તેમને ' સર્ટિફીકેટ ઑફ મેરિટ ' આપવામાં આવ્યું હતું.

શ્રી લોકુર અથની એજ્યુકેશનલ સોસાઇટી, ઐનાપુર એજ્યુકેશનલ સોસાઇટી અને કર્ણાટક લૉ સોસાઇટી (જેણે સને ૧૯૩૯ માં લૉ કૉલેજ સ્થાપી છે) ના પ્રમુખ છે. સને ૧૯૩૧ થી તેઓ ડીસ્ટ્રીકટ સ્કાઉટ કમીશ્નર છે, સને ૧૯૩૮ માં તેઓ ઓમ્બે પ્રોવીન્શીયલ સ્કાઉટ કમીશ્નર પણ નિમાયા હતા. ૧૯૩૬ માં તેમણે અમદાવાદમાં રૉટરી કલબ સ્થાપી હતી, જેના તેઓ રૉટેરીઅન હતા. સને ૧૯૩૪ માં 'ઑલ ઇન્ડીઆ આયુર્વેદ સિલ્વર જ્યુબિલી' ની અમદાવાદની સમિતિના, સને ૧૯૩૭ માં મુંબઇ મુકામે મળેલી 'ઑલ ઇન્ડીઆ દેશસ્થ ઋગ્વેદીય બ્રાહ્મણ કોન્ફરન્સ' ના અને 'ઑલ ઇન્ડીઆ ઑલીમ્પીક એસોસીએશન મહારાષ્ટ્ર બ્રાંચ' ના સને ૧૯૩૭-૩૮ માં તેઓ પ્રમુખ હતા.

શ્રી લોકુરનાં લગ્ન સને ૧૯૧૦ માં જાણીતા કેળવણીકાર શ્રી અન્નારાવ જાલીહાલનાં પુત્રી શ્રીમતી લક્ષ્મીબાઇ સાથે થયાં હતાં. સંતાનમાં તેમને ચાર પુત્રો અને ત્રણ પુત્રીઓ છે. મોટા પુત્ર એમ. એ. એલ. એલ. બી. સબ જડ્જ, મોટાં પુત્રી એમ. એ. અને બીજાં પુત્રાં મેડલીસ્ટ આર્ટીસ્ટ છે.

શ્રી લોકુર એક લેખક પણ છે, અને તેમણે જાનકી હરણ, બુધ્ધ ચરિત તથા Selections from Mahabharat પર નોટ્સ લખી છે.

શ્રી લોકુર, એમનાં પત્ની અને એમનાં બંને પુત્રીઓ ટેનીસનાં ચેમ્પીઅન છે, અને તેમણે કેટલાંક ઇનામો તથા પચીસેક કપ મેળવ્યા છે.

## ધિ ઑનરેબલ જસ્ટીસ ઇન્દ્રનારાયણ બ્રીજમોહનલાલ.

બી. એ., એલ. એલ. બી., જે. પી.



**The Hon. Mr. Justice Indranarayan Brijmohanlal**

B. A., L. L. B , J. P.

માનવંતા ન્યાયમૂર્તિ ઇંદ્રનારાયણ ન્યાતે ક્ષત્રિય છે. એમનો જન્મ સને ૧૮૮૫ ના જુલાઇની ૩૧ મી તારીખે અજમેરમાં થયો હતો.

એમના વડિલોમાં રાજા આગામલ્લ અને રાય પંજાબરાય નામના બે પ્રખ્યાત પુરૂષો થઇ ગયા, જેઓ જયપુર રાજ્યના પ્રધાનો હતા. તેમને લગતો ઉલ્લેખ ટૅાડ રાજસ્થાનમાં કરવામાં આવ્યો છે. જયપુર શહેરનો નકશો અને બાંધણી એમના સમયમાં એમની દેખરેખ નીચે થયેલ. રાજા આગામલ્લને દહન કરવામાં આવેલ છે તે જગ્યા 'રાજા આગામલ્લની છત્રી' ના નામથી ઓળખાય છે, અને આજે પણ જયપુરના રાજા દશેરાના દિવસે તે જગ્યાએ પોતાની સ્વારી રોકે છે, અને છત્રીને માન આપે છે.

જસ્ટીસ ઇંદ્રનારાયણના નાના (માતાના પિતા) રાયબહાદુર ગુરસહાયમલ્લ સને ૧૮૯૩ સુધી પંજાબ સરકારના અન્ડર સેક્રેટરી હતા.

જસ્ટીસ ઇંદ્રનારાયણના પિતા રાયબહાદુર શ્રી બ્રીજ-મોહનલાલ બી. બી. એન્ડ સી. આઇ. તથા રાજપૂતાના માળવા રેલ્વેના પહેલા હિંદી ટ્રાફીક સુપ્રીન્ટેન્ડેન્ટ હતા, અને પોતાની કોમના આગેવાન હતા. તેઓ રેલ્વેના ભાવના નિષ્ણાત હતા, અને તેથી રેલ્વે બૉર્ડ તરફથી વખતોવખત તેમની સલાહ લેવામાં આવતી હતી. સને ૧૮૮૭ માં તેમની બદલી મુંબઇ થઈ હતી જે વખતે જસ્ટીસ ઇંદ્રનારાયણની ઉંમર બે વરસની હતી.

જસ્ટીસ ઇંદ્રનારાયણની બાલ્યાવસ્થા મુંબઇમાં વ્યતીત થઇ હતી, અને તેમણે મુંબઇની સેંટ ઝેવીયર્સ હાઈસ્કૂલમાં અભ્યાસ કરીને સને ૧૮૯૯ માં પંદરેક વરસની ન્હાની ઉંમરે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. ત્યાર પછી સેંટ ઝેવીયર્સ કૅાલેજમાં વધુ અભ્યાસ કરીને સને ૧૯૦૪ માં વીસેક વરસની

ઉમરે બીજી ભાષા લેટીન લઇને બી. એ. ની પરીક્ષા અને સને ૧૯૦૭ માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી હતી.

ત્યાર પછી તુર્તજ તેઓ 'મેસર્સ ભાઇશંકર એન્ડ કાંગાં'ની સોલીસીટરની પેઢીમાં કામ શિખવા દાખલ થયા હતા. છ માસ પછી, સને ૧૯૦૮ માં મુંબઇની સ્મૉલ કૉઝીઝ કોર્ટમાં તેમણે વકીલાત શરૂ કરી હતી.

જસ્ટીસ ઇંદ્રનારાયણની વકીલ તરીકેની કારકીર્દિ ઝળકતી હતી, અને ઉત્તર હિંદુસ્થાનની કેટલીક આગેવાન વેપારી પેઢીઓ, તથા મુંબઈની મારવાડી બજાર તથા દાણા બજારની આગેવાન પેઢીઓ તેમની અસીલ હતી. ઉપરાંત બી. બી. એન્ડ સી. આઇ. તથા સધર્ન મરાઠા રેલ્વે કંપનીના તેઓ કાયદાના સલાહકાર હતા, અને રેલ્વે કંપનીઓના બીજી જીલ્લા કોર્ટોમાંના કેસ પણ તેમને મળતા હતા.

શ્રી ઇંદ્રનારાયણ તા. ૯–૨–૧૯૨૫ ના રોજ સ્મૉલ કૉઝીઝ કોર્ટના વધારાના જડ્જ નિમાયા હતા, ત્યાર પછી સને ૧૯૩૫ માં ચાર માસ માટે કામચલાઉ ચીફ જડ્જ નિમાયા હતા, જે હોદ્દા પર સને ૧૯૩૭ ના જાન્યુઆરીમાં તેઓ કાયમ થયા હતા. તા. ૧૨–૬–૩૯ થી તા. ૧૫–૧૦–૩૯ સુધી તેમની નિમણુક હાઇકોર્ટના એકટીંગ જડ્જ તરીકે થયેલી છે.

શ્રી ઇંદ્રિનારાયણના નાના ભાઇ મૂલનારાયણ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના રાજપૂતાના વિભાગ (બાંદીકુઇ)ના ડીસ્ટ્રીકટ ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ છે.

શ્રી ઇંદ્રનારાયણને સને ૧૯૨૬ માં નામદાર સરકાર તરફથી જે. પી.નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.



## રા. બ. રણછોડભાઇ ભાઇબાભાઇ પટેલ,

એમ. એ., એલ. એલ. બી., બાર-ઍટ-લૉ, જે. પી.,
પ્રોથાનોટરી, મુંબઇ હાઇ કોર્ટ.



R. B. Ranchhodbhai Bhaibabhai Patel.

M. A., L. L. B. Bar-at-Law. J. P.
Prothonotary, Bombay High Court.

રા. બ. રણછોડભાઇ ન્યાતે લેઉઆ પાટીદાર છે. એમનો જન્મ સને ૧૮૮૦ ના ડીસેમ્બરની ૧૮ મી તારીખે ખેડા જીલ્લાના સારસા નામના ગામમાં થયો હતો.

એમના પિતા શ્રીયુત ભાઇબાભાઇ અમથાભાઇ પટેલ ખેડા જીલ્લાના જમીનદાર અને લોકમાન્ય તથા સરકારમાન્ય આગેવાન હતા. ૨૮ વરસ સુધી જીલ્લા અને તાલુકા લોકલ

બૉર્ડના તેઓ સભ્ય હતા, જેમાં કોઇ વખત તેઓ સરકાર તરફથી સભ્ય નિમાતા હતા અને કોઇ વખત પ્રજા તરફથી સભ્ય ચુંટાતા હતા. જે જમાનામાં ઉંચી કેળવણીમાં લોકો બહુ રસ નહોતા લેતા તેવા સમયમાં તેમણે પોતાના ચારે દીકરાઓને ઉંચી કેળવણી લેવા માટે વિલાયત મોકલ્યા હતા અને તે નિમિત્તે હજારો રૂપિયાનું ખર્ચ કર્યું હતું.

રા. બ. રણછોડભાઇની બાલ્યાવસ્થા સારસામાંજ વ્યતીત થયેલી અને તેમણે ગુજરાતી શિક્ષણ પણ ત્યાંજ લીધેલું. તે પછી અંગ્રેજી અભ્યાસ માટે તેઓ વડોદરા ગયેલા, અને વડોદરા હાઇ સ્કૂલમાં અભ્યાસ કરીને મેટ્રિકની પરીક્ષા સને ૧૮૯૩ માં તેમણે પસાર કરેલી, તે પછી વધુ અભ્યાસ માટે તેઓ વડોદરા કૉલેજમાં જોડાયેલા, જ્યાં એકાદ બે વરસ અભ્યાસ કર્યા પછી સને ૧૮૯૯ માં વિલાયત જઇને કેમ્બ્રીજની સેંટ જોન કૉલેજમાં દાખલ થયેલા, ત્યાં સને ૧૯૦૨ માં તેમણે બી. એ. ની પરીક્ષા માન સાથે પસાર કરેલી, તે પછી ૧૯૦૪ માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરેલી અને તેજ વરસમાં (ઇનર ટેમ્પલ) બારીસ્ટરની પરીક્ષા પસાર કરેલી. તેજ વરસમાં સ્વદેશમાં આવીને મુંબઇમાં વકીલાતનો ધંધો તેમણે શરૂ કરેલો. સને ૧૯૦૫ માં મુંબઇના હાઇકોર્ટના ચીફ જસ્ટીસ સર લોરેન્સ જેન્કીન્સે તેમની નિમણુંક મુંબઇ હાઇકોર્ટના ડેપ્યુટી રજીસ્ટ્રાર તરીકે કરેલી. સને ૧૯૦૭ માં તેઓ એમ. એ. થયેલા.

સને ૧૯૦૯ ના એપ્રીલમાં રા. બ. રણછોડભાઇ મુંબઇ હાઇકોર્ટની એપેલેટ સાઇડના ડેપ્યુટી રજીસ્ટ્રાર નિમાયેલા અને એજ વરસના અકટોબર માસમાં નાદારી કોર્ટના વડા ઑફીસર નિમાયેલા. સને ૧૯૧૯ માં તેઓ આસીસ્ટન્ટ પ્રોથોનોટરી,

અને એજ વરસમાં એકટીંગ પ્રોથોનોટરી નિમાયેલા. ત્યાર પછી ૧૯૨૦ થી ૧૯૨૨ સુધી પ્રોથોનોટરી અને કમીશ્નર ફૉર ટેકીંગ એકાઉન્ટસ તરીકે તેમણે કામ કરેલું. સને ૧૯૨૬ માં તેઓ પ્રોથોનોટરી નિમાયેલા, જે હોદ્દો તેઓ આજે પણ ભોગવે છે.

રા. બ. રણછોડભાઇ લગભગ ૩૪ વરસ થયાં હાઈકોર્ટમાં નોકરી કરે છે, જેમાં છેલ્લાં પંદરેક વરસ થયાં તેઓ પ્રોથોનોટરીના હોદ્દા ઉપર છે.

રા. બ. રણછોડભાઇ સાસૂન મિકેનીક ઇન્સ્ટીટયુટની લાઇબ્રેરીના ખજાનચી હતા, અને સને ૧૯૩૬ થી તેના સીનીયર વાઇસ પ્રેસીડન્ટ છે. એક જાણીતા ફ્રીમેસન તરીકે તેઓ પાસ્ટ ઑનરરી ડેપ્યુટ ગ્રાન્ડ માસ્તર અને સ્કૉટલાન્ડના ગ્રાન્ડ લૉજના ઑનરરી ઑફીસર છે.

રા. બ. રણછોડભાઇને નામદાર સરકારે સને ૧૯૨૭ માં જે. પી. નો અને ૧૯૩૧ માં રા. બા. નો ઇલ્કાબ આપવા ઉપરાંત કીંગ જ્યોર્જ ધિ ફીફ્થ સિલ્વર જ્યુબેલી મેડલ અને એડવર્ડ ધિ એઇટ્થ તથા કીંગ જ્યોર્જ ધિ સીક્સ્થ કોરોનેશન્સ મેડલ્સ આપેલ છે.

રા. બ. રણછોડભાઈને સંતાનમાં ચાર પુત્રીઓ થયેલી, તેમાં સહુથી મોટાં પુત્રી શ્રી સવિતાબ્હેન જે સને ૧૯૨૬ માં બાવીસેક વરસની ઉંમરે ગુજરી ગયાં તે સને ૧૯૨૩ માં એમની કોમમાં પહેલાંજ મેટ્રિક થનાર અને વધુ અભ્યાસ માટે કૉલેજમાં જોડાનાર બાઇ હતાં. બાકીની ત્રણ દીકરીઓ, શ્રી કમળા બ્હેન, શ્રી ધીરજ બ્હેન અને શ્રી શાન્તા બ્હેન જેમની ઉંમર અનુક્રમે ૩૧, ૨૯ અને ૨૭ વરસની છે તેમનાં લગ્ન તેમની કોમના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની સાથે થયેલાં છે.

## ઑનરેબલ શ્રીયુત મોતીલાલ ચમનલાલ સેતલવડ,

બી. એ., એલ. એલ. બી., એડવોકેટ, (ઓ. સા.)
એડવોકેટ જનરલ, હાઇ કોર્ટ, મુંબઇ.



**The Hon. Mr. Motilal Chamanlal Setalvad.**

B. A., L.L. B. Advocate. ( O. S. )
Advocate General, Bombay, High Court.

શ્રીયુત મોતીલાલભાઈ ન્યાતે બ્રહ્મક્ષાત્રિય છે. એમનો જન્મ સને ૧૮૮૪ ના નવેમ્બરની બારમી તારીખે અમદાવાદમાં થયો હતો. એમની બાલ્યાવસ્થાનો અમુક ભાગ અમદાવાદમાં વ્યતીત થયો હતો અને પ્રાથમિક શિક્ષણ તેમણે ત્યાં લીધું હતું. અંગ્રેજી અભ્યાસ મુંબઇની વીલ્સન હાઇસ્કૂલમાં કર્યો હતો, અને પંદર વરસ જેવડી નાની ઉમરે મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. ત્યાર પછી એલ્ફીસ્ટન કૉલેજમાં વધુ અભ્યાસ કરીને ૧૯૦૪ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી, અને તે પછી કાયદાનો અભ્યાસ કરીને ૧૯૦૬ માં એલ. એલ. બી. ની ડીગ્રી મેળવી હતી. ૧૯૧૧ માં એડવોકેટ (O. S) પરીક્ષા તેમણે પસાર કરી હતી.

૧૯૧૧ માં તેમણે ધારાશાસ્ત્રી તરીકે ધંધાની શરૂઆત કરી હતી, પણ કેટલાંક વરસો સુધી તેમને ધંધામાં સફળતા મળી નહોતી. સને ૧૯૧૯ ના અરસામાં એમની શક્તિની કદરની શરૂઆત થઇ હતી, અને ત્યાર પછી તેમની ખ્યાતિ પ્રતિદિવસ વધતી ગઇ હતી. સને ૧૯૨૬ માં ધારાશાસ્ત્રી તરીકેની એમની કારકીર્દિને પચીસ વરસ પુરાં થયાં તેનો રજત્ મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો, અને એમને મિત્રો તથા વખાણનારાઓ તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું.

હાઇકોર્ટના જડ્જના હોદ્દાની offer શ્રીયુત મોતીલાલભાઇને થઇ હતી, પણ એમને સ્વતંત્ર ધંધાદારી રહેવાનું પસંદ હોવાથી, એ માગણીનો સ્વીકાર કર્યો નહોતો.

શ્રીયુત મોતીલાલભાઇના પિતાશ્રી સર ચમનલાલ સેતલવડ વકીલાત કરે છે, જ્યારે શ્રીયુત મોતીલાલભાઇ એડવોકેટ જનરલનો હોદ્દો ભોગવે છે, એ હકીકત ‘બાપ કરતાં બેટો

સવાઈ'ની કહેવતની યાદી આપે છે. મુંબઈની હાઈકોર્ટના ચીફ જસ્ટીસ સર જોન બોમન્ટનો આવોજ બીજો કીસ્સો બાદ કરીએ તો શ્રીયુત મોતીલાલભાઈનો કીસ્સો માત્ર મુંબઈમાંજ નહિ પણ જગતના કોઈ પણ ભાગમાં અજોડ છે.

શ્રીયુત મોતીલાલભાઈનું વ્યક્તિત્વ કંઈક નિરાળું છે. એકવડું શરીર, માથા પરના તમામ બાલ સફેદ, બીડેલા હોઠ અને અતિશય પાણીદાર વેધક આંખો, એમને મળનાર પર પહેલાં સખ્તાઈની છાપ પાડે છે, પણ બીડેલા હોઠ ઉઘડે છે, અને વાતચિત શરૂ થાય છે ત્યારે એમ લાગે છે કે વાત કરનાર માણસ કોઈ 'રૂઆબદાર' અમલદાર નથી, પણ એક 'જવાબદાર' ગૃહસ્થ છે.

શ્રીયુત મોતીલાલભાઈને સંતાનમાં ઉષા નામની અઢાર વર્ષની એક પુત્રી છે, જે બી. એ. નો અભ્યાસ કરે છે, અને અતુલ નામનો પાંચ વરસનો એક પુત્ર છે.

"Motilal's advocacy is his own. He never overstates his case. The secret of his success is to approach and attack the opponent with the minimum of provocation and the maximum of persuasive powers, briefly, pointedly and effectively, slowly working up his arguments to a pitch when the cumulative effect of his mode of presentation of facts and reasoning, produces the desired result on the mind of the judge."

"A man with a strong personality on whom dignity sat with a natural grace."

"Above all he is an ideal gentleman."

ડૉ. ફીરોઝ કુંવરજી ભરૂચા, એમ. ડી. (લંડન)
મુંબઇના શેરીફ (૧૯૩૯).



Dr. Phiroz Kunvarji Bharucha, M. D. (London)
Sheriff of Bombay (1939).

ડૉ. ભરૂચા ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૮૨ ના નવેમ્બર માસમાં મહુમાં થયો હતો.

એમના પિતા મહુની છાવણીના મેડિકલ ડીપાર્ટમેન્ટમાં હેડકલાર્ક હતા. એમની આવક બહુ મોટી નહિ હોવા છતાં એમણે પોતાના ત્રણે પુત્રોને ઉંચી કેળવણી આપી હતી, જેના પરિણામે એક પુત્ર એમ. ડી., એક પુત્ર એલ. એલ. બી. અને એક પુત્ર બી. ઇ. ની ડીગ્રી મેળવવા શક્તિવાન થયેલ, અને ત્રણે પુત્રો આજે સારી કમાણી કરે છે. ડૉ. ભરૂચાના એક ભાઈ ધારાશાસ્ત્રી અને એક ભાઇ એન્જીનીયર છે, તેઓ બંને ઇંદોર તથા મહુમાં ધંધો કરે છે.

ડૉ. ભરૂચાની બાલ્યાવસ્થા મહુમાંજ પસાર થયેલી અને તેમણે અભ્યાસ પણ ત્યાંજ કરેલો. સને ૧૮૯૮ માં અલ્હાબાદ યુનીવર્સિટીની મેટ્રિકની પરીક્ષા પસાર કરીને વૈદકનો અભ્યાસ કરવા તેઓ મુંબઇ આવેલા, અને ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં દાખલ થયેલા. સને ૧૯૦૩ માં એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા તેમણે પસાર કરેલી, અને સને ૧૯૦૫ માં વધુ અભ્યાસ માટે તેઓ વિલાયત ગયેલા, જ્યાં તેઓ લંડન યુનિવર્સિટી કૉલેજ અને લંડન યુનીવર્સિટી હોસ્પીટલમાં દાખલ થયેલા અને સને ૧૯૦૯ માં એમ. બી. બી. એસ. ની ડીગ્રી તેમણે મેળવેલી. ત્યાર પછી તેઓ ત્યાં 'કેઝયુઆલીટી મેડીકલ ઑફીસર' નિમાયેલા અને સને ૧૯૧૧ માં એમ. ડી. ની ડીગ્રી મેળવેલી.

સને ૧૯૧૨ માં સ્વદેશ આવીને મુંબઇમાં તેમણે પોતાનો 'કનસલ્ટીંગ રૂમ' ખોલેલો, અને પારસી જનરલ હોસ્પીટલમાં ઑનરરી ફીઝીશીયન તરીકે જોડાયેલા, જ્યાં સને ૧૯૧૯ સુધી તેમણે કામ કર્યું હતું. તે દરમ્યાન સને ૧૯૨૫

થી ૧૯૨૭ એમ બે વરસ (એ નિમણુક બે વરસ સુધી થાય છે) તેમણે સર જમશેદજી જીજીભાઇ હોસ્પીટલમાં પણ ઑનરરી પ્રીઝીશીયન તરીકે કામ કર્યું હતું.

સને ૧૯૨૬ માં કીંગ એડવર્ડ મૅમોરીયલ હોસ્પીટલ ચાલુ થતાં, ડોકટર ભરૂચા તેમાં ઑનરરી પ્રીઝીશીયન અને મેડીસીનના લેકચરર તરીકે જોડાયા હતા, જે હોદ્દાઓ પર આજે પણ તેઓ ચાલુ છે. શ્રી જરબાઇ વાડીઆ હોસ્પીટલ ફૉર ચીલ્ડ્રન્સની સ્થાપનાથી તેના પણ તેઓ ઑનરરી પ્રીઝીશીયન નિમાયેલા અને તે હોદ્દા પર પણ તેઓ ચાલુ છે.

ડો. ભરૂચા બૉમ્બે યુનીવર્સિટીની એમ. બી. બી. એસ. અને એમ. ડી. ની પરીક્ષાઓના પરીક્ષક વખતોવખત નિમાયેલા છે, અને સરકાર તરફથી બૉમ્બે યુનીવર્સિટીની સેનેટના સભ્ય પણ નિમાયેલા.

સને ૧૯૩૯ ના વર્ષને માટે મુંબઇના શેરીફ તરીકે તેમની ચુંટણી થઇ છે.



## શ્રીયુત સુજાઉદ્દીન ઇસ્માઇલજી કર્વા.

બાર-ઍટ-લૉ., જે. પી.

ચીફ જડ્જ, સ્મૉલ કૉઝીઝ કોર્ટ.



**Mr. Shujauddin Esmailji Karva.**

Bar-at-Law., J. P.

Chief Judge, Small Causes Court

# શ્રીયુત માર્ક સ્ટેનીસ્લૉસ નોરોન્હા.

બી. એ., એલ. એલ. બી., એડવોકેટ (ઓ. સા.), જે. પી.
જડ્જ, સ્મૉલ કોઝીઝ કોર્ટ.



**Mr. Mark Stanislos Noronha.**

B. A., L .L. B., Advocate (O. S.) J. P.
Judge, Small Causes Court.

શ્રી નોરોન્હા ન્યાતે રોમન કૅથોલીક ખ્રિસ્તી છે. એમનો જન્મ સને ૧૮૮૯ના જુલાઇની ૧૯ મી તારીખે માંગલોરમાં થયો હતો.

એમના સ્વ. પિતા શ્રી રેમન્ડ સીલ્વેસ્ટર નોરોન્હા સાઉથ કેનેડા ડીસ્ટ્રીકટમાંથી પહેલા મેટ્રિક અને એફ. એ. થનાર હતા, જેઓ સ્કૂલ્સ ઇન્સપેકટર અને નિવૃત્ત થયા પછી એડવોકેટ હતા. સાતમા એડવર્ડે પ્રિન્સ ઑફ વેલ્સ તરીકે હિંદની મુલાકાત લીધી ત્યારે મદ્રાસની લેવીમાં સાઉથ કેનેડામાંથી બે ગૃહસ્થોને આમંત્રણ આપવામાં આવેલ તેમાંના એક તેઓ હતા. એમનાં સ્વ. માતા શ્રી એલન કોએલ્હો, શ્રી જોસફ એ. કોએલ્હો જેઓ મેંગલોરના પહેલા એક કેથોલીક મુનસફ હતા તેમનાં પુત્રી હતાં.

શ્રી નોરોન્હાની બાલ્યાવસ્થા મેંગલોરમાં વ્યતીત થઇ હતી, તેમણે ત્યાંની સેંટ એલોસીયસ કૉલેજમાં અભ્યાસ કરીને સને ૧૯૦૯ માં બી. એ. ની પરીક્ષા મદ્રાસ યુનીવર્સિટીમાંથી પસાર કરી હતી અને આખા ઇલાકામાં લૅટીનમાં પહેલા વર્ગમાં પહેલે નંબરે હતા. અભ્યાસ દરમ્યાન તેમણે ઇનામ પણ મેળવ્યું હતું. સને ૧૯૧૩ માં તેમણે મુંબઇની લૉ કૉલેજમાંથી એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી હતી.

સને ૧૯૧૪ માં મુંબઇ હાઇકોર્ટની એપેલેટ સાઇડના એડવોકેટની નામાવળિમાં તેમણે પોતાનું નામ નોંધાવીને પ્રેકટીસ શરૂ કરી હતી. એમની લાયકાત અને હુશિયારીથી સને ૧૯૨૫ માં પરીક્ષા વિના તેમનું નામ ઑરીજીનલ સાઇડના એડવોકેટની નામાવળિમાં દાખલ કરવામાં આવ્યું હતું.

શ્રી નોરોન્હાની નિમણુક સને ૧૯૨૮ માં મુંબઇની સ્મૉલ કૉઝીઝ કોર્ટના જડ્જ તરીકે કરવામાં આવી હતી, જે હોદ્દા પર તેઓ હાલ ચાલુ છે.

સને ૧૯૩૦ માં નામદાર સરકાર તરફથી તેમને જે. પી. નો ઈલ્કાબ આપવામાં આવ્યો હતો.

શ્રી નોરોન્હાએ સને ૧૯૩૫ માં સીલોન, સ્ટ્રેઇટ્સ સેટલમેન્ટસ, ચીન, અને જાપાનની અને ૧૯૩૬ માં યુરોપની મુસાફરી કરી હતી.

શ્રી નોરોન્હા 'કેનેડા કેથોલીક એસોસીએશન' ના સને ૧૯૩૫ થી પ્રેસીડન્ટ છે.



## શ્રીયુત મીનોચેહર દોરાબજી લાલકાકા.

બી. એ., એલ. એલ. બી., બાર–ઍટ–લૉ, જે. પી.
જડ્જ, સ્મૉલ કૉઝીઝ કોર્ટ.



**Mr. Minochehar Dorabji Lalkaka.**

B. A., L. L. B., Bar-at-Law, J. P.
Judge, Small Causes Court.

શ્રી મીનોચેહર લાલકાકા ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૯૪ ના ઓગષ્ટની ત્રીજી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો દલાલીનો ધંધો કરતા હતા. એમનું મુખ્ય કામકાજ ચીનના શાંગાહી બંદર સાથે હતું.

શ્રી લાલકાકાની બાલ્યાવસ્થા મુંબઈમાં વ્યતીત થયેલી. તેમણે ન્યુ હાઇસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા ૧૯૧૦ માં પસાર કરેલી, અને એલ્ફીસ્ટન કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા સને ૧૯૧૪ માં પસાર કરેલી. એલ્ફીસ્ટન કૉલેજમાં તેઓ સ્કૉલર-શીપ મેળવતા હતા, અને કૉલેજના દક્ષિણા ફૅલો હતા. સને ૧૯૧૫ થી ૧૯૧૮ સુધી 'મેસર્સ મેરવાનજી કોલાહ એન્ડ કંપની' માં તેઓ આર્ટિકલ કલાર્ક તરીકે દાખલ થયા હતા અને સાથે સાથે એલ. એલ. બી. નો અભ્યાસ પણ કરતા હતા. સને ૧૯૧૯ માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કર્યા પછી તેજ વરસના અકટોબર માસમાં તેઓ બારીસ્ટર થવા માટે વિલાયત ગયા હતા, અને ૧૯૨૧ ના એપ્રીલમાં બારીસ્ટરની પરીક્ષા પસાર કરીને મુંબઇની હાઇકોર્ટમાં જુન માસથી તેમણે પ્રેકટીસ શરૂ કરી હતી.

શ્રી લાલકાકા સને ૧૯૨૮ ના નવેમ્બરમાં સ્મૉલ કૉઝીઝ કોર્ટના કામચલાઉ જડ્જ નિમાયા હતા, તેજ વરસના ડીસેમ્બરમાં વધારાના જડ્જ નિમાયા હતા, અને ૧૯૨૯ ના એપ્રીલમાં કાયમી જડ્જ નિમાયા હતા, ત્યારથી તેઓ તે હોદ્દો ભોગવે છે.

સને ૧૯૩૦ માં નામદાર સરકાર તરફથી તેમને જે. પી. નો ઇલકાબ આપવામાં આવ્યો હતો.

શ્રી લાલકાકાનાં લગ્ન સને ૧૯૨૨ માં શ્રીમતી તેહમીના નસરવાનજી લૉયરની સાથે થયાં હતાં. સંતાનમાં તેમને પંદર અને ચાર વરસની બે પુત્રીઓ છે.



## શ્રીયુત યશવંત નીલકંઠ નાડકરણી.

બી. એ., એલ. એલ. બી., એડવોકેટ.

જડ્જ, સ્મોલ કૉઝીઝ કોર્ટ.



**Mr. Yashvant Nilkanth Nadkarni.**

B. A., L. L. B., Advocate

Judge, Small Causes Court.

શ્રી નાડકરણી ન્યાતે ગૌડ સારસ્વત બ્રાહ્મણ છે. એમનો જન્મ કાનડા જીલ્લાના કારવાર ગામમાં સને ૧૮૮૯ ના ડીસેમ્બરની ૧૨ મી તારીખે થયો હતો.

એમના પિતા મુંબઇમાં સરકારી નોકર હતા. શ્રી યંશવંતની બાલ્યાવસ્થા મુંબઈમાં વ્યતીત થઇ હતી. તેમણે 'ચંદનવાડી સ્કૂલ' જે હાલ 'લૉર્ડ હેરીસ પ્રાયમરી સ્કૂલ' ના નામથી ઓળખાય છે તેમાં અભ્યાસની શરૂઆત કરી હતી. પછી એલ્ફીસ્ટન મિડલ સ્કૂલ અને એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી એલ્ફીસ્ટન કૉલેજમાં તેઓ દાખલ થયા હતા. ત્યાં ઇન્ટર સુધી અભ્યાસ કર્યા પછી સાયન્સની અગવડના કારણે તેઓ સેંટ ઝેવીયર્સ કૉલેજમાં દાખલ થયા હતા અને ૧૯૦૭ માં ફીઝીક્સ અને કેમેસ્ટ્રીના વિષયો લઇને બી. એ. ની પરીક્ષા તેમણે પસાર કરેલી હતી. બી. એ. ના અભ્યાસની સાથે તેમણે કાયદાનો અભ્યાસ પણ ચાલુ રાખીને એલ. એલ. બી. ની પહેલી પરીક્ષા પસાર કરેલી, ત્યાર પછી તેમણે એમ. એ. નો અભ્યાસ શરૂ કરેલો, પણ તેમને ટાઇફોઇડની બિમારી લાગુ પડવાથી તે બંધ કરીને એલ. એલ. બી. ની પરીક્ષા તેમણે પસાર કરી હતી.

સને ૧૯૧૨ માં તેમણે હાઈકોર્ટની એપેલેટ સાઇડ પર વકીલાત શરૂ કરી હતી, સને ૧૯૨૭ માં તે વખતના ચીફ જડ્જ તરફથી તેમનું નામ ઑરીજીનલ સાઇડના એડવોકેટોની નામાવળિમાં દાખલ કરવામાં આવ્યું હતું, અને ૧૯૨૮ માં એક 'ગેંગ કેસ' ચલાવવા માટે તેમને વધારાના પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ નીમવામાં આવ્યા હતા. ત્યાર પછી સને ૧૯૩૫ માં તેમની નિમણુક સ્મૉલ કૉઝીઝ કોર્ટના જડ્જ તરીકે થઇ ત્યાં સુધીમાં વખતોવખત તેઓ અમુક સ્પેશીયલ કેસો ચલાવવા માટે એડીશનલ અથવા ઓફીશીએટીંગ માજીસ્ટ્રેટ નિમાતા હતા.

# શ્રીયુત ચંપકલાલ ગીરધરલાલ મોદી.

બી. એ., એલ. એલ. બી., એડવોકેટ.
જડ્જ, સ્મૉલ કૉઝીઝ કોર્ટ



**Mr. Champaklal Girdharlal Modi.**

B. A., L. L. B, Advocate.
Judge, Small Causes Court.

શ્રી ચંપકલાલભાઇ ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૯૨ ના જાન્યુઆરી માસમાં સુરતમાં થયો હતો.

એમના પિતા રેશમના વેપારી હતા. શ્રી. મોદીની બાલ્યાવસ્થા સુરતમાં વ્યતીત થયેલી, અને મેટ્રિક સુધીનો

અભ્યાસ ત્યાં કર્યો પછી, મુંબઇની વીલ્સન કૉલેજમાંથી બી. એ. ની અને ગવર્નમેન્ટ લૉ કૉલેજમાંથી એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરીને સને ૧૯૧૬ માં તેમણે મુંબઇની સ્મૉલ કૉઝીઝ કોર્ટમાં વકીલાત શરૂ કરી હતી. પરિશ્રમના પરિણામે તેમનો ધંધો જામી ગયો હતો અને તેમની ગણત્રી જાણીતા વકીલોમાં થતી હતી.

સને ૧૯૩૬ ના જુન માસમાં સ્મૉલ કૉઝીઝ કોર્ટના એક જડ્જ શ્રી માર્ક નોરોન્હા ચાર માસની રજા ઉપર જતાં શ્રી મોદીની કામચલાઉ નિમણુક તેમની જગ્યાએ કરવામાં આવી હતી. એ સમય દરમ્યાનની એમની કારકીર્દિ વિષે 'બૉમ્બે ક્રોનીકલ' અને 'ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ' માં પ્રશંસક નોંધ લેવામાં આવી હતી. તા. ૧૯–૧–૧૯૩૭ ના 'ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ' માં લખ્યું છે કેઃ–

"During that period gave complete satisfaction both to the members of the Bar and the litigant public."

સને ૧૯૩૭ ના જાન્યુઆરીમાં શ્રી મોદીની નિમણુક એ જગ્યા પર કાયમી કરવામાં આવી હતી, જે હોદ્દા પર તેઓ આજે ચાલુ છે.



# શ્રીયુત વિશ્વનાથ વિનાયક ઓક.

બી. એ., એલ. એલ. બી., બાર-ઍટ-લૉ.

જડ્જ, સ્મૉલ કૉઝીઝ કોર્ટ.



**Mr. Vishwanath Vinayak Oak,**

B. A., L. L. B., Bar at-Law.

Judge, Small Causes Court.

શ્રી ઓક ન્યાતે દક્ષિણી બ્રાહ્મણ છે. એમનો જન્મ સતારામાં થયો હતો. તેઓ રત્નાગીરી જીલ્લાના ગુહાગર ગામના વતની છે. એમના વડિલો પેશ્વાના સંબંધીઓ હતા. એમના પિતામહ પોલીટીકલ પેન્શનર હતા, અને એમના પિતા ચિત્રકાર હતા, જેમણે કાઠીઆવાડના કેટલાક રાજાઓનાં તૈલ-ચિત્રો બનાવ્યાં હતાં.

શ્રી ઓકની બાલ્યાવસ્થા કાઠીઆવાડમાં વ્યતીત થઇ હતી, અને તેમણે શરૂઆતનું શિક્ષણ વઢવાણ તથા ભાવનગરમાં અને ત્યારપછીનું શિક્ષણ પુના, મુંબઇ અને વિલાયતમાં લીધું હતું.

સને ૧૯૧૭ માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કર્યા પછી તેમણે મુંબઇની સ્મૉલ કૉઝીઝ કોર્ટમાં પ્રેકટીસ શરૂ કરી હતી. ૧૯૨૬ માં વધુ અભ્યાસ માટે તેઓ વિલાયત ગયા હતા, જ્યાં મિડલ ટેમ્પલમાં જોડાઇને સને ૧૯૨૭ માં બારીસ્ટરની પરીક્ષા પસાર કરીને મુંબઇ આવીને હાઇકોર્ટની આરીજીનલ સાઇડ પર પ્રેકટીસ શરૂ કરી હતી.

સને ૧૯૩૭ થી તેઓ વખતો વખત સ્મૉલ કૉઝીઝ કોર્ટના જડ્જ નિમાય છે, આજ સુધીમાં ચારેક વખત એમની નિમણુક થઇ ચૂકી છે. ચોથી વખત તેમની નિમણુક સને ૧૯૩૯ ના જુન માસમાં ચાર માસ માટે થયેલી.

શ્રી ઓકમાં ચિત્રકળાનો શોખ વારસામાં ઉતર્યો છે. સને ૧૯૨૭ થી તેઓ બૉમ્બે આર્ટ સોસાયટીના ઑનરરી સેક્રેટરી છે, તેમજ આર્ટ સોસાઇટી ઑફ ઇન્ડીઆની કળા વિષયક હિલચાલોમાં આગેવાનીભર્યો ભાગ લે છે. પોતાના વતન ગુહાગરમાં ગુહાગર એજ્યુકેશન સોસાઇટી તેમણે સ્થાપી છે, જેના તેઓ પ્રમુખ છે.

શ્રી ઓકનાં લગ્ન ડેક્કન કૉલેજના પ્રિન્સીપાલ અને ગણિતના પ્રોફેસર કૈ. વિનાયક (ઉર્ફે કેરો) લક્ષ્મણ છત્રેનાં પૌત્રી અને કૈ. ડોકટર વાસુદેવનાં પુત્રી શ્રીમતી પાર્વતીબાઈ સાથે સને ૧૯૦૭ માં થયેલ છે. સંતાનમાં એમને ચાર દીકરી અને એક દીકરો છે.

## શ્રીયુત ઇંદ્રવદન નારાયણભાઇ મ્હેતા.

બી. એ., એલ. એલ. બી., બાર-એટ-લૉ., જે. પી.
ચીફ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



**Mr. Indravadan Narayanbhai Mehta.**
B. A., L. L. B., Bar-at-Law. J. P.
Chief Presidency Magistrate.

શ્રી ઇંદ્રવદનભાઇ ન્યાતે સાઠોદરા નાગર છે. એમનો જન્મ સને ૧૮૮૬ ના જાન્યુઆરીની ૨૦ મી તારીખે (સંવત ૧૯૪૨ ના પોષ સુદ ૧૫) નડીયાદમાં થયો હતો.

એમના પિતા શ્રીયુત નારાયણભાઇ લલ્લુભાઇ રેવાકાંઠા એજન્સીમાં દફતરદાર અને મલ્હારરાવ ગાયકવાડના વખતમાં વડોદરાના નાયબ દીવાન હતા. એમના મામા શ્રીયુત ઝવેરલાલ લલ્લુભાઇ અમદાવાદની સ્મૉલ કૉઝીઝ કોર્ટના જડ્જ અને ફર્સ્ટ કલાસ સબજડ્જ હતા. બીજા મામા શ્રીયુત હરિલાલ લલ્લુભાઇ કાઠીઆવાડમાં ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ હતા. એમના મોટા ભાઈ દીવાન બહાદુર ચિમનલાલ નારાયણભાઇ મ્હેતા, બી. એ., એલ. એલ. બી. મુંબઇ ઇલાકામાં ડીસ્ટ્રીકટ અને સેસન્સ જડ્જ હતા.

શ્રી. ઇંદ્રવદનભાઇએ અમદાવાદની હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી શિક્ષણ લીધા પછી, ૧૯૦૩ થી ૧૯૦૬ સુધી પુનાની ડેક્કન કૉલેજમાં અને ૧૯૦૭ થી ૧૯૦૯ સુધી મુંબઇની ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં શિક્ષણ લીધું હતું. ત્યાર પછી વધુ અભ્યાસ માટે તેઓ વિલાયત ગયા હતા, જ્યાં ૧૯૦૯ થી ૧૯૧૧ સુધી લંડનની ઇન્સ ઑફ કૉર્ટ મિડલ ટેમ્પલમાં અભ્યાસ કરીને સને ૧૯૧૧ માં બારીસ્ટર થયા હતા.

શ્રી ઇંદ્રવદનભાઇની વિદ્યાર્થી તરીકેની કારકીર્દિ ઝળકતી હતી. તેમણે ૧૪ મે વરસે મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી, કૉલેજની પરીક્ષાઓ માન સાથે પસાર કરી હતી, અને સને ૧૯૦૯ માં એલ. એલ. બી. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પહેલા નંબરે આવ્યા હતા.

શ્રી ઇંદ્રવદનભાઇએ સને ૧૯૧૨ માં મુંબઇની હાઇકોર્ટની ઑરીજીનલ અને એપેલેટ બંને સાઇડ પર પ્રેકટીસ શરૂ કરી હતી. સને ૧૯૨૧ માં 'Sattra murder' સતારા મર્ડર અપીલ તેમણે હાઇકોર્ટની બૅંચ સમક્ષ ચલાવી હતી, જેનું નીચલી

કોર્ટનું રેકર્ડ એક હજાર પાનાનું હતું, અને શ્રી ઇંદ્રવદનભાઇને સતત્ ૭ દિવસ સુધી જડ્જોની બૅંચ સમક્ષ એડ્રેસ કરવું પડયું હતું. એ અપીલમાં તેમને પ્રખ્યાતી મળી હતી, અને સર નોર્મન મેકલાઉડની ભલામણથી વધારાના પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તરીકે તેમની નિમણુક થઇ હતી, જે નિમણુક સને ૧૯૨૩ સુધી વખતોવખત થયા પછી સને ૧૯૨૩ માં તેઓની નિમણુક કાયમી થઇ હતી. ૧૯૨૮ સુધી દાદર કોર્ટમાં, સને ૧૯૨૮ થી ૧૯૩૮ સુધી ગીરગામ કોર્ટમાં અને સને ૧૯૩૮ થી ૧૯૩૯ સુધી એસ્પ્લેનેડ કોર્ટમાં પ્રેસીડન્સી માજીસ્ટ્રેટનો હોદ્દો ભોગવ્યા પછી સને ૧૯૩૯ ના ઓગષ્ટની પહેલી તારીખથી શ્રી ઇંદ્રવદનભાઇની નિમણુક મુંબઇના ચીફ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તરીકે થઇ છે. તેમની નિમણુક ચીફ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તરીકે થઇ ત્યારે, મુંબઇની પોલીસકોર્ટોના વકીલોએ એક મિટિંગ ભરીને પોતાનો સંતોષ જાહેર કર્યો હતો અને એમની કોમ તરફથી ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઇ વજુભાઇ દીવેટીઆના પ્રમુખપણા નીચે તા. ૨૭–૯–૩૯ ના રોજ એક સભા બોલાવીને તેમને અભિનંદન આપવામાં આવ્યું હતું.

શ્રી ઇંદ્રવદનભાઇ કૉલેજીયન હતા ત્યારે ગુજરાતી સાહિત્યના શોખીન હતા, અને સને ૧૯૧૭ ની હિંદી મહાસભા વખતે તેમણે આસીસ્ટન્ટ સેક્રેટરી તરીકે કામ કર્યું હતું. તેઓ 'નોર્થકોટ હિન્દુ ઑર્ફનેજ'ની મેનેજીંગ કમિટિના મેમ્બર, 'બારભાયા વણિક ઑર્ફનેજ' ના એક ટ્રસ્ટી અને 'શ્રી મહાલક્ષ્મી ટેમ્પલ ચેરીટીઝ ટ્રસ્ટ'ના ટ્રસ્ટી મંડળના ચેરમેન છે.

શ્રી ઇંદ્રવદનભાઇનો સ્વભાવ શાન્ત અને નિરાભિમાની છે. એમની કારકીર્દિ વધુ ઝળકતી નિવડે એવું આપણે ઇચ્છીએ.

# શ્રીયુત ઇબ્રાહીમ સુલેમાન હાજી.

બી એ., (બૉમ્બે). બી. એસસી., (લંડન), બાર-ઍટ-લૉ.
પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



**Mr. Ibrahim Suleman Haji.**

B. A. (Bom), B. sc., (Lon), Bar-at-Law.
Presidency Magistrate.

શ્રી હાજી ન્યાતે ખોજા છે. એમનો જન્મ સને ૧૮૮૯ ના નવેમ્બરની ચોથી તારીખે કરાંચીમાં થયો હતો.

એમના પિતામહ શ્રી ગુલામહુસેન હાજી, નામદાર આગાખાન સાહેબ તથા તેમના પિતાશ્રીના વજીર હતા, અને

એમના પિતા ખા. બા. ડોકટર સુલેમાન ગુલામહુસેન હાજી, પહેલાં મુંબઇના અને પછી સિંધ સરકારના સીવીલ વેટરનરી ડીપાર્ટમેન્ટના ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડેન્ટ હતા.

શ્રી હાજીની બાલ્યાવસ્થા કરાચીમાં વ્યતીત થઈ હતી. શરૂઆતનો અભ્યાસ ત્યાં કર્યા પછી અઢારેક વરસની ઉંમરે તેઓ મુંબઈ આવ્યા હતા અને એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાંથી ૧૯૦૭ માં મેટ્રિકની અને એલ્ફીસ્ટન કૉલેજમાંથી ૧૯૧૨ માં બી. એ. ની પરીક્ષા પસાર કરીને ૧૯૧૪ માં નામદાર આગાખાન સાહેબની સ્કૉલરશીપ મેળવીને તેઓ વિલાયત ગયા હતા, જ્યાં ગ્રેઝ ઇનમાં કાયદાનો અભ્યાસ કરીને ૧૯૧૭ માં બારીસ્ટરની અને સને ૧૯૧૮ માં લંડન યુનીવર્સિટીમાંથી બી. એસસી. (ઇકોનોમી અને પોલીટીકલ સાયન્સ) ની પરીક્ષા તેમણે પસાર કરી હતી. લંડન યુનીવર્સિટીમાંથી બી. એસ સી. ની પરીક્ષા પસાર કરનાર તેઓ પહેલાજ મુસલમાન હોવાનું શ્રી હાજી જણાવે છે.

શ્રી હાજી વિલાયત ગયા એ અરસામાં યુરોપમાં ૧૯૧૪ નું મહાયુદ્ધ ફાટી નિકળ્યું હતું. મહાત્મા ગાંધીજી પણ એ વખતે લંડનમાં હતા. તેમની સૂચનાથી લંડનના હિંદી વિદ્યાર્થીઓની 'ઇન્ડીઅન વૉલન્ટીઅર્સ એમ્બ્યુલન્સ કોર' ની સ્થાપના થઈ હતી, જેને અંગે બીજા વિદ્યાર્થીઓની સાથે શ્રી હાજીએ પણ ઘાયલ થયેલાઓની સારવાર વિગેરે કરવાનું કામ ઇંગ્લાંડમાં કર્યું હતું, અને બધાની સાથે તેમને ફ્રાન્સ પણ જવું પડયું હતું. એ કામગીરીને અંગે સરકાર તરફથી તેમને ત્રણ ચાંદ આપવામાં આવ્યા હતા.

સને ૧૯૧૯ માં વિલાયતથી મુંબઇ આવીને શ્રી હાજીએ પોલીસ કોર્ટ, સ્મૉલ કૉઝીઝ કોર્ટ, હાઈકોર્ટ અને બહારગામની

કોર્ટોમાં પ્રેકટીસ શરૂ કરી હતી, જે સને ૧૯૩૪ માં તેઓ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ નિમાયા ત્યાં સુધી ચાલુ હતી.

૧૯૩૪ ના ઓગષ્ટની નવમી તારીખે પહેલાં તેમની નિમણુક કામચલાઉ, પછી વધારાના, અને ૧૯૩૬ ના નવેમ્બરની પહેલી તારીખે કાયમી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તરીકે થઈ હતી, જે હોદ્દા પર તેઓ હાલ ચાલુ છે.

તા. ૧-૪-૩૮ થી તા. ૩૦-૮-૩૯ સુધી શ્રી હાજીને જુગારના કેસોનો ફેંસલો કરવાનું ખાસ કામ સોંપવામાં આવ્યું હતું, જે દરમ્યાન તેમણે સત્તર સો જેટલા કેસોનો નિકાલ કર્યો હતો, જેમાં કેટલાક કેસો ગુંચવાડાભર્યા પણ હતા. શ્રી હાજીએ બીજા પણ કેટલાક મોટા કેસો ચલાવેલા, જેમાં જાણીતા પીટિટ કેસનો પણ સમાવેશ થાય છે.

સને ૧૯૨૧ માં શ્રી હાજી મુંબઇ શહેરના મુસલમાનો તરફથી મુંબઇની ધારાસભામાં ચુંટાયા હતા, જે વખતે તેમણે રિટ્રેન્ચમેન્ટ કમિટિ, ગૅમ્બલીંગ એકટ તથા મ્યુનીસીપલ ઍકટમાં કામ કર્યું હતું. સને ૧૯૨૩ માં તેઓ બી. વૉર્ડ તરફથી મ્યુનીસીપાલીટીમાં પણ ચુંટાયા હતા. સને ૧૯૩૨ માં તેમને બૉમ્બે પ્રોવીન્શીયલ ફ્રેંચાઇઝ કમિટિમાં મુસ્લીમોના પ્રતિનિધિ તરીકે સરકાર તરફથી નિમવામાં આવ્યા હતા.

સને ૧૯૨૯ થી ૧૯૩૫ સુધી શ્રી હાજી 'મુંબઇ, શીયા ઇમામી ઇસ્માઇલી કાઉન્સીલ'ના સભ્ય હતા, સને ૧૯૩૦ થી ૧૯૩૩ સુધી 'યંગમેન્સ મુસ્લીમ એસોસીએશન'ના પ્રમુખ હતા અને ૧૯૩૧ થી ૧૯૩૪ સુધી 'વેસ્ટર્ન ઇન્ડીઆ ઑટો મોબાઇલ્સ' ના સ્ટેન્ડીંગ કાઉન્સલ હતા.

શ્રી હાજીનાં લગ્ન એલ્ફીસ્ટન કૉલેજના પર્શીયન પ્રોફેસર શ્રી કાસમ સુમાર થારીયાણીનાં પુત્રી શ્રી ઇજ્જતખાનમ સાથે સને ૧૯૨૦ માં થયાં હતાં, તેઓ 'ધિ નેશનલ ઇન્ડીઅન એસોસીએશન ઑફ્ લેડીઝ બ્રાંચ'નાં અને નામદાર આગાખાનનાં 'હેલ્થ સેન્ટર'નાં સભાસદ છે.

શ્રી હાજી એક સ્પોર્ટ્સમેન પણ છે. હાલમાં તેઓ ગૉલ્ફની રમતમાં ખાસ રસ લે છે. જેમાં નિપૂણતા બદલ સને ૧૯૩૯ માં 'વીલીંગ્ડન સ્પોર્ટ્સ ક્લબ' નો સર કરીમભાઇ ઇબ્રાહીમ' કપ તેમને મળ્યો છે.



# શ્રીયુત જયદેવલાલ મોહનલાલ બારોટ.

બી. એ., એલ. એલ. બી., એડવોકેટ (ઓ. સા.)
પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



**Mr. Jaydevlal Mohanlal Barot.**

B. A., L. L. B., Advocate (o. s.)
Presidency Magistrate.

શ્રી બારોટ ન્યાતે બ્રહ્મભટ્ટ છે. એમનો જન્મ સને ૧૯૦૦ ના જાન્યુઆરીની પાંચમી તારીખે નડીયાદમાં થયો હતો.

એમના પિતા શ્રી મોહનલાલ કુંવરજી બારોટ વીસ વરસ સુધી ગોધરા ડીસ્ટીલરીના મેનેજર હતા અને ત્યાર પછી છ વરસ સુધી નડીયાદમાં સેકન્ડ કલાસ ઑનરરી માજીસ્ટ્રેટ હતા. નડીયાદની મ્યુનીસીપાલીટી, સ્કૂલ બોર્ડ તથા તાલુકા લોકલ બોર્ડના પણ તેઓ સભ્ય હતા. હાલમાં તેઓ નડીયાદમાં નિવૃત્ત જીવન ગુજારે છે.

શ્રી બારોટની બાલ્યાવસ્થા નડીયાદમાં વ્યતીત થયેલી. શરૂઆતનો અભ્યાસ ત્યાં કર્યા પછી તેઓ ગોધરાની 'તેલંગ હાઇસ્કૂલ' માં દાખલ થયેલા, જ્યાંથી સને ૧૯૧૭ માં મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી, પુનાની ફરગ્યુસન કૉલેજ અને મુંબઇની વીલ્સન તથા એલ્ફીસ્ટન કૉલેજમાં અભ્યાસ કરીને સને ૧૯૨૧ માં બી. એ. ની પરીક્ષા માન સાથે પસાર કર્યા પછી ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં કાયદાનો અભ્યાસ કરીને સને ૧૯૨૩ માં એલ. એલ. બી. ની પરીક્ષા તેમણે પસાર કરી હતી.

શ્રી બારોટ વિદ્યાર્થી અવસ્થામાં ક્રિકેટમાં હુશિયાર હતા અને બેટીંગ તથા વીકેટ કીપીંગમાં નિપૂણતા બદલ તેમને ચાંદ મળ્યા હતા.

એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરીને શ્રી બારોટે નડીયાદમાં વકીલાત શરૂ કરી હતી, જ્યાં તેમની પ્રેકટીસ સારી ચાલતી હોવાથી અપીલ માટે તેમને મુંબઇ આવવાનું થતાં, ધંધાને માટે મુંબઇ તેમને વધારે અનુકૂળ જણાતાં સને ૧૯૨૬ માં તેમણે મુંબઇની હાઇકોર્ટની ઍપેલેટ સાઇડમાં પ્રેકટીસ શરૂ કરી હતી. સાથે સાથે એડવોકેટનો અભ્યાસ કરીને ૧૯૨૭ ના નવેમ્બરમાં પરીક્ષા પસાર કરી, ૧૯૨૮ ના ફેબ્રુઆરીની બીજી તારીખે તેમણે એડવોકેટ (ઓ. સા.) ની

નામાવળિમાં નામ નોંધાવીને પ્રેકટીસ શરૂ કરી હતી. સર કેનેથ કેમ્પની ચેમ્બરમાં તેમણે પાંચ વરસ કામ કર્યું હતું, તે દરમ્યાન આગેવાન ધારાશાસ્ત્રીઓના સમાગમમાં આવવાની તેમને તક મળી હતી.

સને ૧૯૩૮ ના સપ્ટેમ્બરની પહેલી તારીખે શ્રી બારોટની નિમણુક જુગારના કેસો ચલાવવા માટે મઝગામ કોર્ટમાં ત્રીજા વધારાના પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તરીકે કરવામાં આવી હતી. એક વરસ પછી તેઓને પહેલા વધારાના માજીસ્ટ્રેટ બનાવવામાં આવ્યા હતા, જે હોદ્દો તેઓ હાલ ભોગવે છે.

શ્રી બારોટની નિમણુક પછી તેર માસમાં તેમણે તેર સો જુગારના કેસોનો નિકાલ કર્યો હતો. જુગારના કેસોના શ્રી બારોટના ફેંસલા કડક હોવાની નોંધ વર્તમાનપત્રોમાં આવી હતી, જેના પરિણામે એવા કેસોમાં ઘટાડો થયાનું જણાય છે.

શ્રી બારોટે પોતાની કોમમાં કેળવણીનો પ્રચાર કરવા માટે 'શ્રી બ્રહ્મભટ્ટ વિદ્યોત્તેજક મંડળ' સને ૧૯૩૬ માં સ્થાપ્યું છે, જેના તેઓ પ્રમુખ છે. તે શિવાય બ્રહ્મભટ્ટ સભા, બ્રહ્મભટ્ટ મહિલામંડળ અને ગુજરાત બ્રહ્મભટ્ટ યુવક મંડળની સ્થાપના કરી છે, અને જ્ઞાતિને પ્રગતિવાન બનાવવા માટે બનતા પ્રયાસો કરે છે, જેના બદલામાં જેમ તેમને અભિનંદન મળે છે તેમ તેમને સહન પણ કરવું પડે છે.



## શ્રીયુત કાન્તિલાલ છગનલાલ ઠાકોર.

બી. એ., એલ. એલ બી., એડવોકેટ.

પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



**Mr. Kantilal Chhaganlal Thakore.**

B. A., L. L. B., Advocate.

Presidency Magistrate.

શ્રીયુત કાન્તિલાલભાઈ ન્યાતે બ્રહ્મક્ષત્રિય છે. એમનો જન્મ સને ૧૮૯૪ ના નવેમ્બરની બીજી તારીખે સુરતમાં થયો હતો.

એમના પિતામહ શ્રી માણેકલાલ નંદલાલ અને એમના પિતા શ્રી છગનલાલ માણેકલાલ સુરતના જાણીતા વકીલો હતા, જે ઉપરથી એમ કહી શકાય કે શ્રી કાન્તિભાઈને ધારાશાસ્ત્રીનો ધંધો વારસામાં મળ્યો છે, અને ત્રણ પેઢીથી એ ધંધો ચાલ્યો આવે છે.

શ્રી ઠાકોરની બાલ્યાવસ્થા ભરૂચમાં એમના મોશાળમાં વ્યતીત થયેલી, અને મેટ્રિક સુધીનો અભ્યાસ પણ તેમણે ત્યાંજ કરેલો. એમના મોશાળ પક્ષમાં શ્રી ઠાકોરલાલ ચુનીલાલ ભરૂચની ડીસ્ટ્રીકટ કોર્ટના રજીસ્ટ્રાર છે.

શ્રી કાન્તિભાઇએ મેટ્રિક સુધી અભ્યાસ સુરતમાં કર્યા પછી બરોડા કૉલેજ, વીલ્સન કૉલેજ અને ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં અભ્યાસ કરીને સને ૧૯૧૬ માં બી. એ. અને સને ૧૯૨૦ માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી હતી.

શ્રી કાન્તિભાઈએ સને ૧૯૨૧ માં મુંબઇની પોલીસ કોર્ટમાં ક્રીમીનલ સાઇડ પર પ્રેકટીસ શરૂ કરી હતી. ધારાશાસ્ત્રી તરીકેની તેમની નિપૂણતાથી સને ૧૯૩૨ માં તેમની નિમણુક એડીશનલ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તરીકે કરવામાં આવી છે.

શ્રી કાન્તિભાઇ કોઓપરેટિવ ઇન્સ્ટીટયુશનમાં અને કેટલીક સામાજીક સંસ્થાઓમાં રસ લેતા હતા. શ્રી બાબુલનાથ અને શ્રી મુમ્બાદેવીનાં મંદિરોના તેઓ ટ્રસ્ટી છે.

શ્રી કાન્તિભાઇનું લગ્ન જાણીતા સેતલવડ કુટુંબમાં, શ્રી રા. બા. ચુનીલાલ હરિલાલ સેતલવડ સી. આઇ. ઇ. નાં પુત્રી શ્રી જીતેન્દ્રમણીની સાથે સને ૧૯૧૬ માં થયું છે. સંતાનમાં તેમને બાર વરસની ઉમરનો એક પુત્ર છે જેનું નામ શ્રી અરૂણ છે અને તે સેંટ ઝેવીયર્સ કૉલેજમાં અભ્યાસ કરે છે.

## શ્રીયુત દત્તાત્રય સખારામ બાબરેકર.

બી. એ., એલ. એલ. બી., એડવોકેટ.

પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



**Mr. Dattatraya Sakharam Babrekar.**

B. A., L. L. B., Advocate.

Presidency Magistrate.

શ્રી બાબરેકર ન્યાતે દેશસ્થ બ્રાહ્મણ છે. એમનો જન્મ મીરજ મુકામે સને ૧૮૯૫ ના ઓગષ્ટની ત્રીજી તારીખે થયો હતો.

એમના પિતા શ્રી સખારામ રાઘોબા બાબરેકર ડાકટર હતા અને ત્રીસેક વરસ સુધી કેટલાંક રાજ્યોમાં નોકરી કર્યા પછી તેઓ પોતાનું દવાખાનું ચલાવતા હતા.

શ્રી બાબરેકરની બાલ્યાવસ્થા મુંબઈમાં વ્યતીત થઇ હતી, અને થાણા હાઈસ્કૂલ, એલ્ફીસ્ટન હાઇસ્કૂલ, વીલ્સન કૉલેજ તથા ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં અભ્યાસ કરીને ૧૯૧૬ માં બી. એ. અને ૧૯૧૮ માં એલ. એલ. બી. ની પરીક્ષા તેમણે પસાર કરી હતી.

શ્રી બાબરેકર સને ૧૯૧૬ માં 'આર્યન એજ્યુકેશનલ સોસાયટી' માં શિક્ષક તરીકે જોડાયા હતા, જ્યાં ૧૯૨૦ સુધી તેમણે કામ કર્યું હતું. તેઓ એ સોસાઇટીના સભ્ય હતા અને ૧૯૨૪ થી ૧૯૩૯ સુધી તેના સેક્રેટરી હતા. સને ૧૯૩૧ થી ૧૯૩૫ સુધી તેઓ બોમ્બે પ્રોવીન્શીયલ કોંગ્રેસ કમિટિના સભ્ય અને ૧૯૩૩ થી ૧૯૩૬ સુધી મ્યુનીસીપાલીટી ના સભ્ય હતા.

શ્રી બાબરેકરની નિમણુક સને ૧૯૩૯ ના ઓગષ્ટની ૧૩ મી તારીખે પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તરીકે થઈ હતી, ત્યાં સુધી તેઓ પોલીસ કોર્ટ અને સ્મૉલ કૉઝીઝ કોર્ટમાં પ્રેકટીસ કરતા હતા.

શ્રી બાબરેકર મહાસભાવાદી હોવાથી સને ૧૯૩૦–૩૨ ની લડતમાં તેમણે ભાગ લીધો હતો, જે બદલ એક વખત નવ મહિનાની અને એક વખત બાર મહિનાની જેલની સજા તેમને કરવામાં આવી હતી. સને ૧૯૩૪ ની મહાસભાની સ્વાગત સમિતિમાં તેઓ એક જોઇન્ટ સેક્રેટરી પણ હતા.

## શ્રીયુત તાહેરઅલી તૈયબઅલી બરોડાવાલા.

બી. એ., એલ. એલ. બી. (લંડન) બાર-ઍટ-લૉ.



**Mr. Taherali Taiyabali Barodawala.**

B. A., L. L. B., (London) Bar-at-Law.

શ્રીયુત તાહેરઅલી ન્યાતે વોરા છે. એમનો જન્મ સને ૧૯૦૧ માં મુંબઇમાં થયો હતો.

એમના પિતા તૈયબઅલી કરીમજી બરોડાવાલા મુંબઇના શ્રીમંત ગૃહસ્થ અને મિલ્કતદાર છે.

શ્રી તાહેરઅલીએ સેંટ ઝેવીયર્સ હાઇસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા સને ૧૯૨૦ માં અને સેંટ ઝેવીયર્સ કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા સને ૧૯૨૪ માં પસાર કરી હતી.

શ્રી તાહેરઅલી સ્કૂલ અને કૉલેજની કારકીર્દિ દરમ્યાન રમતગમતના શોખીન હતા અને ક્રિકેટર તરીકેની તેમની કારકીર્દિ ઝળકતી હતી, તેઓ સ્કૂલ અને કૉલેજની ક્રિકેટ ટીમના કેપ્ટન હતા અને કૉલેજમાં દાખલ થયા તેજ વરસે મુસલમાનો તરફથી ક્વૉડ્રેંગ્યુલર મૅચ માટે તેમને પસંદ કરવામાં આવ્યા હતા. એકંદર તેમણે છ વખત ક્વૉડ્રેંગ્યુલર મેચમાં ભાગ લીધો હતો. બીલીઅર્ડનો પણ તેમને શોખ છે અને ૫–૭ કપ તેમણે મેળવ્યા છે.

શ્રી તાહેરઅલી સને ૧૯૨૫ માં વધુ અભ્યાસ માટે વિલાયત ગયા હતા. લંડનની યુનીવર્સિટી કૉલેજમાંથી એલ. એલ. બી. ની અને લંડનના ઇનર ટેમ્પલમાંથી બારીસ્ટરની પરીક્ષા તેમણે પસાર કરી હતી.

સને ૧૯૨૮ થી મુંબઇની હાઇકોર્ટમાં તેમણે પ્રેક્ટીસ શરૂ કરી હતી, જે સને ૧૯૩૯ ના ઓગષ્ટની ૩૦ મી તારીખે તેઓ ગીરગામ પોલીસ કોર્ટના પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ નિમાયા ત્યાં સુધી ચાલુ રાખી હતી. દરમ્યાન સને ૧૯૩૦ થી ૧૯૩૩ સુધી તેઓએ મુંબઇની ગવર્નમેન્ટ લૉ કૉલેજના પ્રોફેસર તરીકે કામ કર્યું હતું અને ત્રણ વરસ સુધી એલ. એલ. બી. ની પરીક્ષાના પરીક્ષક નિમાયા હતા.

તેઓ લંડન યુનીવર્સિટીમાં અભ્યાસ કરતા હતા ત્યારે લંડનમાં 'ઇન્ડીયન જીમખાના' ના કેપ્ટન હતા અને લંડન યુનીવર્સિટી તરફથી ક્રિકેટ મેચમાં તેમણે ભાગ લીધો હતો.

શ્રી તાહેરઅલી, રાજદ્વારી જીવનમાં, મુસ્લીમ લીગની પાર્લામેન્ટરી બૉર્ડના સેક્રેટરી હતા, લીગના ટ્રેઝરર હતા, અને એજયુકેશનલ સોસીયલ અને ઈકોનોમીક અપલીફ્ટ કમિટિના પ્રમુખ હતા, જે સંસ્થા તરફથી એક અઠવાડિયામાં મોટી ઉંમરના માણુસો માટે ત્રણુ નિશાળો ખોલવામાં આવી હતી. 'મુસ્લીમ રીલીફ એન્ડ પીસ કમિટિ'ના તેઓ સેક્રેટરી પણુ હતા, પરંતુ માજીસ્ટ્રેટ તરીકે તેમની નિમણુક થતાં એ બધી રાજદ્વારી પ્રવૃત્તિઓ તેમને છોડી દેવી પડી છે.



## શ્રીયુત ગજાનન આત્મારામ સબનીસ.

બી. એ., એલ. એલ. બી, એડવોકેટ (ઓ. સા.)
પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



**Mr. Gajanan Atmaram Subnis.**

B. A., L. L. B. Advocate (o. s.)
Presidency Magistrate.

શ્રી સબનીસ ન્યાતે સારસ્વત બ્રાહ્મણ છે. એમનો જન્મ સને ૧૮૯૪ ના સપ્ટેમ્બર માસમાં સાવંતવાડી તાબાના વેતોરા ગામમાં થયો હતો.

એમના પિતાશ્રી આત્મારામ પુરૂષોત્તમ મુંબઇની મ્યુનીસીપાલીટીમાં નોકરી કરતા હતા. સને ૧૯૧૫ માં તેઓ નિવૃત્ત થયા છે અને અત્યારે પોતાના વતનમાં છે. એમની ઉંમર લગભગ ૮૦ વરસની છે.

શ્રી સબનીસની બાલ્યાવસ્થા એમના વતનમાં વ્યતીત થયેલી અને શરૂઆતનો અભ્યાસ ત્યાં કર્યા પછી, મુંબઇ આવીને વીલ્સન હાઇસ્કૂલ, વીલ્સન કૉલેજ અને ગવર્નમેન્ટ લૉ કૉલેજ માં અભ્યાસ કરીને સને ૧૯૧૦ માં મેટ્રિકની, ૧૯૧૫ માં બી. એ. ની અને ૧૯૧૯ માં એલ. એલ. બી. ની પરીક્ષા તેમણે પસાર કરી હતી.

શ્રી સબનીસે સને ૧૯૨૨ માં મુંબઇની પોલીસ કોર્ટ અને સ્મૉલ કૉઝીઝ કોર્ટમાં વકીલાત શરૂ કરી હતી, અને ૧૯૧૭ માં તેમણે એડવોકેટ (O. S.) ની પરીક્ષા પસાર કર્યા પછી હાઇકોર્ટની ઑરીજીનલ સાઇડ પર પ્રેકટીસ શરૂ કરી હતી.

તા. ૧૩–૮–૩૯ ના રોજ શ્રી સબનીસની નિમણુક પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તરીકે કરવામાં આવી છે.

શ્રી સબનીસ ‘ બાૅમ્બે પ્રેસીડન્સી પોષ્ટમેન્સ યુનીયન’ ના ઑનરરી જનરલ સેક્રેટરી અને સને ૧૯૩૯ માં તેના વાઇસ પ્રેસીડન્ટ હતા.



# મુંબઇના મહાશયો.

# Citizens of Bombay.

## વિભાગ ચોથો—Section Fourth.

## સુપ્રસિધ્ધ સ્ત્રીઓ.

### Wellknown Women

## કુમારી ભીખાઇજી અરદેશર એન્જીનીયર. એમ.બી.ઈ, જે.પી.

પહેલાં પારસી એમ. એ. એલ. એલ. બી. સ્ત્રી.
ઑનરરી પ્રેસીડેન્ટ માજીસ્ટ્રેટ, અને સેવાસદનનાં સેક્રેટરી.



**Miss. Bhikhaiji Ardeshar Engineer.** M. B. E., J. P.
First Parsi woman M. A., L. L. B.,
Honourary Presidency Magistrate and Secretary, Seva Sadan.

પારસી કોમમાં પહેલાં એમ. એ., એલ. એલ. બી. થનાર કુમારી ભીખાઇજી એન્જીનીયરનો જન્મ સને ૧૮૭૮ માં ભરૂચ મુકામે થયો હતો.

એમના સ્વ. પિતાશ્રી અરદેશર સોરાબજી એન્જીનીયર મુંબઇના પોર્ટ ટ્રસ્ટના સુપ્રીન્ટેન્ડેન્ટના માનવંત હોદ્દા પર હતા. સંતાનોમાં એમને બે પુત્રીઓ અને ત્રણ પુત્ર હતા, જેમાં કુમારી ભીખાઇજી સહુથી મોટાં છે. કુમારી ભીખાઇજીનાં બીજાં બ્હેન પણ ગ્રેજ્યુએટ થયેલાં છે. તેમના ત્રણ ભાઇઓમાં મોટા ભાઇ સેંટ ઝેવીયર્સ કૉલેજમાં ગણિતના પ્રોફેસર છે, તેનાથી ન્હાના ભાઇ પણ સારી નોકરીમાં છે, અને સહુથી ન્હાના ભાઇ ગુજરી ગયા છે.

કુમારી ભીખાઇજીએ 'એમ્પ્રેસ હાઇ સ્કૂલ'માં અંગ્રેજી અભ્યાસ કરેલો, અને સને ૧૮૯૭ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી, તે પછી વીલ્સન કૉલેજમાં અભ્યાસ કરીને ૧૯૦૧ માં બી. એ. ની તથા સને ૧૯૦૪ માં એમ. એ. ની પરીક્ષા પસાર કરેલી, અભ્યાસમાં તેઓ હુશિયાર હોવાથી કૉલેજમાં તેમને સ્કોલરશીપ મળી હતી. એમ. એ. થયા પછી કાયદાનો અભ્યાસ કરવા માટે તેઓ 'ગવર્નમેન્ટ લૉ કૉલેજ'માં જોડાયાં હતાં અને ૧૯૧૦ માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી હતી. આ શિવાય સર જમશેદજી જીજીભાઇ મદરેસામાં અભ્યાસ કરીને તેમણે ઝંદ, પહેલવી તથા સંસ્કૃતનું જ્ઞાન પણ મેળવ્યું હતું, અવસ્તા તથા પહેલવીના તેમના જ્ઞાનથી તેમને 'મુલ્લાં ફીરોઝ મદ્રેસા'ના એક પરીક્ષક તરીકે ત્રણ ચાર વરસ સુધી નિમવામાં આવ્યાં હતાં, તથા જરથોસ્તી ધર્મનો ફેલાવો કરનારી મંડળીની બુક કમિટિના એક સભ્ય નિમવા ઉપરાંત તેનાં એક પરીક્ષક પણ નિમવામાં આવ્યાં હતાં.

કુમારી ભીખાઈજીનાં માતુશ્રી ગુજરી ગયેલાં હોવાથી અભ્યાસમાંથી પરવાર્યાં પછી તેઓ પોતાના ઘરકામમાં રોકાઇ

ગયાં હતાં, પરંતુ સને ૧૯૧૩ માં ‘ સેવા સદન ’ ના એક આગેવાન સ્વ. શ્રીયુત દયારામ ગીડુમલની યોજનાથી તેઓ એ સંસ્થાનાં સેક્રેટરી નિમાયાં હતાં, જે હોદ્દા પર તેઓ આજે પણ છે, તેઓ એ સંસ્થામાં જોડાયાં ત્યારે એ સંસ્થાનું ફંડ રૂા. ૧,૩૯,૦૦૦ હતું અને વાર્ષિક ખર્ચ રૂા. ૧૪,૦૦૦ હતું તે વધીને આજે રૂા. ૫,૦૦,૦૦૦ અને રૂા. ૪૦,૦૦૦ થયું છે.

મુંબઈની જેલોની મુલાકાત લેવા નિમાયેલી પહેલી બે સ્ત્રીઓ અને મુંબઇની સ્કૂલ કમિટિના નોનકાઉન્સીલર મેમ્બર તરીકે નિમાયેલી પહેલી બે સ્ત્રીઓમાં એક તેઓ છે. મુંબઇમાં મળેલી સોશીયલ વર્કર્સ કોન્ફરન્સ મેળવવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો, છોકરીઓ માટે પુસ્તકો પસંદ કરનારી સરકારી મંડળીનાં તેઓ સભ્ય છે. પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલની મેનેજીંગ કમિટિ, તથા તેની પાર્લામેન્ટરી અને ફાઇનેન્સ આદિ પેટા કમિટિઓના સભ્ય છે. કામા હોસ્પીટલ એડવાઈઝરી બોર્ડનાં સભ્ય વરસો સુધી હતાં. પારસી ગર્લ્સ ઓર્ફનેજ અને પારસી બૉયઝ ઓર્ફનેજની મેનેજીંગ કમિટિનાં સભ્ય, ગાયન ઉત્તેજક મંડળનાં ટ્રસ્ટી, પ્રેસીડન્સી વીમેન ગ્રેજ્યુએટ યુનીયનનાં ટ્રસ્ટી અને આ વરસે પ્રમુખ, અંધાશ્રમની મેનેજીંગ કમિટિના મેમ્બર તેમજ બોમ્બે વીમેન્સ એસોસીએશનની કમીટીનાં મેમ્બર છે.

સને ૧૯૧૯ માં તેમને એમ. બી. ઇ. નો અને સને ૧૯૨૫ માં જે. પી. નો ઇલ્કાબ આપવા ઉપરાંત સને ૧૯૨૭ થી ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ નિમેલાં છે.

કુમારી ભીખાઇજીનાં જીવનનું ખાસ જાણવા જેવું તત્ત્વ એ છે કે તેમણે પોતાની આજ સુધીની ઉંમર કુમારિકા તરીકે ગાળેલી છે.

## શ્રીમતી જયશ્રી રાયજી, બી. એ.

મ્યુનીસીપાલીટી તથા સીન્ડીકેટનાં સભ્ય, અને ભગિનિ સમાજના પ્રમુખ.



**Mrs. Jaishree Raiji, B. A.**

A corporator, a syndic and President, Bhagini Samaj.

શ્રીમતી જયશ્રીબ્હેન ન્યાતે વડનગરા નાગર છે. એમનો જન્મ સને ૧૮૯૫ ના અકટોબરની ૨૬ મી તારીખે સુરતમાં થયો હતો.

એમના પિતામહ સ્વ. શ્રીયુત નંદશંકર તુલજાશંકર મ્હેતા ‘ કરણ ઘેલો ’ ના લેખક તરીકે અને એમના પિતા સર મનુભાઇ નંદશંકર મ્હેતા વડોદરા તથા બીકાનેરના દીવાન તરીકે પ્રખ્યાત છે.

શ્રીમતી જયશ્રી બ્હેનના જન્મ વખતે એમના પિતાની નોકરી વડોદરામાં હોવાથી, એમની બાલ્યાવસ્થા વડોદરામાં પસાર થઇ હતી, અને તેમણે શિક્ષણ પણ વડોદરામાં લીધું હતું. મહારાણી ગર્લ્સ હાઈ સ્કૂલમાંથી સને ૧૯૧૨ માં મેટ્રિકની અને બરોડા કૉલેજમાંથી સને ૧૯૧૮ માં બી. એ. ની પરીક્ષા તેમણે પસાર કરી હતી. એજ વરસમાં તેમનાં લગ્ન વડોદરામાં, શ્રી નૈષધરાય મગનરાય રાયજી, જેમણે ‘ઇન્કોરપોરેટેડ એકાઉન્ટન્ટ’ ની લંડનની પરીક્ષા પસાર કરેલી છે, અને હાલમાં જેઓ મુંબઇમાં સર શાપુરજી બીલીમોરીયાની એકાઉન્ટન્ટ અને ઓડીટરની પેઢીમાં ભાગદાર છે, તેમની સાથે થયાં હતાં.

શ્રી જયશ્રી બ્હેનના પતિ, સને ૧૯૨૦ માં ધંધાર્થે મુંબઇ આવતાં, શ્રીમતી જયશ્રી બ્હેન પણ મુંબઇમાં આવ્યાં હતાં, ત્યારથી તેઓ મુંબઇમાંજ વસે છે, અને મુંબઇની જાહેર પ્રવૃત્તિઓ અને સ્ત્રીસંસ્થાઓમાં કામ કરે છે.

સને ૧૯૨૦ માં મુંબઇ આવીને તેઓ પ્રથમ ભગિનિ સમાજમાં જોડાયાં હતાં. સને ૧૯૨૪ માં તેઓ તેનાં ખજાનચી અને સને ૧૯૩૨ માં તેનાં પ્રમુખ ચુંટાયાં હતાં. સને ૧૯૨૪ માં તેઓ વનિતા વિશ્રામની વ્યવસ્થાપક સમિતિનાં સભ્ય ચુંટાયેલાં અને હજુ પણ છે. આ શિવાય (૧) ગુજરાતી સ્ત્રી હિન્દુ મંડળ, (૨) બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલ, (૩) બોમ્બે સ્વદેશી લીગ, (૪) રાષ્ટ્રીય સ્ત્રી સભા, (૫) દેશસેવિકા સંઘ

(૬) ગુજરાતી સ્ત્રી સહકારી સ્ટોર, (૭) હીન્દુ દીન દયા સંઘ (૮) યમુનાબાઇ નાયર ચેરીટેબલ હોસ્પીટલ, (૯) નાથીબાઇ યુનીવર્સિટીની સીન્ડીકેટ અને (૧૦) ફેલોશીપ ગર્લ્સ સ્કૂલ વિગેરે સંસ્થાઓમાં તેમણે કામ કરેલું છે, અને એમાંની અમુક સંસ્થાઓમાં હજુ પણ કામ કરે છે.

શ્રી જયશ્રી બ્હેન સને ૧૯૩૪ માં મુંબઇની યુનીવર્સિટીની સેનેટનાં સભ્ય ચુંટાયાં હતાં, અને સને ૧૯૩૯ માં તેઓ ફરીથી તેનાં સભ્ય ચુંટાયાં છે. એ સંસ્થા તરફથી સને ૧૯૩૯ માં તેઓ મ્યુનીસીપાલીટીનાં સભ્ય પણ ચુંટાયેલાં છે.

શ્રી જયશ્રીબ્હેન મહાસભાવાદી હોવાથી સને ૧૯૩૦-૩૨ ની સવિનયભંગની લડતમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો.

શ્રી જયશ્રી બ્હેનને બે પુત્રો અને બે પુત્રીઓ મળીને ચાર સંતાન છે, જેમનાં નામ અનુક્રમે વસંત, મદન, મંજરી તથા આશા છે, અને ઉંમર ૧૯, ૧૭, ૧૪ અને ૭ વરસની છે. બધાં બાળકો હજુ અભ્યાસ કરે છે.



## શ્રીમતી હંસા મ્હેતા, બી. એ.

પાર્લામેન્ટરી સેક્રેટરી.



Mrs. Hansa Mehta, B A.

Parliamentary Secretary.

શ્રીમતી હંસા બ્હેન ન્યાતે વડનગરા નાગર છે. એમનો જન્મ સને ૧૮૯૭ ના જુલાઇની ત્રીજી તારીખે સુરતમાં થયો હતો.

સને ૧૯૧૮ માં તેમણે મુંબઇ યુનીવર્સિટીની બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી, તે પછી તેમની ચુંટણી 'બરોડા બ્રેંચ ઑફ ધિ બૉમ્બે પ્રેસીડન્સી સ્ટુડન્ટસ ફેડરેશન' ના પ્રમુખ તરીકે થઇ હતી.

સને ૧૯૧૯ માં તેઓ વિલાયત ગયાં હતાં અને સને ૧૯૨૦ માં હિંદી પ્રતિનિધિ તરીકે, જીનીવા ખાતે મળેલી ઇન્ટરનેશનલ વીમેન્સ કોન્ફરન્સમાં તેમણે હાજરી આપી હતી.

સને ૧૯૨૩ ના જુલાઇમાં સાનફ્રાન્સીસ્કો (અમેરીકા)માં મળેલી પહેલી વર્લ્ડ એજ્યુકેશનલ કોન્ફરન્સમાં તેમણે હાજરી આપી હતી.

સને ૧૯૨૪ માં એમનાં લગ્ન વડોદરામાં ડો. જીવરાજ મ્હેતા સાથે થયાં હતાં. એ લગ્ન આંતરજાતીય હોવાથી ભારે ખળભળાટ મચ્યો હતો.

સને ૧૯૨૭ માં શ્રી હંસાબ્હેન મુંબઇ મ્યુનીસીપાલીટીની સ્કૂલ કમિટીનાં સભ્ય તરીકે, અને ૧૯૨૧ માં મુંબઇ યુનીવર્સિટી સેનેટના સભ્ય તરીકે ચુંટાયાં હતાં. સને ૧૯૩૬ માં તેઓ ફરીથી ચુંટાયાં હતાં. સને ૧૯૩૫ થી તેઓ 'બોમ્બે યુનીવર્સિટી બોર્ડ ઑફ સ્ટડીઝ ઇન ગુજરાતી' ના સભ્ય છે. 'નાથીબાઇ દામોદર વીમેન્સ યુનીવર્સિટી' સેનેટનાં પણ સભ્ય છે. સને ૧૯૨૯ થી 'ગુજરાતી વીમેન્સ કોઓપરેટિવ સોસાઇટી' નાં તેઓ પ્રમુખ છે, એ સંસ્થાના આશ્રય નીચે તેમણે સને ૧૯૩૫ માં 'ઑલ ઇન્ડીઆ વીમેન્સ આર્ટસ એન્ડ ક્રાફ્ટ્સ એકઝીબીશન' ગોઠવ્યું હતું, અને સ્વદેશી સ્ટોર ચાલે છે.

સને ૧૯૩૦ માં તેઓ 'પહેલી ગુજરાત વાનરસેના પરિષદ' નાં પ્રમુખ ચુંટાયાં હતાં. 'ભગિનિ સમાજ પત્રિકા' નાં

તંત્રી તરીકે કામ કરવા ઉપરાંત 'પુષ્પ' નામનાં બાલમાસિકનાં તંત્રી તરીકે એકાદ વરસ તેમણે કામ કર્યું હતું, અને બાળકો માટે કેટલાંક પુસ્તકો લખેલાં છે.

'દેશ સેવિકા સંઘ' નાં સભ્ય થઇને તેમણે મહાસભામાં ભાગ લેવાની શરૂઆત કરી હતી. સને ૧૯૩૦ ના સત્યાગ્રહ વખતે પરદેશી કાપડની દુકાનો પર પીકેટીંગ કરવા માટે દેશ સેવિકાઓ પહેલી બહાર પડી તેમાં તેઓ પણ હતાં, એ વરસના જુલાઇ માસમાં તેઓ 'વિગ્રહ સમિતિ' નાં પ્રમુખ નિમાયા હતાં, અને 'તિલક જયંતી' (તા. ૧-૮-૩૦) ના રોજ સવિનય ભંગ કરનાર સરઘસની આગેવાની લીધી હતી. અઠવાડીયા પછી તેમણે એવાજ બીજા સરઘસની આગેવાની લીધી હતી. એથી મહાસભાની કાર્યવાહક સમિતિમાં તેમની ચુંટણી થઇ હતી, અને દિલ્હીમાં મળેલી તેની બેઠકમાં હાજરી આપવા તેઓ દિલ્હી ગયાં હતાં. જ્યાંથી પાછાં વળતાં તેમની ધરપકડ કરવામાં આવી હતી. છુટકારો થતાં ચળવળમાં ભાગ લેવાનું પાછું તેમણે શરૂ કર્યું હતું. સને ૧૯૩૨ માં ફરીથી તેમની ધરપકડ કરવામાં આવી હતી અને જેલના મ્હેમાન બનાવવામાં આવ્યાં હતાં. સને ૧૯૩૪ માં 'મુંબઇ પ્રાંતીય મહાસભા 'સમિતિ' નાં તેઓ સભ્ય ચુંટાયાં હતાં.

સને ૧૯૩૭ માં કોંગ્રેસવાદીઓ હોદ્દા પર આવતાં, શ્રીમતી હંસા બ્હેન પ્રાઇમ મીનીસ્ટરનાં 'પાર્લામેન્ટરી સેક્રેટરી' નિમાયાં છે, અને કેળવણી તથા તનદુરસ્તીના ખાતાં તેમને સોંપવામાં આવ્યાં છે.

સને ૧૯૩૯ માં તેઓ 'મુંબઇ પ્રાંતીય હરિજન સેવક સંઘ' નાં ઉપપ્રમુખ ચુંટાયાં છે.

# શ્રીમતી લીલાવતી મુનશી.

લેજીસ્લેટિવ એસેમ્બ્લી, મ્યુનીસીપાલીટી અને સીન્ડીકેટનાં સભ્ય.



Mrs. Lilavati Munshi.

Corporator. Syndic, and M. L. A.

શ્રીમતી લીલાવતી ન્યાતે વીશા શ્રીમાળી જૈન છે. એમનો જન્મ (સને ૧૮૯૯) સંવત ૧૯૫૫ ના વૈશાખ સુદ ૧૩ ના રોજ અમદાવાદમાં થયો હતો.

એમના નાના (માતુશ્રીના પિતા) શ્રી વીરચંદ પાનાચંદ સી. આઈ. ઇ. જૈન કોમના એક આગેવાન અને માનનીય ગૃહસ્થ હતા. શ્રી લીલાવતીની ચાર વરસની ન્હાની ઉંમરે એમનાં માતુશ્રી ગુજરી જવાથી તેઓ પોતાને મોશાળ મોટાં થયાં હતાં.

અભ્યાસની શરૂઆત કર્યા પછી તબિયત બગડવાથી એમને અભ્યાસ મુકી દેવો પડયો હતો. બિમારીનો સમય એમણે પુસ્તકો વાંચવામાં પસાર કરેલો, તેને લઇને અને પૂર્વના સંસ્કારો (જેના વિષે શ્રી લીલાવતી કાંઇ અભિપ્રાય આપતાં નથી) ને લઈને આગળ ઉપર તેઓ સારાં લેખિકા થઇ શકયાં.

તબિયત સારી થયા પછી ઘર આગળ અને 'કોન્વેન્ટ' માં તેમણે 'સીનીયર કેમ્બ્રીજ' સુધી અભ્યાસ કર્યો હતો.

સંવત ૧૯૭૬ માં 'તિલક સ્વરાજ્ય ફંડ' એકઠું કરવામાં ભાગ લીધો, એ એમના જાહેર અથવા રાજકીય જીવનની શરૂઆત કહેવાય, અને એજ અરસામાં કેટલાક લેખો તથા કાવ્યો લખવાની શરૂઆત કરી એ એમની લેખનપ્રવૃત્તિની શરૂઆત ગણાય. સંવત ૧૯૭૮ માં તેમણે 'ગુજરાત' માસિકમાં 'કેટલાંક રેખાચિત્રો' લખવાનું શરૂ કર્યું. એ લખાણોએ જનતાનું અને લેખકવર્ગનું તેમના તરફ ધ્યાન ખેંચ્યું અને સાક્ષરોની સૃષ્ટિમાં એમને સ્થાન મળ્યું.

શ્રી લીલાવતીનું પહેલું લગ્ન અમદાવાદના એક મીલ એજન્ટ સ્વ. શેઠ લાલભાઇ ત્રીકમલાલની સાથે થયેલું. તેઓ ગુજરી જતાં સને ૧૯૨૬ માં એમનું પુનર્લગ્ન શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીની સાથે થયું. એ લગ્ન થયું ત્યારે ગુજરાતભરમાં ખૂબ હોહાટ થયેલો. એ લગ્ન પછી શ્રી લીલાવતી વધુ પ્રખ્યાત થયાં અને કામ કરવાનું તેમનું ક્ષેત્ર વિશાળ બન્યું.

विनाश्रयं न शोभन्ते पण्डिताः वनिता : लताः

એ સુભાષિતના વાકયની સત્યતાના પ્રમાણુ તરીકે શ્રી લીલાવતીનું હાલનું જીવન કહી શકાય. એમનામાં રહેલી અમુક શક્તિઓનો વિકાસ શ્રી મુનશીના સહવાસથી થયો એમ કહી શકાય, એ યોગ ન થયો હોત તો કદાચ શ્રી લીલાવતી આજે છે તેટલાં પ્રખ્યાત ન પણ હોત.

શ્રી મુનશી સાથેનાં લગ્ન પછી શ્રી લીલાવતીએ શ્રી મુનશીની 'સાહિત્ય સંસદ્' ના સેક્રેટરી તરીકે કામ કર્યું અને 'ગુજરાત' માસિકના સંચાલનમાં પણ ફાળો આપ્યો, તે પછી 'સ્ત્રી સેવા સંઘ' ના સેક્રેટરી તરીકે તેમણે કામ કર્યું.

એક મહાસભાવાદી તરીકે સને ૧૯૩૦ ની સત્યાગ્રહની લડત વખતે તેમણે આગળ પડતો ભાગ લીધો. 'સંગ્રામ સમિતિ' નાં ઉપપ્રમુખ નિમાયાં અને 'સી વોર્ડ ડીસ્ટ્રીકટ કોંગ્રેસ કમિટિ' નાં પણ ઉપપ્રમુખ નિમાયાં, તથા 'બહિષ્કાર સમિતિ' નાં સેક્રેટરી નિમાયાં.

આ બધી ચળવળને લઇને સને ૧૯૩૦ માં તેમને ત્રણ માસની જેલની સજા થયેલી, સને ૧૯૩૧ માં પણ જેલની સજા થયેલી અને સને ૧૯૩૨ માં એક વરસની જેલની સજા થયેલી. સને ૧૯૩૧ માં તેમણે કેટલાક ગૃહસ્થોની સાથે મળીને મુંબઇમાં 'સ્વદેશી મારકેટ' ની સ્થાપના કરેલી, જેના પ્રમુખ તરીકે સને ૧૯૩૭ સુધી કામ કર્યા પછી, એ મારકેટના નવા ખરીદનારાઓની સાથે મતભેદ થવાથી તેમણે તેનું સંચાલન મુકી દીધું. શ્રી લીલાવતી મુનશી સને ૧૯૩૫ માં મુંબઇની મ્યુનીસીપાલીટીના સભ્ય ચુંટાયેલાં, ત્યારથી આજ સુધી દરેક ચુંટણી વખતે તેઓ સભ્ય તરીકે ચુંટાયા કરે છે. સને

૧૯૩૮ માં તેઓ એ સંસ્થાની સ્કૂલ્સ કમિટિના સભ્ય ચુંટાયેલ અને સને ૧૯૩૯ માં તેઓ એ સંસ્થાની સ્ટેન્ડીંગ કમિટિના સભ્ય ચુંટાયેલ છે. સને ૧૯૩૭ માં કોંગ્રેસ તરફથી તેઓ મુંબઇની ધારાસભાના સભ્ય તરીકે ચુંટાયેલ છે, અને ધારાસભા તરફથી મુંબઇ યુનીવર્સિટીની સેનેટના એક સભ્ય તરીકે પણ તેમની ચુંટણી થયેલી છે. ઈન્ડીયન મર્ચન્ટસ ચેમ્બરનાં તેઓ સભ્ય હતાં, અને ૧૯૩૩–૩૪–૩૫ ની સાલમાં તેની કાર્યવાહક સમિતિમાં ચુંટાયાં હતાં, એ સંસ્થાનાં સ્ત્રીસભ્ય તેઓ એકલાંજ હોવાનું કહેવાય છે. સને ૧૯૩૪–૩૫ માં તેઓ 'અખિલ હિંદ સ્વદેશી સંઘ' નાં સેક્રેટરી તરીકે પણ ચુંટાયેલાં.

એક સાહિત્યકાર તરીકે 'નર્મદ શતાબ્દિ' સમિતિનાં તેઓ વાઇસ પ્રેસીડન્ટ નિમાયેલાં, સને ૧૯૩૭ માં કરાચી મુકામે ભરાયેલ 'કળા પ્રદર્શન' નાં પ્રમુખ ચુંટાયેલાં અને 'સાહિત્ય પરિષદ મધ્યસ્થ મંડળ' નાં સભ્ય છે. સને ૧૯૩૯ માં તેઓ 'પ્રીલ્મ એજ્યુકેશનલ કોન્ફરન્સ' નાં પ્રમુખ ચુંટાયેલાં.

આ શિવાય 'બોમ્બે વીમેન્સ કાઉન્સીલ' અને 'નેશનલ વીમેન્સ કાઉન્સીલ' ની મેનેજીંગ કમિટિના સભ્ય તરીકે તથા 'મેડીકલ રીલીફ વર્કસ કમિટિ' નાં પણ તેઓ સભ્ય છે.

કેટલાક છૂટાછવાયા લેખો ઉપરાંત નીચેનાં પુસ્તકો તેમણે લખેલાં છે :—

( ૧ ) રેખાચિત્રો અને બીજા લેખો, ( ૨ ) જીવનમાંથી જડેલી, ( ૩ ) રેખાચિત્રો અને ( ૪ ) કુમારદેવી.

શ્રી લીલાવતી મુનશી બોમ્બે લાઇફ ઇન્શ્યુરન્સ કંપની, આઉંધ શુગર મીલ્સ અને શ્રી લલ્લુભાઇ શામળદાસ કોઓપરેટિવ બેંકનાં ડીરેકટર પણ છે.

## શ્રીમતી લીલાવતી ધીરજલાલ બેંકર, બી. એ.

પહેલાં જૈન ગ્રેજ્યુએટ સ્ત્રી, અને ભગિનિ સમાજનાં સેક્રેટરી.



**Mrs. Lilavati Banker,** B. A.

First Jain Graduate woman and Joint Secretary, Bhagini Samaj

પહેલાં હિંદુ ગ્રેજ્યુએટ બ્હેનો લેડી વિદ્યાગૌરી અને શ્રીમતી શારદાગૌરી પછી દસ વરસે ગ્રેજ્યુએટ થનાર અને જૈન કોમમાંથી પહેલવહેલાં ગ્રેજ્યુએટ થનાર શ્રીમતી લીલાવતી

ન્યાતે દશા શ્રીમાળી શ્વેતાંબરી જૈન છે. એમનો જન્મ સને ૧૮૯૫ ના માર્ચની ૮ મી તારીખે ( સંવત ૧૯૫૧ ના ફાગણ સુદ ૧૧ ને ગુરૂવાર ) એમને મોશાળ કુંકાવાવ નામના ગામમાં થયો હતો.

લીલાવતી તો એમનું લગ્ન પછીનું નામ છે. ત્યાર પહેલાંનું એમનું નામ તો ગજરા બ્હેન છે.

એમના પિતા દોલતરામભાઇ અમદાવાદમાં એક ધારાશાસ્ત્રી, મ્યુનીસીપલ કોરપોરેટર અને આગેવાન શહેરી તરીકે જાણીતા છે.

શ્રીમતી લીલાવતીની બાલ્યાવસ્થા અમદાવાદમાં વ્યતીત થયેલી અને પાંચ વરસની ઉંમરે એમણે પોતાના શાહપુર લત્તામાં આવેલી મિશન સ્કૂલમાં અભ્યાસની શરૂઆત કરેલી. એ શાળામાંથી પરીક્ષામાં તેમનો પહેલો નંબર આવેલો. ગૃહ વિજ્ઞાનની ત્રણે પરીક્ષામાં પહેલે નંબર ઉત્તિર્ણ થવાથી તેમને ત્રણે વરસ દાદાભાઈ નવરોજજી સ્કોલરશીપ મળેલી. ચાર ચોપડી ત્યાં ભણ્યા પછી તેઓ મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજમાં દાખલ થયેલાં અને ૧૯૧૩ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી. ત્યાર પછી વધુ અભ્યાસ માટે તેઓ ગુજરાત કૉલેજમાં દાખલ થયેલાં અને સને ૧૯૧૬ માં બી. એ. ની પરીક્ષા પસાર કરેલી. જૈન કોમમાંથી તેઓ પહેલાં ગ્રેજ્યુએટ હોવાથી એમની કોમે ખુશાલી દર્શાવી, અભિનંદન આપેલ, અને જર્મનીથી અમુક પુસ્તકોની ભેટ પણ તેમને માટે આવેલ.

કેળવાયેલી કન્યાઓને માટે મુરતીયાઓની મુશ્કેલીનો સવાલ આજે એવી કન્યાઓના વડિલોને મુંઝવી રહ્યો છે, તેના કરતાં તે વખતે વધુ મુંઝવી રહ્યો હતો. એટલે ભણીગણીને તો તૈયાર થયાં, પણ લગ્નનો પ્રશ્ન ડુંગરની માફક ભાવિ જીવનને રોકીને ઉભો રહ્યો.

પોતાની જ્ઞાતિમાંથી તો નહિ, પણ દશા દિશાવળ જ્ઞાતિમાંથી એક મુરતીઓ આખરે મળી આવ્યો. શ્રી લીલાવતીના પિતાને એ વાતની ખબર પડી.

પોતાની પુત્રીને કેળવણી આપવાની હિંમત કરનાર પિતાની હિંમત જ્ઞાતિનો વાડો તોડવાની ન ચાલી. છેવટે એ જ્ઞાતિનાં અમદાવાદનાં આગેવાન દંપતી શેઠ અંબાલાલ સારાભાઇ અને શ્રીમતી સરલાદેવીએ એમને હિંમત આપી, એટલે શ્રી લીલાવતીના પિતાએ મુરતીયાની પરીક્ષાનું કામ હાથમાં લીધું અજાણ્યા માણસ તરીકે તેઓ તેમને ઘેર ગયા અને તેમની તનદુરસ્તી, શિક્ષણ તથા રીતરિવાજ વિગેરેની તપાસ કરી, અમુક મિત્રોને પણ તે બાબતની ખાત્રી કરાવી.

દોઢેક વરસનાં મંથન પછી સને ૧૯૧૮ માં એ લગ્ન નક્કી થયું. શ્રી ધીરજલાલ બેંકરનું કુટુંબ જાણીતું હતું. એમના પિતા ભોલાભાઇ હરિદાસ સને ૧૮૯૬ માં મુંબઇ શહેરના શેરીફ ચુંટાયેલા એવી સરસ એમની કારકીર્દિ હતી.

શ્રી લીલાવતી કેળવાયેલાં હોઇને, લગ્ન પછી તુર્તજ તેમણે જાહેર જીવનમાં ઝંપલાવ્યું. જાહેર જીવનનું પહેલું કામ, સને ૧૯૧૮ માં તે વખતના મુંબઇના વિદાય થતા ગવર્નર લૉર્ડ વીલીંગ્ડનને અપાનારા માનપત્રનો વિરોધ કરવાનું અમુક પ્રતિષ્ઠિત માણસોએ નક્કી કરેલું તેને ટેકો આપવાનું હતું. એ કામને માટે બીજી બ્હેનનોની સાથે મળીને વિરોધની સહીઓ, ખાસ કરીને સ્ત્રીવર્ગમાંથી તેમણે મેળવી આપી હતી.

ત્યાર પછી સને ૧૯૧૯ માં, સ્ત્રીઓએ મતાધિકાર મેળવવાની લડત ચલાવવાની હતી તે કામમાં તેમણે ભાગ લીધો, અને એ લડત વિલાયતમાં ચલાવવા માટે એક બ્હેનને હિંદનાં

પ્રતિનિધિ તરીકે વિલાયત મોકલવામાં આવ્યાં. આ બ્હેનને વિલાયત મોકલવા માટે ખર્ચના રૂપિયા પાંચ હજાર ભેળા કરવાની જરૂર પડી હતી.

આજ અરસામાં પરદેશી માલના બહિષ્કારની લડત જોરથી શરૂ થઇ, અને લોકો ઠેકાણેઠેકાણે પરદેશી કાપડની હોળીઓ સળગાવવા લાગ્યા.

શ્રી શંકરલાલ બેંકરે હોળી કરવા માટે સ્ત્રીઓ પાસેથી પરદેશી કપડાં મેળવવાનું બીડું ઝડપ્યું, અને પ્રયાસ કર્યો, પણ સફળતા મળી નહિ, એટલે ઉદાસ દિલે ઘેર આવ્યા.

શ્રી લીલાવતીના તેઓ જેઠ થાય, પણ આ કુટુંબ સુધરેલું હોવાથી ઘુમટાનો રિવાજ નહોતો, અને બધાં એક સાથે બેસીને જમતાં અને છુટથી વાતચિત કરતાં. શ્રી લીલાવતી, શ્રી શંકરલાલને જેઠની દ્રષ્ટિથી નહિ પણ મોટાભાઇની દ્રષ્ટિથી જોતાં, તેવીજ રીતે શ્રી શંકરલાલ પણ તેમને ન્હાનાભાઇની વહુની દ્રષ્ટિથી નહિ પણ ન્હાની બ્હેનની દ્રષ્ટિથી જોતા.

શ્રી શંકરલાલે પોતાની મુશ્કેલી શ્રી લીલાવતીને જણાવી, અને હોળીમાં હોમવા માટે પરદેશી કપડાંની માગણી કરી.

શ્રી લીલાવતીનાં લગ્ન થોડા વખત પહેલાંજ થયેલાં હતાં, એટલે તેમની પાસે પુષ્કળ કિમતી અને સુંદર કપડાં હતાં, જે તુર્તમાં તૈયાર થયેલાં હતાં અને થતાં હતાં, એ કપડાંનાં કે એની શીલાઇનાં બીલો પણ હજુ ચુકવાયાં નહોતાં, તેમ કપડાંનો ઉપયોગ પણ કરેલો નહોતો.

કપડાંનો મોહ સ્ત્રીઓને કેટલો હોય છે, તેનો તો સહુને અનુભવ છે, પરંતુ શ્રી લીલાવતીએ થોડા સમયના વિચાર પછી, એ મોહ પર કાબુ મેળવ્યો અને મોટા ભાઇને હોળી

કરવા માટે જોઇતાં કપડાં આપ્યાં. શ્રી જમનાલાલ બજાજની સમજાવટથી બે માસ માટે સ્વદેશી કપડાં પહેરવાની પ્રતિજ્ઞા લીધી. ઘરનાં બાકી હતાં તે બધાં માણસોએ લીધી, અને લીધા પછી તો એ પ્રતિજ્ઞા કાયમની થઇ પડી. શ્રી લીલાવતી માટે ખરીદાયેલાં અને શીવાયેલાં એ કપડાં વણપહેર્યાંજ રહી ગયાં. તેઓ તથા તેમનાં બાળકો આજે પણ ખાદીનાં કપડાંજ પહેરે છે.

સને ૧૯૧૮ માં શ્રી લીલાવતી મુંબઇના 'ભગિનિ સમાજ' માં જોડાયાં, અને તેના ખજાનચી તરીકે કામ કર્યું, અને સને ૧૯૨૯ માં તેનાં સેક્રેટરી ચુંટાયાં, ત્યારથી આજ સુધી તેઓ એ જવાબદારી સંભાળે છે, અને 'ભગિનિ સમાજ' તથા તેને લગતી ભગિનિ સમાજ પત્રિકા, સ્ત્રી સહકારી મંડળ લી. અને પ્રદર્શનો તથા બીજી પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લીધો છે અને હજુ લે છે.

ચૌદેક વરસના ગૃહસ્થાશ્રમ પછી શ્રી ધીરજલાલ ઠાકર સને ૧૯૩૨ ના માર્ચની ૨૫ મી તારીખે ગુડફ્રાઈડેના દિવસે સ્વર્ગવાસી થયેલા. સંતાનમાં એમને ત્રણ પુત્રો છે. જેમનાં નામ વસંત, દુષ્યંત અને ગૌતમ છે, અને તેમની ઉમર અનુક્રમે ૧૮, ૧૬ અને ૧૨ વરસની છે.

કેળવાયેલાં હોવા છતાં, જુના વિચારનાં એમનાં સાસુને સંતોષવા શ્રી લીલાવતીએ ખાસ કાળજી રાખેલી અને કુટુંબને વિભક્ત થવાનો કે તેમાં કલહ પેસવાનો પ્રસંગ ન બને તે માટે બનતી મહેનત કરેલી. જે ભણેલી બ્હેનો પરણીને જુદી થઇ જાય છે, અથવા સાસરીયાંની સાથે મીઠાશ જાળવી શકતી નથી તેમણે શ્રી લીલાવતીના જીવનમાંથી ધડો લેવાનો છે.

## શ્રીમતી હીરાબાઇ તાતા.

શ્રીમતી હીરાબાઇ ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૭૯ માં મુંબઈમાં થયો હતો. તેમણે મુંબઇ અને લંડનમાં કેળવણી લીધી હતી.

તેમણે 'વીમેન્સ ઇન્ડીઅન એસોશીએશન'ની શાખાઓની મુંબઇના કોટ અને દાદર વિભાગમાં સ્થાપના કરી હતી અને ૧૪ વરસથી વધુ ઉમરની બાઇઓને કેળવણી આપનારા વર્ગો કોટ, દાદર તથા ચોપાટી વિભાગમાં સ્થાપ્યા હતા, જ્યાં તેમને ભરત, ગુંથણ, શીવણ, વેતરણ, અકસ્માતના ઇલાજ, બાળઉછેર, ચિત્રકળા, આરોગ્ય, કસરત, સંગીત અને અંગ્રેજી ભાષાનું જ્ઞાન આપવામાં આવતું હતું.

આ શિવાય 'બોમ્બે વીમેન્સ ઑફ એજ્યુકેશનલ રિફોર્મ્સ' ની સ્થાપના મુંબઇમાં કરવામાં ભાગ લીધો હતો. હાલ એ સંસ્થા 'બોમ્બે વીમેન્સ એસોશીએશન'ના નામથી ઓળખાય છે.

સને ૧૯૧૭ માં મુંબઇમાં 'વીમેન્સ ઇન્ડીઅન એસોશીએશન' ની સ્થાપના થઇ ત્યારથી તેના ઑનરરી સેક્રેટરી અને ખજાનચીનું કામ–બાવીસ વરસથી–કરે છે. અને 'ધિ નેશનલ લીગ ઑફ વીમેન્સ વોટર્સ' ની સ્થાપના સને ૧૯૨૮ માં કરી હતી. ત્યારથી–અગીઆર વરસ થયાં–તેના ઑનરરી સેક્રેટરી અને ખજાનચીનું કામ કરે છે.

તેમણે ગુજરાતી અને અંગ્રેજી ભાષામાં પુસ્તકો પણ લખ્યાં છે, અને દુષ્કાળ, રેલ તથા ધરતીકંપ જેવા આફતોના વખતમાં ફંડ ઉઘરાવવાનું કામ પણ કરેલું છે.

મુંબઇની સ્ત્રીઓનાં પ્રતિનિધિ તરીકે તેઓ પોતાની પુત્રી મીઠાંબાઇ લામ બારીસ્ટર-ઍટ-લૉની સાથે વિલાયત ગયાં હતા અને ત્યાં સ્ત્રીઓને મતાધિકાર મળવા માટે ઘટતી ચળવળ કરી હતી.

## શ્રીમતી ગુલેસ્તાન બીલીમોરીઆ.

એમ. એ., એલ. ટી. સી. એલ.

યુનીવર્સિટીનાં સીન્ડીક અને આગેવાન કેળવણીકાર બાનુ.



**Mrs. Gulestan Bilimoria.** M. A., L. T. C. L.

A syndic and a Leading-Educationalist woman.

શ્રીમતી ગુલેસ્તાન ન્યાતે પારસી છે. એમનો જન્મ મુંબઇમાં થયો હતો.

એમના પિતા શ્રી જમશેદજી માણેકજી બહાદુરજી મશીનરીના વેપારી છે.

શ્રીમતી ગુલેસ્તાને ગર્ટન હાઇ સ્કૂલમાં મેટ્રિક સુધી અને સેંટ ઝેવીયર્સ કૉલેજમાં બી. એ. સુધી અભ્યાસ કર્યો હતો, અને ત્યાર પછી એમ. એ. ની ડીગ્રી મેળવી હતી. અભ્યાસ દરમ્યાન એમની કારકીર્દિ ઝળકતી હતી, અને તેમણે

મેટ્રિકમાં ‘ચેટફીલ્ડ પ્રાઇઝ’, કૉલેજમાં સ્કોલરશીપો અને એમ. એ. માં ‘સોકરીબાઇ માનકર યુનીવર્સિટી સ્કોલરશીપ’ મેળવી હતી.

મુંબઇની જાણીતી એલેકઝાન્ડ્રા ગર્લ્સ ઇન્સ્ટીટયુશનનાં પ્રિન્સીપાલ તેઓ નિમાયા હતાં અને કેટલોક વખત એ હોદ્દો તેમણે ભોગવ્યો હતો. તેમણે લંડનની ટ્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝીકની એલ. ટી. સી. એલ. ની પરીક્ષા પસાર કરી છે. તેઓ ચિત્રકળામાં પણ કુશળ છે, અને તેમનાં ચિત્રો બદલ તેમને મુંબઇ, સીમલા તથા મદ્રાસની આર્ટ સોસાઇટીના પ્રદર્શનોમાં ચાંદ તથા ઇનામો મળ્યાં છે. તેમનું એક ચિત્ર મુંબઇના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝીયમ માટે સરકારે ખરીદ કરેલ છે અને તેમનું એક ચિત્ર સરકારે વેમ્બ્લી પ્રદર્શનમાં પણ મોકલ્યું હતું.

સને ૧૯૩૬ માં તેમનું લગ્ન, મુંબઇના જાણીતા ડાકટર શેઠ રૂસ્તમજી બમનજી બીલીમોરીયા જેઓ એમ. ડી., જે. પી. અને કયસરે હિંદ ગોલ્ડ મેડલીસ્ટ છે, તથા જેમણે પંચગનીમાં ક્ષયનાં દરદીઓ માટે બેલ-એર સેનેટોરીયમ સ્થાપ્યું છે, તેમની સાથે થયું છે.

શ્રીમતી ગુલેસ્તાન, મુંબઇ યુનીવર્સિટીનાં ફેલો, સીન્ડીક, એકેડેમીક કાઉન્સીલનાં મેમ્બર, મેટ્રિકની પરિક્ષાના ‘પેપર સેટર્સ અને મોડરેટર્સ’ ની બૉર્ડનાં ચેરમેન, પ્રોવીન્શીયલ સ્કૂલ્સ બુકસ કમિટિની સ્ટેન્ડીંગ કમિટિના સભ્ય, મેટ્રિકની અંગ્રેજીની પરીક્ષાનાં પરીક્ષક અને મોડરેટર તરીકેની કારકીર્દિ ધરાવે છે.

કેળવણીને લગતી ઉપરોક્ત કારકીર્દિ ઉપરાંત, તેઓ 'ઑલ ઇન્ડીઆ વીમેન્સ કોન્ફરન્સ' નાં સેક્રેટરી અને ટ્રેઝરર 'બૉમ્બે પ્રેસીડન્સી વીમેન્સ ગ્રેજ્યુએટસ યુનીયન' નાં પ્રમુખ અને 'નેશનલ પ્લાનીંગ કમિટિ' ની 'ફીમેલ એજ્યુકેશન સબ કમિટિ' નાં સેક્રેટરીની કારકીર્દિ ધરાવે છે. યુનીવર્સિટી રિફોર્મ કમિટિ તથા 'હસ્કથ કમિટિ' સમક્ષ પુરાવાઓ રજુ કરવાનું આમંત્રણ પણ તેમને આપવામાં આવ્યું હતું, અને જીનીવા મુકામે મળેલી 'ઇન્ટરનેશનલ ફેડરેશન ઑફ વીમેન' કોન્ફરન્સમાં 'ફેડરેશન ઑફ યુનીવર્સિટી વીમેન ઑફ ઇન્ડીઆ' નાં પ્રતિનિધિ તરીકે તેમણે હાજરી આપી હતી.

શ્રીમતી ગુલેસ્તાન, Constitution, Function and Finance of Indian Municipality અને Government of India નાં જોડીયાં લેખક છે. એમનાં પહેલાં પુસ્તકનાં વખાણ London Times Literary Suppliment તથા પરદેશનાં બીજાં પત્રો તથા હિંદનાં પત્રોમાં પણ થયાં હતાં. તેઓ વર્તમાનપત્રો અને માસિકોમાં પણ વખતોવખત લખે છે.

શ્રીમતી ગુલેસ્તાનના જેવી કેળવણીના વિષયોને લગતી કારકીર્દિ ધરાવનાર સ્ત્રીઓ ઘણી ઓછી છે.

પાશ્ચિમાત્ય ઢબથી રહેતાં હોવા છતાં તેમનું હૃદય પૌર્વાત્ય છે, અને એમનો સ્વભાવ મળતાવડો, હસમુખો તથા નિરાભિમાની છે.



## શ્રીમતી રસિકમણી દેશાઇ.

ગુજરાતી હીન્દુ સ્ત્રી મંડળના એક સેક્રેટરી.



**Mrs. Rasikmani Desai.**

Joint Secretary, Gujarati Hindu Stree Mandal.

શ્રી રસિકમણી ન્યાતે બ્રહ્મક્ષત્રીય છે, તેમનો જન્મ સને ૧૮૯૧ માં અમદાવાદમાં થયો હતો.

એમના પિતાશ્રીનું નામ રા. બ. ચુનીલાલ હરિલાલ સેતલવડ અને માતુશ્રીનું નામ મંગળાગૌરી.

તેમનો અભ્યાસ ગુજરાતી સાત અને અંગ્રેજી પાંચ ધોરણ સુધીનો છે, પણ વાંચવા લખવાની વરસોની આદતને લઈને તેમણે ઘણાં પુસ્તકો વાંચેલાં છે, અને લખવા ધારે તો સારી રીતે લખી શકે છે.

પંદર વરસની ઉંમરે તેમનાં લગ્ન દી. બા. અંબાલાલ સાકરલાલ દેશાઈના પુત્ર બાલમુકુંદરાય સાથે થયાં હતાં. દશ અગીઆર વરસ ગૃહસ્થાશ્રમ ચાલ્યા પછી શ્રી બાલમુકુંદરાય સ્વર્ગવાસી થતાં શ્રી રસિકમણી ૨૬ વરસની ભરજુવાન વયે વિધવા થયાં હતાં.

શ્રી રસિકમણી સને ૧૯૧૬ માં, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં જોડીયાં માનદ્ મંત્રી તરીકે જોડાયાં હતાં, ત્યારથી આજ સુધી તેઓ તે હોદ્દો ભોગવે છે.

મંડળની સભાઓ, સમિતિની માસિક સભાઓ, મેલાવડાઓ, સ્નેહસંમેલનો અને આવકજાવકનો હિસાબ રાખવામાં તેઓ શ્રમ લે છે. ભરૂચમાં સ્ત્રી ઉપયોગી લાઇબ્રેરી અને સ્ત્રી મંડળ સ્થાપવામાં તથા ત્યાંનો કારોબાર ચલાવવામાં જોઇતી સલાહ આપ્યા કરે છે, ઉપરાંત સેવાસદન, બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલ અને સાહિત્ય સંસદ્ વિગેરે સંસ્થાઓમાં બનતી સેવા આપી છે અને આપે છે, દુષ્કાળ તથા ગત યુદ્ધ વખતે ફંડ ઉઘરાવવામાં પણ તેમણે ભાગ લીધો હતો.

સંતાનમાં તેમને એક પુત્રી છે તેનું નામ સરોજબ્હેન છે, અને તેમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી છે.



## શ્રીમતી શારદા દીવાન, એમ. એ.

પહેલાં એમ. એ. ગુજરાતી બાનુ અને રજીસ્ટ્રાર શ્રીમતી નાથીબાઇ યુનીવર્સિટી



**Mrs. Sharda Diwan.**

First Gujarati M. A. woman and Registrar,
Shreemati Natbibai University.

શ્રી શારદા બ્હેન ન્યાતે બ્રહ્મક્ષત્રિય છે, એમનો જન્મ તા. ૩૧-૧-૧૯૦૩ (સંવત ૧૯૫૯ના મહા સુદ ૩) ના

રોજ અમદાવાદમાં એમના મોશાળમાં થયો હતો. એમના પિતાનું નામ સર ચમનલાલ સેતલવડ અને માતાનું નામ લેડી કૃષ્ણાગૌરી સેતલવડ

બાલ્યાવસ્થાથી અત્યાર સુધીનું એમનું જીવન મોટે ભાગે મુંબઇમાં વ્યતીત થયું છે. ચંદા રામજી ગર્લ્સ હાઇસ્કૂલમાં અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કરીને તેઓ અલેઝાંડ્રા હાઇસ્કૂલમાં દાખલ થયાં હતાં અને ૧૯૧૯ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરીને ઉચ્ચ અભ્યાસ વીલ્સન કૅાલેજમાં કર્યો હતો. ઇતિહાસ અને અર્થશાસ્ત્રનો વિષય લઇને તેઓ ૧૯૨૩ માં બી. એ. ની પરીક્ષામાં બીજા વર્ગમા આવ્યાં હતાં, અને Population Problem of India નામનો નિબંધ લખીને ૧૯૨૭ માં એમણે એમ. એ. ની ડીગ્રી મેળવી હતી. એમ. એ. ની ડીગ્રી મેળવનાર તેઓ પહેલાં ગુજરાતી બ્હેન હોવાથી લેડી લક્ષ્મીબાઇના પ્રમુખપદે જાહેર મેલાવડો કરીને એમનું સન્માન કરવામાં આવ્યું હતું.

પરિણીત જીવનમાં પડયા પછી, સાંસારિક જવાબદારીઓની વચ્ચે અભ્યાસનું કામ કેટલીક વખત મુશ્કેલ અથવા અશકય બની જાય છે, પરંતુ શ્રી શારદા બ્હેને એ સંજોગોમાં એમ. એ. નો અભ્યાસ કર્યો હતો.

એમનું લગ્ન ૧૯૨૦ ના એપ્રીલની ૩૦ મી તારીખે અમદાવાદના જાણીતા કેળવણીકાર અને પ્રોપ્રાયેટરી હાઇસ્કૂલના એક સ્થાપક શ્રી જીવણલાલ હરિપ્રસાદ દીવાનના પુત્ર શ્રી બાબુરાવ સાથે થયું હતું. તેઓ સને ૧૯૨૩ માં પ્રોપ્રાયેટરી હાઇસ્કૂલમાં જોડાતાં શ્રી શારદા બ્હેન પણ તેમની સાથે અમદાવાદ ગયાં હતાં.

અમદાવાદમાં શ્રી શારદાબ્હેને થોડો વખત વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલયમાં કામ કર્યું હતું.

૧૯૨૭ માં શ્રી શારદા બ્હેન વનિતા વિશ્રામની મુંબઇની શાખામાં જોડાયાં હતાં. એમણે તંત્ર હાથમાં લીધું ત્યારે અવ્યવસ્થિત ત્રણ વર્ગો હતા અને સંખ્યા ૨૦ ની હતી. ત્રણ વર્ષમાં સંખ્યા વધીને ૨૩૦ થઇ હતી અને શાળા હાઇસ્કૂલના રૂપમાં ફેરવાઇ ગઇ હતી. 'વનિતા વિશ્રામ ઇંગ્લીશ સ્કુલ' ની જમાવટમાં એમનો હિસ્સો નોંધને પાત્ર ગણાય. સને ૧૯૩૦ માં તેમણે એ કામ છોડયું તે વખતે એમ લાગેલું કે સંસ્થામાંથી એક વ્યક્તિત્વવાળી વ્યક્તિ વિદાય થાય છે.

સને ૧૯૩૬ માં શ્રી શારદા બ્હેનની નિમણુક શ્રીમતી નાથીબાઇ યુનીવર્સિટીના રજીસ્ટ્રાર તરીકે થઈ છે, જે હોદ્દા પર તેઓ આજે ચાલુ છે.

શ્રી શારદા બ્હેન સને ૧૯૩૫–૩૬ માં 'ગાંધી સેવા સેના' નાં મંત્રી હતાં. હાલમાં તેઓ 'ભગિનિ સમાજ' ની વ્યવસ્થાપક સમિતિનાં સભ્ય અને સેવા મંદિરનાં પ્રમુખ છે.

શ્રી શારદાબ્હેનની કેળવણી વિષયક પ્રગતિ એમના પિતૃપક્ષની સાથે એમના શ્વસુરપક્ષને પણ આભારી છે. એમની પ્રગતિમાં એમના પતિની સહાનુભૂતિ નોંધને પાત્ર છે.

શ્રી શારદાબ્હેનને ત્રણ સંતાન છે. એક પુત્ર અને બે પુત્રીઓ. પુત્રનું નામ અનિલ અને પુત્રીઓનાં નામ અંજનિ તથા શાલિની છે.



# શ્રીમતી હીરાવતી દેશાઇ.

એક દાનવીર બાનુ.



Mrs. Hiravati Desai.

A generous woman.

શ્રીમતી હીરાવતી ન્યાતે ગુર્જર વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૬૦ ના શ્રાવણ સુદ ૧ ને શુક્રવારના રોજ પુનાના સીરવલ નામના ગામમાં થયો હતો.

તેમની બાલ્યાવસ્થા ત્યાંજ વ્યતીત થઇ હતી, અને તેમણે શિક્ષણ પણ ત્યાંજ લીધું હતું. ત્યારપછી તેઓ પોતાના મામાને ત્યાં જઇને રહ્યાં હતાં, જ્યાં હિંદી ભાષાનું અને ઘરકામનું શિક્ષણ મેળવ્યું હતું.

તેમના પિતૃપક્ષની તથા મોશાળની સ્થિતિ સારી નહિ હોવાથી તેમને વધુ શિક્ષણ મળી શકયું નહોતું.

ન્હાની વયમાં ઘરકામ જાતે કરેલું હોવાથી શરીરનો બાંધો સારો હતો. આજની છોકરીઓએ આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. એમની સત્તર વરસની ઉંમરે એમનું લગ્ન સ્વ. શેઠ મનસુખલાલ છગનલાલ દેશાઇ સાથે કરવામાં આવ્યું હતું.

એમના લગ્ન પછી એમના પતિને સારી કમાણી થવા લાગી હતી અને થોડા વખતમાં તેઓ ધનવાન બની ગયાં હતાં.

અમુક વરસના ગૃહસ્થાશ્રમ પછી એમના પતિ અચાનક સ્વર્ગવાસી થઇ જતાં એમને સખત આઘાત થયો હતો અને તેમાંથી હીસ્ટીરીયાની બિમારી થઇ ગઈ હતી. પછી તો બીજાં દરદોએ પણ આક્રમણ કર્યું હતું અને શરીર નબળું પડી ગયું હતું.

ગૃહસ્થાશ્રમ દરમ્યાન એમણે પાંચ પુત્રીઓને જન્મ આપેલો. એમની મોટી પુત્રીનું નામ સુશીલા છે, અને ૧૯૩૯માં તેણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી છે.

સ્વ. શેઠ મનસુખલાલે પોતાના જીવનમાં લાખો રૂપિયાનું દાન કરેલું હતું અને એક દાનવીર તરીકે કીર્તિ મેળવી હતી. આર્યસમાજની ઘણી સંસ્થાઓને તેમણે સારી રકમો આપી હતી, અને હિંદુ ધર્મની ઉન્નત્તિ કરનારાં પુસ્તકો લખવા માટે સ્વ. સાક્ષર ઠક્કુર નારાયણને તથા બીજાઓને પણ

મદદ કરી હતી. શ્રી હીરાવતી પણ પોતાના પતિને પગલે ચાલીને સખાવતમાં વખતોવખત સારી રકમો આપ્યા કરે છે.

તા. ૧૯–૬–૩૯ ના રોજ 'સાન્તાક્રુઝ હિંદુ સ્ત્રી મંડળ' ના મકાનના ખાતમુહૂર્તની વિધિ તેમણે કરી ત્યારે તેમના વિષે શ્રી ગંગાબ્હેન પટેલે વ્યકત કરેલા ઉદ્દ્ગારો નીચે મુજબ છેઃ–

"શ્રીમતી હીરાબ્હેનને હું વરસો થયાં ઓળખું છું, તેમણે શાળા કે કૉલેજમાં અભ્યાસ કર્યો ન હોવા છતાં તેમનું જ્ઞાન વિશાળ છે, કેળવણીને લગતી પ્રવૃત્તિઓમાં તેઓ હમેશાં હોંશથી સહકાર આપવા તૈયાર રહે છે. તેમણે જુદી જુદી પ્રવૃત્તિઓમાં જુદાં જુદાં સ્થળે ઘણી ઉમદા અને ઉદાર મદદ આપેલી છે, અને હજુ પણ આપે છે."

"પ્રભુએ તેમને પૈસો આપ્યો છે, તેનો તેમણે આવો સારો ઉપયોગ કર્યો છે, તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે. પૈસો તો કોઇને પણ મળી શકે છે, પણ તેનો ઉપયોગ કરનાર વિરલ હોય છે, સ્વ. મનસુખલાલભાઇ અને શ્રીમતી હીરાવતીબ્હેન આવાં વિરલોમાંના છે."

(૧) ખેતીવાડીને લગતી કૉલેજ માટે નવ લાખ રૂપિયા (૨) આર્ય કન્યા–ઇટોલાની સ્થાપના માટે વીસ હજાર રૂપિયા (૩) વડોદરા આર્ય કન્યા વિદ્યાલય, આર્યકુમાર આશ્રમ અને વિધવાશ્રમને રૂપિયા સવા લાખ, (૪) વિઠ્ઠલ વિદ્યાલયને રૂપિયા પચાસ હજાર અને (૫) સાન્તાક્રુઝ હિંદુ સ્ત્રીમંડળના મકાન માટે રૂપિયા પાંચ હજાર. (એ મકાનની સાથે તેમનું નામ જોડવામાં આવશે.) તેમણે આપેલા છે અને બીજી પણ કેટલીક સખાવતો કરી છે.

## કુમારી બચુબ્હેન લોટવાળા

પહેલાં ગુજરાતી સ્ત્રી કોરપોરેટર



**Miss Bachuben Lotwala.**

First Gujarati Woman Corporator.

કુમારી બચુબ્હેન ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સંવત ૧૯૫૬ ના આસો શુદ ૧૫ ( ઓકટોબર, ૧૯૦૦ ) ના રોજ મુંબઇમાં થયો હતો.

એમના પિતા શ્રીયુત રણછોડદાસ ભવાનભાઇ લોટવાળા ‘હિંદુસ્તાન પ્રજામિત્ર’ પત્રના માલેક તરીકે અને એક આર્ય સમાજીસ્ટ તરીકે સુપ્રસિદ્ધ છે.

ચંદા રામજી ગર્લ્સ સ્કૂલમાંથી સને ૧૯૧૯ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરીને શ્રીમતી બચુબ્હેન સેંટ ઝેવીયર્સ કૉલેજમાં વધુ અભ્યાસ માટે જોડાયાં હતાં, જ્યાં બે વરસ સુધી અભ્યાસ કર્યાં પછી સને ૧૯૨૧ માં તેમણે અભ્યાસ બંધ કર્યો હતો.

સને ૧૯૨૩ માં શ્રીમતી બચુબ્હેને મુંબઈની મ્યુનીસીપાલીટીના સભ્યપદ માટે ઉમેદવારી કરી હતી અને તેમાં તેઓ ફતેહમંદ થયાં હતાં, ત્યાર પછી સને ૧૯૨૬ અને ૧૯૨૯ ની મ્યુનીસીપલ કોરપોરેશનની ચુંટણીમાં પણ તેમણે ઉમેદવારી કરી હતી અને ફતેહમંદ થયાં હતાં. એમ સતત્ નવ વરસ સુધી તેઓ મ્યુનીસીપાલીટીનાં સભ્ય રહ્યાં હતાં, સને ૧૯૩૨માં તેઓ સ્કૂલ્સ કમિટીનાં કોઓપ્ટેડ સભ્ય પણ ચુંટાયાં હતાં.

સને ૧૯૨૩ માં મુંબઇની મ્યુનીસીપાલીટીમાં પહેલવહેલી જે ચાર બ્હેનો સભ્ય તરીકે ચુંટાઇ હતી, તેમાં એક બચુબ્હેન પણ હતાં, તેમાં તેઓ એકલાંજ ગુજરાતી હોવાથી મુંબઇની મ્યુનીસીપાલીટીનાં પહેલાં ગુજરાતી સ્ત્રી કોરપોરેટર ગણાય. એ અરસામાં સ્વ. શ્રી વિઠ્ઠલભાઇ પટેલે રાષ્ટ્રવાદી પક્ષની સ્થાપના કરી હતી, અને શ્રી બચુબ્હેન એ પક્ષનાં પ્રતિનિધિ તરીકે મ્યુનીસીપાલીટીમાં ચુંટાયાં હતાં.

સને ૧૯૩૦ માં શ્રી બચુબ્હેને ‘હિંદુસ્થાન પ્રજામિત્ર’ ના તંત્રીનું સુકાન સંભાળ્યું હતું, અને બે વરસ સુધી તે ચલાવ્યું

હતું. 'નવયુગ'ના નારી વિભાગના તંત્રી તરીકે પણ તેમણે એકાદ વરસ કામ કર્યું હતું, હાલમાં તેઓ 'ભગિનિ સમાજ' પત્રિકાના સહતંત્રી તરીકે કામ કરે છે.

શ્રી બચુબ્હેન વરસો થયાં 'ભગિનિ સમાજ' ની સાથે જોડાયેલાં છે, સને ૧૯૩૩ થી તેઓ તેની કાર્યવાહક સમિતિનાં સભ્ય છે અને હાલમાં 'ભગિનિ સમાજ કલબ' નાં જોઇન્ટ સેક્રેટરી છે. ઉપરાંત 'યમુનાબાઇ નાયર હોસ્પીટલ કમિટિ' 'વીમેન્સ કાઉન્સીલ રેસ્કયુ હોમ કમિટિ' પર કામ કર્યું છે અને 'મહારાષ્ટ્ર તરફથી ઑલ ઇન્ડીયા કોંગ્રેસ કમિટિ' નાં પણ ૧૯૨૬ માં સભ્ય હતાં.



# શ્રીમતી મીઠાંબાઇ જમશેદજી લામ.

બી. એ., એમ. એસસી., બારીસ્ટર-ઍટ-લૉ.
પહેલાં હિંદી સ્ત્રી બારીસ્ટર.



**Mrs. Mithanbai Lam.**

B. A., M. Sc. Bar-at-Law.
First Indian Woman Barrister.

શ્રીમતી મીઠાંબાઇ ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૯૮ ના માર્ચની બીજી તારીખે મુંબઇમાં થયો હતો.

તેમણે મુંબઇમાં અભ્યાસ કર્યો હતો, અને એલ્ફીસ્ટન કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા પહેલે નંબરે પસાર કરીને ઇકોનોમીક્સમાં 'કૉબ્ડન કલબ મેડલ' મેળવ્યો હતો.

સને ૧૯૧૯ માં તેઓ મુંબઇની સ્ત્રીઓનાં પ્રતિનિધિ તરીકે મતાધિકારના હક્કની લડત માટે વિલાયત ગયાં હતાં,

ત્યારે લંડનની 'સ્કૂલ ઑફ ઇકોનોમીક્સ' અને 'પોલીટીકલ સાયન્સ'માં જોડાયાં હતાં, જ્યાંથી એમ. એસસી. ની ડીગ્રી મેળવી હતી.

એ અરસામાં ઇંગ્લાંડમાં સ્ત્રીઓને બારીસ્ટર થવાનો હક્ક મળ્યો હતો, તે તકનો લાભ લઇને તેમણે 'લીન્કન્સ ઇન'માં જોડાઇને બારીસ્ટરનો અભ્યાસ કરીને બારીસ્ટરની ડીગ્રી પહેલાં હિન્દી બાનુ તરીકે મેળવી હતી.

મુંબઇ આવ્યા પછી થોડો વખત લૉ કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કર્યું હતું, અને હાઇકોર્ટમાં ધારાશાસ્ત્રી તરીકે પ્રેકટીસ શરૂ કરી હતી, પણ થોડાં વર્ષો પછી શ્રી જમશેદ લામ સોલીસીટરની સાથે લગ્નગાંઠથી જોડાઇ ગયાં હતાં.



## શ્રીમતી કાન્તાબ્હેન ખાંડવાળા, બી. એ.
ઑનરરી સેક્રેટરી, વનિતા વિશ્રામ સોસાયટી.



**Mrs. Kantaben Khandwala,** B. A.
Honourary Secretary, Vanita Visram Society.

શ્રીમતી કાન્તાબ્હેન ન્યાતે લાડ વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૫૯ના શ્રાવણ વદ બીજ (સને ૧૯૦૩) ના રોજ મુંબઈમાં થયો હતો. એમના પિતા શ્રી નગીનદાસ ત્રિભૂવનદાસ

માસ્તર સોલીસીટર, કોરપોરેટર અને મહાસભાવાદી છે.

શ્રી કાન્તાબ્હેને સેંટ કોલંબો હાઇસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કરીને સને ૧૯૨૦ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી અને વીલ્સન કૉલેજમાંથી સને ૧૯૨૬ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી.

સને ૧૯૨૬ માં બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી શ્રી કાન્તાબ્હેને જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનું શરૂ કર્યું હતું, અને મ્યુનીસીપલ લોકલ સ્કૂલ્સ કમિટિનાં સભ્ય, મેડીકલ રીલીફ લીગ કમિટિનાં સભ્ય, સ્ટુડન્ટસ બ્રધરહૂડ કમિટિનાં સભ્ય (૧૯૨૬), ઑલ્ ઇન્ડિઆ વીમેન્સ એજ્યુકેશનલ કોન્ફરન્સ કમિટિનાં સભ્ય (૧૯૨૭), ગુજરાતી સ્ત્રી સહકારી સ્ટોરનાં ઑનરરી સેક્રેટરી (૧૯૨૮ થી ૧૯૩૧), સત્યાગ્રહની ચળવળમાં (૧૯૨૯), ભુલેશ્વર કોંગ્રેસ કમિટિનાં સભ્ય ( ૧૯૨૯ થી ૧૯૩૪, ૧૯૩૬ થી ૧૯૩૮ ) તેઓ હતાં.

ઉપરાંત, ઓલ્ ઇન્ડિઆ પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલની કમિટિનાં સભ્ય, ૧૯૩૧ થી વનિતા વિશ્રામ સોસાઇટીનાં ઑનરરી સેક્રેટરી, ૧૯૩૫ થી શ્રીમતી નાથીબાઇ યુનીવર્સિટીનાં ફેલો, ૧૯૩૬ માં તેના સીન્ડીક, ૧૯૩૦ થી ઑલ્ ઇન્ડિઆ પ્રોવીનશીયલ કોઓપરેટિવ કાઉન્સીલનાં સભ્ય, ૧૯૩૬ થી તેની એકઝીક્યુટિવ કમિટિનાં (પહેલાં સ્ત્રી) સભ્ય, સને ૧૯૩૩ થી કોઓપરેટિવ સોસાઇટીના રજીસ્ટ્રાર તરફથી સહકારી મંડળીઓના વાંધા ચુકવવા લવાદ તરીકે નિમાય છે, જે જગ્યા પર આજ સુધીમાં બે ત્રણ સ્ત્રીઓજ નિમાયેલી છે, ૧૯૩૯ માં ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની વ્યવસ્થાપક કમિટિનાં સભ્ય, અને ૧૯૩૯ થી ઑલ્ ઇન્ડિઆ મ્યુનીસીપલ સ્કૂલ્સ કમિટિનાં નોન કાઉન્સીલર મેમ્બર ચુંટાયાં છે.

## કુમારી કપિલા ખાંડવાળા.

બી. એ., બી. ટી. (મુંબઈ) એમ. એ. (અમેરીકા)
**પહેલાં ગુજરાતી બી. ટી. બાનુ.**



**Miss Kapila Khandwala.**

B. A., B. T. (Bombay) M. A. (America)
First Gujarati Woman B. T.

કુમારી કપિલા ન્યાતે લાડ વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૬૩ ના શ્રાવણ વદ ૧૨ (સને ૧૯૦૭) ના રોજ મુંબઇમાં થયો હતો.

એમના પિતા શ્રી તુલજારામ ચુનીલાલ ખાંડવાળા સરકારી ડાકટર હતા. તેમની ઉમર હાલમાં ૮૧ વરસની છે. તેમનાં માતુશ્રી ઝાઝું ભણેલાં નહિ હોવા છતાં તેમની પુત્રીઓને ઉંચી કેળવણી આપવામાં તેમણે વિરોધ કર્યો નથી, અને એટલા ખાતર નાત બ્હાર રહેવાનું પણ સ્વીકારી લીધું છે. શ્રી તુલજારામ ખાંડવાળાએ પોતાની બધી પુત્રીઓને ઉંચી કેળવણી આપેલી છે.

શ્રી કપિલાની બાલ્યાવસ્થા એમના પિતાની નોકરીને લીધે જુદાં જુદાં સ્થળોએ પસાર થયેલી. વાંદરાની કોન્વેન્ટ સ્કૂલમાં તેમણે અંગ્રેજી છ ધોરણ સુધી અભ્યાસ કર્યો પછી ટ્યુટોરીયલ હાઇસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા ૧૯૨૪ માં પસાર કરેલી, અને એલ્ફીસ્ટન કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા ૧૯૨૮ માં ઇકોનોમીકસમાં માન સાથે તથા બી. ટી. ની પરીક્ષા પણ માન સાથે સને ૧૯૩૦ પસાર કરેલી. ત્યાર પછી અમેરીકાની 'મીશીગન યુનીવર્સિટી'ની 'લેવી બાર્બર સ્કૅાલરશીપ' મેળવીને તેઓ વધુ અભ્યાસ માટે ત્યાં ગયેલાં, જ્યાં તેમણે નવ મહિના અભ્યાસ કરેલો. ત્યાર પછી ન્યુયોર્કની 'એલીઝાબેથ ગેમ્બલ સ્કૅાલરશીપ' મેળવીને નવ મહિના 'ન્યુયોર્ક સ્કૂલ ઑફ સોશીયલ વર્ક' માં અભ્યાસ કરેલો અને એમ. એ. ની ડીગ્રી મેળવેલી. અભ્યાસ પૂરો કર્યા પછી તેમણે અમેરીકાનો પ્રવાસ કરેલો. અને પછી યુરોપનો પ્રવાસ કરેલો. બધે સ્થળે સામાજીક અને કેળવણી વિષયક સંસ્થાઓની મુલાકાત લીધેલી. સને ૧૯૩૨ ની આખરે તેઓ સ્વદેશ પાછાં ફરેલાં

અને ૧૯૩૩ ની શરૂઆતથી 'નાગપાડા નેબર ફંડ હાઉસ' માં નોકરી સ્વીકારેલી. એજ વરસના જુલાઇ માસમાં શિક્ષિકા તરીકે તેઓ 'વનિતા વિશ્રામ હાઇ સ્કૂલ'માં અર્ધો દિવસ, અને અર્ધો દિવસ 'ભગિની સમાજ સેવામંદિર' નાં ઓર્ગેનાઇઝીંગ સેક્રેટરી તરીકે જોડાયેલાં, પછી તેઓ આખા વખતને માટે 'વનિતા વિશ્રામ હાઇસ્કૂલ'માં કામ કરતાં. સને ૧૯૩૮ ના ડીસેમ્બરથી તેઓ 'વનિતા વિશ્રામ ટ્રેનીંગ કૉલેજ' નાં પ્રિન્સીપાલના હોદ્દા ઉપર છે.

તેઓ 'બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલ'ની મેનેજીંગ કમીટીનાં સભ્ય, 'સોશીયલ વર્કસ સોસાઇટી'નાં સને ૧૯૩૪ થી ૧૯૩૭ સુધી પ્રમુખ અને હાલમાં સભ્ય, 'બૉમ્બે પ્રેસીડન્સી વીમેન્સ ગ્રેજ્યુએટસ યુનીયન' નાં ૧૯૩૩ થી ૧૯૩૫ સુધી જોઇન્ટ સેક્રેટરી, ૧૯૩૫ થી ૧૯૩૭ સુધી વાઇસ પ્રેસીડન્ટ અને હાલમાં સભ્ય, 'ઇન્ડીઅન વીમેન્સ એસોસીએશન' નાં સભ્ય 'પોતદાર સ્કૂલ'ની એકઝીક્યુટિવ કમિટીનાં સભ્ય', 'સાન્તાક્રુઝ બાલમંદિર'ની એકઝીક્યુટિવ કમિટીનાં સભ્ય, 'નેશનલ કાઉન્સીલ ઑફ વીમેન્સ પ્રેસ કમિટી'ના કન્વીનર અને તેના બુલેટીનના જોઇન્ટ એડીટર અને ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆ લીટરસી કમિટીના સભ્ય તરીકેની કારકીર્દિ ધરાવે છે.

સને ૧૯૩૪ મા તેમણે બીજી વખત વિલાયતનો પ્રવાસ કર્યો હતો અને ૧૯૩૭ માં તેઓ 'વર્લ્ડ એજ્યુકેશનલ કોન્ફરન્સ' ની ટોકીઓ ખાતે મળેલી બેઠકમાં હિંદના પ્રતિનિધિ તરીકે ગયેલાં ત્યારે જાપાન તથા ચીનનો પ્રવાસ પણ કરેલો.

શ્રી કપિલા સામાયિકોમાં કોઈ કોઇ વખત છટાછવાયા લેખો લખે છે, અને મુંબઈનાં રેડીયો સ્ટેશન પરથી કોઈ કોઇ વખત ચાલુ બનાવો પર ભાષણો પણ આપે છે.

## શ્રીમતી પેરીનબ્હેન કેપ્ટન.

જાણીતાં દેશસેવિકા.



**Mrs. Perinben Captain.**

A Welknown Woman Leader.

## શ્રીમતી ગોશીબ્હેન કેપ્ટન.

જાણીતાં દેશસેવિકા.



**Mrs. Goshiben Captain.**

A Welknown Woman Leader.

# કુમારી નવાજબાઇ કંટ્રાકટર.

બી. એ., જે. પી., ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.
પ્રિન્સીપાલ, ચંદા રામજી ગર્લ્સ હાઇસ્કૂલ.



**Miss Navajbai Contractor.**

B. A., J. P., Hon. Presidency Magistrate.
Principal, Chanda Ramji Girl's High School.

કુમારી નવાજબાઇ ન્યાતે પારસી (ઝોરાસ્ટ્રીઅન) છે. એમનો જન્મ સને ૧૮૮૬ ના માર્ચની ૨૪ મી તારીખે મુંબઇમાં થયો હતો. એમના પિતા દોરાબજી શેઠ જાણીતા રેલ્વે કંટ્રાકટર હતા.

કુમારી નવાજબાઇ વીલ્સન કૉલેજમાંથી સને ૧૯૦૯ માં બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી ચંદા રામજી ગર્લ્સ હાઇ-સ્કૂલમાં જોડાયાં હતાં અને જોડાયા પછી એક વરસની અંદર તેનાં પ્રિન્સીપાલ નિમાયાં હતાં, જે હોદ્દો તેઓ હાલ પણ ભોગવે છે.

સને ૧૯૨૫ માં તેમની નિમણુક મુંબઈ યુનીવર્સિટીનાં આર્ટસનાં ફેલો તરીકે કરવામાં આવી હતી, જે માન મેળવનાર તેઓ પહેલાં બાનુ હતાં. મુંબઇ સરકાર તરફથી લેવામાં આવતી એકાઉન્ટન્સીની પરીક્ષામાં અંગ્રેજીનાં પરીક્ષક, અને મુંબઇ યુનીવર્સિટીની મેટ્રિકની પરીક્ષાનાં પરીક્ષક તથા મોડેરેટર તરીકેની કારકીર્દિ પણ તેઓ ધરાવે છે. કામા અને ઑલબ્લેસ ઓબ્સ્ટ્રેટીક હોસ્પીટલના વીઝીટરોની બોર્ડનાં પણ તેઓ સભ્ય હતાં. કેળવણીકાર તરીકે કન્યાઓની શારીરિક કેળવણીનાં પણ તેઓ હિમાયતી છે.

ગુજરાતી અને અંગ્રેજી વર્તમાનપત્રોમાં છૂટાછવાયા કેળવણીને લગતા કેટલાક લેખો તેમણે લખેલા છે, અને એજ વિષય પર મુંબઇમાં અંગ્રેજી તથા ગુજરાતીમાં તેમણે કેટલાંક ભાષણો પણ કરેલાં છે. સામાજીક જીવનમાં પણ તેઓ બનતો ભાગ લચે છે. કેળવણી અને કેળવણીને લગતી સંસ્થાઓનો અભ્યાસ કરવા માટે તેમણે નીચે મુજબ દેશપરદેશની મુસાફરી પણ કરી છે.

(૧) સને ૧૯૨૧ માં ચીન, જાપાન, યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરીકા, અને યુરોપના કેટલાક દેશોનો પ્રવાસ કર્યો હતો. (૨) સને ૧૯૩૩ માં યુરોપના ઘણાખરા દેશોનો પ્રવાસ કર્યો હતો. (૩) ઇંગ્લાંડ અને ફ્રાન્સમાં અમુક સમય રહ્યાં હતાં અને એ બંને દેશોની કેળવણીની સંસ્થાઓની મુલાકાતો લીધી હતી. (૪) સને ૧૯૩૮ માં એજ હેતુસર ઓસ્ટ્રેલીઆનો પ્રવાસ કર્યો હતો. આ શિવાય હિંદ, બર્મા અને સીલોનની કેળવણીની સંસ્થાઓનો અનુભવ મેળવવા માટે પણ પ્રવાસ કર્યો હતો.

નામદાર સરકારે સને ૧૯૨૬ માં તેમને જે. પી. અને ૧૯૨૮ માં ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ નિમ્યાં હતાં.

## શ્રીમતી પ્રેમલીલા મ્હેતા, બી. એસસી.



Mrs. Premlila Mehta.

B. SC.

શ્રીમતી પ્રેમલીલા ન્યાતે વડનગરા નાગર છે. એમનો જન્મ સને ૧૯૦૩ ના સપ્ટેમ્બરની ૭ મી તારીખે અમદાવાદમાં એમના મોસાળમાં થયો હતો.

એમના પિતા ડો. સુમંત મ્હેતા જાણીતા જાહેર કાર્યકર્તા છે, એમનાં માતુશ્રી શારદા બ્હેન જાણીતાં લેખિકા તથા પહેલાં હિન્દુ સ્ત્રી ગ્રેજ્યુએટ તરીકે સુપ્રસિધ્ધ છે.

શ્રીમતી પ્રેમલીલાની બાલ્યાવસ્થાનાં શરૂઆતનાં આઠ વરસો વડોદરામાં એમના માતાપિતાની પાસે પસાર થયા પછી તેઓ અમદાવાદ પોતાને મોશાળ, અભ્યાસ માટે જઈને રહેલાં. તેમણે પ્રાથમિક અભ્યાસ પોતાનાં માતુશ્રી પાસે અને અંગ્રેજી અભ્યાસ અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજમાં કરીને

મેટ્રિકની પરીક્ષા સને ૧૯૨૦ માં પસાર કરેલી. ત્યાર પછી ગુજરાત કૉલેજમાં એક સત્ર અને બાકીનો અભ્યાસ બરોડા કૉલેજમાં કરીને સને ૧૯૨૪ માં બી. એસસી. ની પરીક્ષા પસાર કરેલી.

બી. એસસી. થયા પછી તેઓ મહારાણી ગર્લ્સ હાઈસ્કૂલમાં શિક્ષિકા તરીકે જોડાયેલાં, અને ત્યાર પછી રાજકોટની બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કૉલેજનાં લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ નિમાયેલાં; જે હોદ્દો તેમણે બે વરસ (૧૯૨૬–૨૭) ભોગવેલો. રાજકોટના નિવાસ દરમ્યાન તેમણે 'કાઠીઆવાડ સ્ત્રી કેળવણી સંમેલન' નું પહેલું અધિવેશન સને ૧૯૨૭ માં સફળતા પૂર્વક મેળવેલું. કોઇ પણ પ્રવૃત્તિનો જન્મ, જીવન અથવા તો સફળતા અમુક વ્યકિતનેજ આભારી છે, એનો પુરાવો એ છે કે એ સંમેલનનું બીજું અધિવેશન ત્યાર પછી મળ્યું નથી.

સને ૧૯૨૭ માં શ્રી પ્રેમલીલાનાં લગ્ન થતાં, અને એમના પતિની ટપાલખાતામાં નોકરી હોતાં, એમના પતિની જ્યાં જ્યાં બદલી થાય ત્યાં ત્યાં એમને પણ જવું પડે એ સ્વાભાવિક છે. પરિણિત જીવનની જવાબદારીઓ છતાં પણ એમણે જાહેર પ્રવૃત્તિઓ બનતે અંશે ચાલુ રાખેલી. તેમના નાસીકના વસવાટ દરમ્યાન ત્યાંના 'ગુજરાત મહામંડળ' ના આશ્રય નીચે તેમણે એક બાલમંદિરનું સંચાલન તેઓ ત્યાં રહ્યાં ત્યાં સુધી (ત્રણેક વરસ) સ્વ. શેઠ લક્ષ્મીદાસ રવજી તેરસી અને શ્રી નટવરલાલ આચાર્યના સહકારથી કરેલું, જેમાં પછીથી ત્રણ વરસ સુધીના અભ્યાસક્રમના વર્ગો ઉમેરાયેલા. ઉપરાંત શ્રીમતી લક્ષ્મીબાઇ વીંચુરકરની સાથે મળીને નાસીકની ગુજરાતી અને દક્ષિણી બ્હેનોનાં 'નાસીક મહિલા મંડળ' નું

સંચાલન પણ કરેલું. નાસીકથી કાશ્મીર સુધીનો પ્રવાસ મોટર રસ્તે સહકુટુંબ કરેલો, અને તે 'કિશોર' માં પ્રસિદ્ધ થયેલો. નાસીકથી વડોદરા જવાનું થતાં, 'ઑલ ઇન્ડીઆ વીમેન્સ કોન્ફરન્સ' ની વડોદરાની શાખાનાં સેક્રેટરી તરીકે ત્યાં રહ્યાં ત્યાં સુધી (બે વરસ) કામ કરેલું. સને ૧૯૩૮ ના જુલાઇમાં તેની અર્ધવાર્ષિક બેઠક મળેલી, જેમાં હિંદની જાણીતી સ્ત્રીઓએ હાજરી આપેલી. 'વડોદરા સ્ત્રી સમાજ' અને 'ચીમનાબાઇ ઉદ્યોગાલય' નાં સક્રેટરી તરીકે અને 'ગુણસુંદરી' નાં તંત્રી તરીકે પણ તેમણે કામ કરેલું. સને ૧૯૩૯ ના મે માસથી તેમનો નિવાસ મુંબઇમાં છે. મુંબઇની 'ભગિનિ સમાજ' નાં તેઓ સભ્ય છે, અને મુંબઇની મહિલા પ્રવૃત્તિઓમાં શકય ભાગ લે છે.

શ્રી પ્રેમલીલાની લેખનપ્રવૃત્તિની શરૂઆત 'મુકુલ' ના પ્રકાશનથી સને ૧૯૨૨ માં થયેલી. સને ૧૯૩૦ માં મુંબઇ સરકારના કેળવણી ખાતાના પ્રબંધથી 'ગૃહદીપિકા' નામનાં પુસ્તકના બે ભાગ તેમણે લખેલા, જે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર થયેલ છે. આ સિવાય કેટલાંક સામાયિકોમાં તેમણે છુટાછવાયા લેખો લખ્યા છે.

શ્રી પ્રેમલીલાનું લગ્ન સને ૧૯૨૭ ના ડીસેમ્બરમાં વડોદરા અને બીકાનેરના દીવાન સર મનુભાઇના સહુથી મોટા દીકરા શ્રી કાન્તિચંદ્ર જેઓ હાલ મુંબઇના આસીસ્ટન્ટ પોષ્ટ માસ્તર જનરલ છે, તેમની સાથે થયું હતું. સંતાનમાં તેમને બે દીકરીઓ છે, જેમનાં નામ માયા અને રૂપાંદે છે, અને ઉંમર અનુક્રમે ૧૦ અને ૮ વરસની છે.

## શ્રીમતી જયવતી દેશાઇ.

પ્રમુખ, ફોર્ટ હિંદુ સ્ત્રી મંડળ.



Mrs. Jayavati Desai.

President, Fort Hindu Stree Mandal.

શ્રીમતી જયાબ્હેન ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૫૪ ના આસો સુદ ૧૨ ના રોજ જામનગર મુકામે થયો હતો.

એમના સ્વ. પિતા શ્રી ગોવિંદજી ઝવેરચંદ મોરબીના વતની હતા, અને જામનગર રાજ્યમાં મુનસફ તથા માજીસ્ટ્રેટનો હોદ્દો ભોગવતા હતા. તેઓ પોતના હાથ નીચેનાં માણુસો તથા ખેડુતો પ્રત્યે દયાળુ હતા, અને ગરીબ માણુસોને કનડગત કે ત્રાસ પોતાના હાથ નીચેના માણુસો તરફથી ન થાય તેની કાળજી રાખતા હતા. ગાયો પ્રત્યેના પ્રેમને લઇને તેમણે ફંડફાળો કરીને જોડીયામાં એક ગૌશાળા ખોલી હતી. સંતાનમાં એમને ગિરિધરલાલ, હરિલાલ અને ભગવાનલાલ નામના ત્રણ પુત્રો અને એક પુત્રી (શ્રી જયાબ્હેન) થયેલ. શ્રી જયાબ્હેનનાં માતુશ્રી પણ ગરીબો પ્રત્યે માયાળુ અને પરગજુ હતાં.

શ્રી જયાબ્હેને શાળામાં તો પ્રાથમિક શિક્ષણજ લીધેલું, પણ પાછળથી અભ્યાસ વધારેલો. તેમનામાં લેખનશક્તિ છે અને તેઓ કાવ્યો તથા સંવાદો વિગેરે રચી શકે છે.

શ્રી જયાબ્હેનનાં લગ્ન એમની ચૌદ વરસની ઉમરે સ્વ. શેઠ દેવકરણ નાનજીના દ્વિતિય પુત્ર શેઠ પ્રાણુલાલની સાથે થયાં છે.

શ્રી જયાબ્હેનનાં જાહેર જીવનની શરૂઆત ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સભ્યપદથી થયેલી, અને પાછળથી તેઓ તેની કમિટીનાં સભ્ય ચુંટાયેલાં, જે હોદ્દા પર તેઓ આજે પણ ચાલુ છે, તેવીજ રીતે તેઓ સાન્તાક્રુઝ હિંદુ સ્ત્રીમંડળની કમિટીનાં પણ સભ્ય છે.

એ બંને મંડળોનો અનુભવ લીધા પછી, શાન્ત બેસી ન રહેતાં શ્રી જયાબ્હેને કોટ હિન્દુ સ્ત્રીમંડળની સ્થાપના કુશળતાપૂર્વક કરી છે, જેનાં તેઓ શરૂઆતથીજ પ્રમુખ છે. એમનાં પ્રમુખપદ નીચે મંડળ આગેકદમ કૂચ કરી રહ્યું છે, અને તેની પ્રવૃત્તિઓ નોંધને પાત્ર છે.

શ્રી જયાબ્હેન ઉપરોક્ત ત્રણે મંડળોનાં પેટ્રન હોવા ઉપરાંત દીનદયા સંઘ, બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલ અને અક્ષરજ્ઞાન યોજનાની કમિટીમાં પણ કામ કરે છે.

એમનાં કેટલાંક મંતવ્યો નીચે મુજબ છે:—

**જીવનનું ધ્યેય**–જનકલ્યાણ.

**સાચું વૃત્તઃ**–સત્યનું પાલન, યતો ધર્મ સ્તતો જય;
સારૂં કરી કરવું અધિક, સારે સારૂં ઉત્તમ.

**માગણીઃ**—સદ્‌નીતિના રાજ્યમાં, પાળ મને પરમેશ;
નિત્ય નમન કરી માગું હું, ગ્રહું સાચો આદેશ.

**સૂત્રોઃ**—દરેક જીવમાં પરમાત્માનો વાસ છે. કોઇના ધર્મની નિંદા ન કરવી. દાનવૃત્તિ, દયા, તપ, શાન્તિ અને ક્ષમાવૃત્તિ ખાસ કેળવવી. આર્ત, રોગી અને દુઃખીને બનતા પ્રયત્ને શાન્તિ આપવી એ ખરો ધર્મ છે. કોઇનો પણ તિરસ્કાર કરવો એ મોટામાં મોટો અધર્મ છે.

ઉદારતા વગર શ્રીમંતાઇ શોભતી નથી, આજે શ્રીમંત માણસોમાં ઉદારતાનું પ્રમાણ ઘણું ઓછું છે.

સુભાષિતમાં પણ કહ્યું છે કે :—

शतेषु जाय ते शूरः सहस्रेषुच पंडित;
वक्ता दश सहस्रेषु, दाता भवति वा न वा.

એટલે કે સો માણસે એક માણસ શૂરવીર જન્મે છે, હજારે એક પંડિત જન્મે છે, દશ હજારે એક વક્તા જન્મે છે, પણ લાખેય એક દાતા તો જન્મે પણ ખરો અને ન પણ જન્મે. ટુંકામાં દાતા બહુ ઓછા હોય છે.

શ્રી જયાબ્હેનમાં દાતાના ગુણનાં બીજ છે, એનાં અંકુરો ફૂટે અને તે ફાલીફૂલીને મોટું વૃક્ષ થાય એવું આપણે ઇચ્છીએ.

# શ્રીમતી બચુબ્હેન ધર્મસિંહ ઠક્કર.

પ્રમુખ, ભાટીયા સ્ત્રી મંડળ



**Mrs. Bachuben Thakkar.**

President, Bhatia Stree Mandal.

શ્રીમતી બચુબ્હેન ન્યાતે ભાટીયા છે. એમનો જન્મ સંવત ૧૯૪૬ ના ભાદરવા સુદ ૯ ના રોજ મુંબઈમાં થયો હતો.

એમના પિતા શ્રી તુલસીદાસ ધનજી મૂળ ખંભાળીયાના વતની હતા અને ધંધાર્થે મુંબઈ આવીને વસ્યા હતા. તેઓ આયાત નિકાસનો ધંધો કરતા હતા અને અંગ્રેજી ભાષા સરસ જાણતા હતા. હાઇકોર્ટમાં એક કેસ લડવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં તેઓ તે જાતે લડયા હતા. તેઓ સને ૧૯૧૫ માં ૬૫ વરસની ઉમરે મુંબઇમાં સ્વર્ગવાસી થયા હતા.

શ્રી બચુબ્હેનના પિતાના કરતાં તેમના માશાની આર્થિક સ્થિતિ સારી હોવાથી અને તેમને સંતાન નહિ હોવાથી શ્રી બચુબ્હેન અને તેમની બ્હેનો તેમના માશાને ત્યાં ઉછરી હતી. તેમણે ગુજરાતી શિક્ષણ શાળામાં અને અંગ્રેજી શિક્ષણ ઘર આગળ લીધું હતું. એમના માશા અંગ્રેજી શિક્ષણના હિમાયતી હોવાથી તેમણે ઠીકઠીક અંગ્રેજી શિક્ષણની સગવડ કરી આપી હતી.

શ્રી બચુબ્હેનનાં લગ્ન એમની ચૌદેક વરસની ઉમરે, (ધર્મસિંહ, દીનકરરાવ અને નંદલાલ સોલીસીટરની પેઢીના વડા ભાગદાર) શ્રી ધર્મસિંહ જેઠાભાઇ ઠક્કરની સાથે થયાં હતાં.

એમના પતિ કેળવણીપ્રેમી અને ઉદાર વિચારના છે. તેમની ઉમેદ પોતાની પત્ની અંગ્રેજી છાપાંઓ પોતાને વાંચી સંભળાવે એવી હોવાથી, તેમણે પોતાની પત્નીને અંગ્રેજી કેળવણી આપવાનો પ્રબંધ કર્યો હતો. તેમની એ ઉમેદ પુરી થયેલી છે. ગમે તેટલી ઉંચી કેળવણી લેવા છતાં સ્ત્રીઓમાં ઉછાંછળાપણું ન આવવું જોઇએ, એ પણ તેમનું ધ્યેય હતું.

શ્રી બચુબ્હેનના જાહેર જીવનની શરૂઆત સને ૧૯૧૮ ના અરસામાં થઈ હતી. એ વખતે મહાસભાની બેઠકના સ્ત્રી વિભાગમાં વ્યવસ્થા જાળવવા માટે સ્ત્રી સ્વયંસેવિકાઓની માંગણી કોંગ્રેસ તરફથી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ પાસે કરવામાં આવી હતી,

પરંતુ મંડળ એ વખતે રાજકીય હિલચાલમાં રસ લેતું નહિ હોવાથી એ માગણી નકારવામાં આવી હતી. એ પ્રસંગે શ્રી બચુબ્હેન અને એમના જેવી બીજી પચીસેક બ્હેનોએ મંડળમાંથી છુટા થવાના ભોગે એ માગણી સ્વીકારી હતી.

સને ૧૯૨૯ માં ભાટીયા મિત્ર મંડળે ભાટીયા સ્ત્રીઓને આગળ લાવવાનો પ્રયાસ કરતાં આશરે દોઢ સો બ્હેનો બહાર પડી હતી, ત્યાર પછી સને ૧૯૩૦ માં 'ભાટીયા સ્ત્રી મંડળ' ની સ્થાપના થઇ હતી, જેનાં શ્રી બચુબ્હેન ઉપપ્રમુખ નિમાયેલાં અને ૧૯૩૫ થી પ્રમુખ નિમાયેલાં છે. હાલમાં આ મંડળનાં આશરે ચારસો સભ્યો છે, અને તેના તરફથી બે બાલમંદિરો, ત્રણ પુસ્તકાલયો, કન્યા મંદિર અને ત્રણ સ્ત્રી વર્ગો ચલાવવામાં આવે છે, જેનો લાભ તમામ હિંદુ કોમને આપવામાં આવે છે, મંડળ તરફથી દિવાસો, નવરાત્રી અને બીજા પ્રસંગોએ સંમેલનો યોજવામાં આવે છે, અને કળાકૌશલ્યનાં પ્રદર્શનો પણ ભરાય છે.

શ્રી બચુબ્હેન ભાટીયા સ્ત્રી મંડળનાં પ્રતિનિધિ તરીકે વીમેન્સ કાઉન્સીલની હેલ્થ કમિટીનાં સભ્ય છે, અને બૉમ્બે વીમેન્સ વર્ક ગીલ્ડ, લેડીઝ બ્રેંચ નેશનલ ઇન્ડીઅન એસોસીએશન, ભાટીયા હોસ્પીટલની એડવાઇઝરી બૉર્ડ, યમુનાબાઇ નાયર હોસ્પીટલની એડવાઇઝરી બૉર્ડ, માંડવી (B. Ward) લોકલ સ્કૂલ્સ કમિટી અને ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની મેનેજીંગ કમિટી વિગેરે સંસ્થાઓનાં સભ્ય છે.

સને ૧૯૨૦ માં તેઓ પોતાના પતિની સાથે વિલાયતના પ્રવાસે ગયાં હતાં અને ત્યાં આઠેક મહિના રોકાયાં હતાં. સને ૧૯૨૪ માં તેઓ બીજી વખત વિલાયતના પ્રવાસે પોતાના પતિ સાથે ગયાં હતાં.

# શ્રીમતી ખદીજા શફી તૈયબજી.

જે. પી., ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.
પહેલાં મુસ્લીમ સ્ત્રી કોરપોરેટર અને લેજીસ્લેટિવ એસેમ્બ્લીનાં સભ્ય.



**Mrs. Khadija Shafi Taiyabji.**

J. P., Hon. Presidency Magistrate, M. L. A.
First Muslim Lady Corporatar.

શ્રીમતી ખદીજા ન્યાતે મુસ્લીમ છે. એમનો જન્મ સને ૧૮૮૫ માં કલીકટ મુકામે થયો હતો.

એમના પિતા શ્રી નઝમુદીન તૈયબજી મોટા વેપારી હતા અને મેસર્સ તૈયબજી એન્ડ કંપનીના વડા હતા. એમનાં માતુશ્રી યમનનાં આરબ બાઇ હતાં. આરબ કોમના વખણાતા ગુણો તેમનામાં હતા, અને તેમના એ ગુણો શ્રીમતી ખદીજાને પણ એમના તરફથી વારસામાં મળ્યા છે.

શ્રીમતી ખદીજાને કેળવણી આપવા માટે એમના પિતાએ ઉર્દુ અને ફારસી ભાષાના જાણકાર લખનૌના વતની મુનશી અમીરઅલીને ખાનગી શિક્ષક તરીકે રાખ્યા હતા. અને અંગ્રેજી કેળવણી 'સેંટ જોન એન્ડ મેરીઝ કન્વેન્ટ સ્કૂલ' માં તેમણે લીધી હતી.

શ્રીમતી ખદીજાના લગ્ન એમના પિત્રાઇ શેઠ શફી કમરૂદીન તૈયબજીની સાથે થયાં હતાં, તેઓ કુશળ ધંધાદારી હતા, અને 'તૈયબજી એન્ડ કંપની'ના વડાના દરજ્જે પહોંચ્યા હતા.

આ દંપતીનું લગ્નજીવન સુખી હતું, પણ શ્રીમતી ખદીજાની ઉમર જુવાન હતી ત્યારે એમના ધણી સ્વર્ગવાસી થયા હતા. સંતાનમાં તેમને એક પુત્ર, શ્રી કમર શફી તૈયબજી જેઓ હાલ નામદાર નીઝામના મુંબઇના એજન્ટ છે, અને સુલતાના નામની પુત્રી (જેનું ટુંકું જીવનચરિત્ર આ પુસ્તકમાં પ્રકટ કરવામાં આવ્યું છે તે) હતી.

પતિના સ્વર્ગવાસથી દિલગીર રહેતાં શ્રીમતી ખદીજાને એમના કેટલાક લાગતાવળગતાઓએ જાહેર જીવનમાં પડવા સમજાવ્યું હતું, પણ પડદામાં રહેનાર બાનુ માટે જાહેર જીવનમાં પડવાનું કામ સહેલું નહોતું. આખરે હિમત કરીને તે

માગણી તેમણે સ્વીકારી હતી, અને તેમાં નોંધવા યોગ્ય પ્રવૃત્તિ તેમણે કરેલી છે. શ્રીમતી ખદીજા, આજે મુંબઇની લગભગ તમામ સ્ત્રીવિષયક અને જાહેર પ્રવૃત્તિઓમાં ઘણો આગળ પડતો ભાગ લે છે, અને મુંબઇની આગેવાન સ્ત્રીઓમાં તેમની ગણત્રી થાય છે.

શ્રીમતી ખદીજા સને ૧૯૨૩ માં મ્યુનીસીપાલીટીનાં સભ્ય ચુંટાયેલાં. મુસ્લીમ કોમમાંથી મ્યુનીસીપલ કોરપોરેટર થનાર તેઓ પહેલાં બાનુ ગણાય છે. મ્યુનીસીપાલીટીની જુદી જુદી પેટા કમિટીઓમાં પણ તેઓ ચુંટાય છે. સને ૧૯૩૨ માં તેમને સભ્ય તરીકે નિમવામાં આવ્યાં હતાં અને ૧૯૩૫ માં સ્કૂલ્સ કમિટીનાં પ્રમુખ તરીકે પણ તેઓ ચુંટાયાં હતાં. તેઓ મ્યુનીસીપલ ગર્લ ગાઇડઝનાં કમીશ્નર છે. એ હોદ્દો મેળવનાર પણ તેઓ પહેલાંજ મુસ્લીમ બાનુ ગણાય. સને ૧૯૩૯ માં મુંબઇની મ્યુનીસીપાલીટીમાંથી નિમણુકની પ્રથા નાબુદ થતાં, શ્રીમતી ખદીજાને ચુંટણીમાં ઉભાં રહેવું પડયું હતું, અને ટુંક વખત હોવા છતાં મદનપુરા લત્તામાંથી બધા મુસ્લીમ ઉમેદવારોમાં તેઓ પહેલાં આવ્યાં હતાં. એ ચુંટણી પછી તુર્તજ તેમણે એસેમ્બલી માટે ઉમેદવારી કરી હતી, જેમાં પણ તેઓ ફતેહમંદ થયાં હતાં.

શ્રીમતી ખદીજા સને ૧૯૨૩ થી મુંબઇની સ્ત્રી સંસ્થાઓ સાથે સંબંધ ધરાવે છે. તેઓ નેશનલ કાઉન્સીલ ઑફ વીમેન ઇન ઇન્ડીઆનાં ઉપપ્રમુખ, સોશીયલ સર્વિસ લીગનાં ઉપપ્રમુખ, મહિલા સેવા મંડળનાં પ્રમુખ, સેવાસદનની કમિટીનાં સભ્ય, બૉમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલની મેનેજીંગ કમિટીનાં સભ્ય, ઇન્ફન્ટ વેલફેર સોસાઇટીની મેનેજીંગ કમિટીનાં

સભ્ય, નેશનલ બેબી વીકનાં સભ્ય, નાયાગામ સોશીયલ સર્વિસ સેન્ટરનાં ઉપપ્રમુખ, સેંટ જોન એમ્બ્યુલન્સ બ્રીગેડ ઓવરસીઝનાં મુસ્લીમ નર્સીંગ ડીવીઝનનાં ડીવીઝનલ લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ, ધિ ઇન્ડીયન રેડ ક્રોસ સોસાઇટીની મુંબઈની શાખાનાં સભ્ય અને પછીથી પ્રમુખ, કામા અને ઑલબ્લેસ હોસ્પીટલની એડવાઇઝરી બોર્ડના પ્રમુખ અને હાલમાં સભ્ય, તથા પોર્ટ હજ કમિટીનાં સભ્ય અને સને ૧૯૩૯ થી પ્રમુખ તરીકેની કારકીર્દિ ધરાવે છે. એન્ટી ટ્યુબરકલૉઝીઝ ફંડની ફ્લેગ ડે કમિટીનાં પ્રમુખ તેઓ એક વખત ચુંટાયેલાં ત્યારે એક દિવસમાં રૂપિયા ૨૨૦૦૦ એકઠા થયેલા.

નામદાર સરકારે તેમની સેવાઓની કદર કરીને તેમને જે. પી. નો ઇલ્કાબ, કયસરે હિંદનો રૂપાનો ચાંદ (૧૯૩૬) અને ઑાનરરી માજીસ્ટ્રેટનો હોદ્દો એનાયત કરેલ છે. તેઓ સને ૧૯૨૭ થી જુવેનીલ કોર્ટનાં લેડી માજીસ્ટ્રેટ તરીકે કામ કરે છે.



## શ્રીમતી સુલતાના ફઝલ હુસેન.



**Mrs. Sultana Fazal Husain.**

શ્રીમતી સુલતાના ન્યાતે મુસ્લીમ છે. એમનો જન્મ સને ૧૯૧૧ માં હૈદ્રાબાદમાં થયો હતો.

એમના પિતા શેઠ શફી તૈયબજી મોટા વેપારી હતા, અને તૈયબજી એન્ડ કંપનીના સંચાલક હતા. એમનાં માતુશ્રી

ખદીજા તૈયબજી મુંબઇનાં સુપ્રસિદ્ધ અને આગેવાન મુસ્લીમ બાનુ છે.

શ્રીમતી સુલતાનાએ ક્વીન મેરી હાઇસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધા પછી, પોતાનાં માતુશ્રીની રાહબરી નીચે જાહેર જીવનમાં ભાગ લેવાનું શરૂ કર્યું હતું.

તેઓ મ્યુનીસીપલ સ્કૂલ્સ કમિટીના ભુલેશ્વર વિભાગ ( C. Ward ) નાં પ્રમુખ, સોસાઇટી ફૉર ધિ પ્રોટેક્શન ઑફ ચીલ્ડ્રન ઇન વેસ્ટર્ન ઇન્ડીઆનાં સભ્ય, સેંટ જોન એમ્બ્યુલન્સ બ્રીગેડ ઓવરસીઝના મુસ્લીમ નર્સીંગ લેડી ડીવીઝનલ સેક્રેટરી અને એમ્બ્યુલન્સ ઑફીસર છે.

તેઓ જે સંસ્થાઓની સાથે જોડાયેલાં છે, તે સંસ્થાઓમાં રસ અને કાળજીપૂર્વક કામ કરે છે, અને બનતાં સુધી નિયમિત હાજરી આપે છે.

તેઓ સંગીતનાં શોખીન છે, અને સીતાર ઉપર સરસ કાબુ ધરાવે છે.



## શ્રીમતી સરોજીની મ્હેતા. એમ. એ.



Mrs. Sarojini Mehta, M. A.

શ્રીમતી સરોજીની મ્હેતા ન્યાતે વડનગરા નાગર છે. એમનો જન્મ સને ૧૮૯૮ના નવેમ્બરની બારમી તારીખે અમદાવાદમાં થયો હતો.

એમના પિતા સ્વ. સર રમણભાઇ મહિપતરામ નીલકંઠ અને માતા લેડી વિદ્યાગૌરી નીલકંઠ સુપ્રસિદ્ધ વ્યક્તિઓ છે.

અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજમાંથી સને ૧૯૧૪ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરીને ગુજરાત કૉલેજમાં વધુ અભ્યાસ

માટે તેઓ દાખલ થયાં હતાં. ૧૯૧૭ માં ઇંટરમીજીયેટની પરીક્ષા માં ગંગાબાઈ ભટ્ટ સ્કોલરશીપ મેળવી હતી. અને ૧૯૧૯ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી. સને ૧૯૨૩ માં વિલાયત જઇને 'લંડન સ્કૂલ ઑફ ઇકોનોમીક્સ' માં છ માસ સુધી સમાજશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. સને ૧૯૨૪ ની સાલમાં અમદાવાદ વનિતા વિશ્રામનાં સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે કામ કર્યું હતું. સને ૧૯૨૬ થી સને ૧૯૩૦ સુધી સાન્તાક્રુઝના નિવાસ દરમ્યાન 'સાન્તાક્રુઝ સ્ત્રી સમાજ' નું સંચાલન કર્યું હતું. ૧૯૩૦ માં 'ગુજરાતની લગ્ન વ્યવસ્થા અને કુટુંબ સંસ્થા' પર નિબંધ લખીને એમ. એ. ની ડીગ્રી મેળવી હતી. એમ. એ. માં બધી સ્ત્રી વિદ્યાર્થીનીઓમાં પ્રથમ આવી સોકરીબાઇ માનકર સ્કોલરશીપ મેળવી હતી.

'ભગિનિ સમાજ' ની કાર્યવાહક સમિતિનાં સભ્ય તેઓ છે. અક્ષરજ્ઞાનનાં શિક્ષણ માટે તેઓ ચાલીઓમાં જતાં હતાં અને હાલમાં અંગ્રેજી વર્ગોમાં શિક્ષણ આપે છે. 'બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલ' માં તેઓ 'ભગિનિ સમાજ' નાં પ્રતિનિધિ છે.

શ્રી સરોજીની મ્હેતા એક લેખિકા પણ છે. (૧) ગુજરાતની લગ્ન વ્યવસ્થા અને કુટુંબ સંસ્થા (૨) સ્ત્રીસ્વાતંત્ર્યવાદ. પ્રો. વાડીયાના Ethics of Feminism નો અનુવાદ, અને (૩) એકાદશી નામનાં ત્રણ પુસ્તકો ઉપરાંત સામાયિકોમાં તેમણે છૂટાછવાયા લેખો પણ લખેલા છે.

એમનાં લગ્ન સને ૧૯૧૯ માં જાણીતા ડાક્ટર સુમંત મ્હેતાના ભાઇ શ્રી નાનક બટુકરામ મ્હેતા, જેઓ જી. આઇ. પી. રેલ્વેમાં ટ્રાફિક મેનેજરના હોદ્દા પર છે તેમની સાથે થયાં હતાં. સંતાનમાં તેમને બે દીકરી અને એક દીકરો છે.

શ્રી સરોજની મ્હેતાએ સને ૧૯૨૩ અને ૧૯૩૮ એમ બે વખત વિલાયતનો પ્રવાસ પોતાના પતિ સાથે કરેલો છે.

## શ્રીમતી ગંગાબ્હેન પટેલ.

તંત્રી, ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ પત્રિકા.



**Mrs. Gangaben Patel.**

Editor, Gujarati Hindu Stree Mandal Patrika.

શ્રીમતી ગંગાબ્હેન ન્યાતે પાટીદાર છે. એમનો જન્મ સને ૧૮૯૦ ના ડીસેમ્બરમાં ભાદરણ ગામમાં થયો હતો.

એમના પિતા શ્રી પુરૂષોત્તમદાસ શંકરભાઇ પટેલ સોજીત્રાના વતની હતા. અને જુનાગઢ રાજ્યમાં અમલદાર હતા.

ચરોતરના કુળવાન પાટીદારોના રિવાજ મુજબ એમનાં લગ્ન એમની ચાર વરસની બાલ વયે ધર્મજના વતની શ્રી ગોરધનદાસ વાઘજીભાઇ પટેલ–જેઓ હાલમાં બૉમ્બે ક્રોનીકલના તંત્રી વિભાગમાં છે–ની સાથે થયાં હતાં.

શ્રી ગંગાબ્હેનના જાહેરજીવનની શરૂઆત સને ૧૯૧૯ માં થયેલી. એ વખતે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની શાખા સાન્તાક્રુઝ ખાતે સ્થાપવામાં તેમણે ભાગ લીધેલો અને તેઓ તેનાં ઉપપ્રમુખ ચુંટાયેલાં, જે હોદ્દો તેઓ આજ પણ ભોગવે છે.

સને ૧૯૨૬ થી તેઓ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની કમિટીનાં સભ્ય અને ૧૯૩૯ ના સપ્ટેમ્બરથી મંડળની પત્રિકાનાં તંત્રી તરીકે કામ કરે છે. સોશીયલ પ્યુરીટી લીગનાં મંત્રી તેઓ ૧૯૨૯ થી ચાર વરસ સુધી હતાં. બૉમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કમિટીમાં તેમજ અખિલ હિંદ સ્ત્રી પરિષદમાં મુંબઇનાં પ્રતિનિધિ તરીકે ચાર વખત ચુંટાયેલાં. સને ૧૯૩૧ માં આણંદ ખાતે ભરાયલી પાટીદાર ભગિનિ સમાજ પરિષદ્‌માં પ્રમુખ ચુંટાયેલાં. સને ૧૯૨૧ થી સાન્તાક્રુઝ કોંગ્રેસ કમિટીનાં, ઉપનગર જીલ્લા કોંગ્રેસ કમિટીનાં અને કાર્યવાહીનાં તથા મહારાષ્ટ્ર પ્રોવીન્શીયલ કોંગ્રેસનાં સભાસદ છે. સને ૧૯૩૦ ની સત્યાગ્રહની ચળવળમાં અંધેરી ખાતે વડી ધારાસભાની ચુંટણીના વિરોધી તરીકે તેમને જેલની સજા થઇ હતી. દેશસેવિકા સંઘ તરફથી પરદેશી કાપડ અને દારૂ તાડીની દુકાનો ઉપર પીકેટીંગ ચાલતું ત્યારે એક ટુકડીનાં તેઓ આગેવાન હતાં, અને વિગ્રહ સમિતિના ૧૮ મા ડીકટેટર તરીકે પકડાઇને જેલનાં મહેમાન થયેલાં. ત્યાર પછી બે માસ અટકમાં રહેલાં અને વ્યક્તિગત સવિનય કાયદાભંગ કરતાં નવ માસની સજા થયેલી. સને ૧૯૩૪-૩૫ માં ઑલ ઇન્ડીઆ કોંગ્રેસ કમિટીનાં સભાસદ થયેલાં.

સને ૧૯૩૮ થી વાંદરા મ્યુનીસીપાલીટીનાં કાઉન્સીલર છે, અને વડોદરા રાજ્ય પ્રજામંડળની કમિટીનાં સભાસદ તથા ઇન્ડીઅન સ્ટેટસ પિપલ કમિટીનાં સભાસદ છે.

તેઓ વકતા અને લેખિકા પણ છે, અને 'ગુજરાતણ ટાઇપીસ્ટ તથા બીજી વાતો' નામનું પુસ્તક અને કેટલાક છુટાછવાયા લેખો લખેલા છે. સંતાનમાં તેમને બે દીકરા અને એક દીકરી છે.

શ્રીમતી હમાબાઈ મ્હેતા, જે. પી.

આવાંબાઈ ફરામજી પીટિટ પારસી ઑર્ફનેજનાં સ્થાપક.



Mrs. Hamabai Mehta. J. P.

Founder, Avanbai Faramji Petit Parsi Orphanage.

# શ્રીમતી ડોકટર માલિનીબાઈ સુખથનકર.

એમ. બી. બી. એસ., જે. પી.



**Doctor Mrs. Malinibai Sukhathankar.**

**M. B. B. S., J. P.**

શ્રીમતી અન્નપૂર્ણા દેશમુખ.



Mrs. Annapurna Deshmukh.

## શ્રીમતી બાપસી સબાવાલા. જે. પી.

જાણીતાં સમાજ સેવિકા.



**Mrs. Bapsi Sabawala, J. P.**

**A Prominent Public Worker.**

## શ્રીમતી તારાબ્હેન મોદક. બી. એ.

તંત્રી, શિક્ષણ પત્રિકા.

શ્રીમતી મોદક ન્યાતે કોંકણસ્થ બ્રાહ્મણ છે. તેમનો જન્મ સને ૧૮૯૨ ના એપ્રીલની ૧૯ મી તારીખે મુંબઇમાં થયો હતો. તેઓ દક્ષિણમાં આવેલ પુના શહેરનાં વતની છે.

મુંબઇમાં અભ્યાસ કરીને ૧૯૦૯ માં મેટ્રિકની પરીક્ષા અને ૧૯૧૪ માં બી. એ. ની પરીક્ષા તેમણે પસાર કરેલી.

સને ૧૯૨૧ માં તેઓ રાજકોટની બાર્ટન ફ્રીમેલ ટ્રેનીંગ કૉલેજનાં પ્રિન્સીપાલ નિમાયેલાં, અને ત્યાર પછી ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન સાથે જોડાયેલાં.

ત્યાં સ્વ. બાલસાહિત્યકાર શ્રી ગિજુભાઇની સાથે મળીને તેમણે 'શિક્ષણ પત્રિકા' નામનું માસિક શરૂ કરેલું. શ્રી ગિજુભાઇ સને ૧૯૩૯ માં સ્વર્ગવાસી થયા પછી હવે તેઓ એકલાં તેનું તંત્ર ચલાવે છે. એ માસિક ઉપરાંત બાલ સાહિત્યના કેટલાક લેખો જુદાં જુદાં સામાયિકોમાં તેમણે લખ્યા છે, અને બાલસાહિત્યનાં કેટલાંક પુસ્તકો પણ તેમણે રચેલાં છે. હાલમાં તેઓ મુંબઇના દાદર લત્તામાં પોતાની બાલપ્રવૃત્તિઓ ચલાવે છે.

શ્રીમતી મોદક દક્ષિણી હોવા છતાં, ગુજરાતી તથા હિંદી ભાષાઓ પરનો તેમનો કાબુ પ્રશંસાપાત્ર છે.



## કુમારી બેહરોઝ જહાંગીરજી માણેકજી ખરશેદજી.

કુમારી બેહરોઝ ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૮૨ના જુલાઇની ૧૪ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના પિતામહ, શેઠ માણેકજી ખરશેદજી મુંબઈની સ્મૉલ કૉઝીઝ કોર્ટના પહેલા જજ હતા, અલેકઝાન્ડ્રા ગર્લ્સ સ્કૂલના એક સ્થાપક હતા અને સને ૧૮૫૬ તથા સને ૧૮૬૨, એમ બે વખત મુંબઇના શેરીફ ચુંટાયા હતા. તેઓ પહેલા હિંદી 'ફ્રીમેસન' હોવાથી તેમને માટે 'રાઇઝીંગ સ્ટાર' નામની લૉજ નવી બનાવવી પડી હતી. તેઓ વિદ્વાન હતા, કવિ હતા, અને પોતાના મિત્રોમાં Byron of the East ના લાડકાં નામથી ઓળખાતા હતા.

કુમારી બેહરોઝના પિતા સરકારી નોકર હતા અને થાણા, પુના, સતારા, રત્નાગીરી, અમદાવાદ વિગેરે સ્થળોએ ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર તરીકે તેમણે નોકરી કરી હતી. તેઓ સને ૧૯૧૯ માં અમદાવાદમાં બહેસ્તનશીન થયા હતા.

મુંબઇના ભાયખળાના લત્તામાં 'ખડા પારસી'ના નામથી ઓળખાતું બાવલું શેઠ ખરશેદજી માણેકજી શ્રોફનું છે. એ બાવલાનું ખર્ચ એમના દીકરાએ આપેલું.

કુમારી બેહરોઝે ઘર આગળ પિતાશ્રી પાસેજ શિક્ષણ લીધેલું.

સને ૧૯૦૦ માં તેમણે કમાવાની શરૂઆત કરી, અને શીવણ, ગુંથણ તથા ભરતકામ કરીને જે બને તે મેળવવા લાગ્યાં.

સને ૧૯૦૫ માં તાતા કંપનીમાં તેમેણે માસિક રૂપિયા ત્રીસના પગારથી શૉર્ટહેન્ડ અને ટાઇપીસ્ટની નોકરી શરૂ કરી,

અને ધીમે ધીમે વધીને આજે તાતા આર્યન એન્ડ સ્ટીલ કંપનીના સેક્રેટરીના હોદ્દા પર પહોંચ્યાં છે, અને કંપનીની વતી સહી કરવાનો હક્ક (Power of Attorney) ધરાવે છે.

લગભગ પાંત્રીસ વરસ સુધી એકજ કંપનીમાં કામ કરવું અને નાની જગ્યા પરથી ઉંચી પાયરી પર ચડવું અને Power of Attorney મેળવી શકાય એટલો કંપનીનો વિશ્વાસ સંપાદન કરવો એ સહેલું કામ નથી.

કુમારી બેહરોઝ તાતા કંપનીમાં અને બીજે 'મીસ ખરશેદજી'ના નામથી ઓળખાય છે. 'મીસ બેહરોઝ'ના નામથી તેમને ઓળખનારાં ઘણાં ઓછાં માણસો હશે.

તેઓ અલેકઝાન્ડ્રા ગર્લ્સ સ્કૂલનાં એક ડીરેકટર છે, અને વીમેન્સ કાઉન્સીલની મુંબઇની શાખાનાં સભ્ય છે.

સને ૧૯૨૪, ૧૯૨૬ અને ૧૯૩૬, એમ ત્રણ વખત તેમણે યુરોપની મુસાફરી કરી છે, અને તે એરોપ્લેનમાં. ઉડવાનો એમને બહુ શોખ છે. જોધપુરથી બગદાદ અને બગદાદથી એથેન્સ. બગદાદમાં પહેલી રાત, એથેન્સમાં બીજી રાત.

કુમારી બેહરોઝના મોટાભાઇ હીરજીભાઇ ડોકટર છે, તેઓ કવેટામાં કમાન્ડીંગ મેડિકલ ઑફીસર છે. L. M & S. (મુંબઇ), M. B. B. S. (કેમ્બ્રીજ) I. M. S. (લંડન) અને D. S. O. ની ડીગ્રીઓ ધરાવે છે, મહાયુધ્ધમાં તેમણે ભાગ લીધો હતો અને લેફ્ટનન્ટ કર્નલનો હોદ્દો ધરાવે છે. બીજા ભાઇ એન્જીનીયરીંગની B. SC. ની ડીગ્રી ધરાવે છે, અને સિંધમાં એકઝીકયુટિવ એન્જીનીયર છે.

આ બે ભાઇઓ સારા હોદ્દા ઉપર હોવાથી તેઓ કુમારી બેહરોઝને નોકરી મુકી દેવાનું કહે છે, પણ કુમારી બેહરોઝને કામ વગર બેસવું પસંદ નથી એટલે તે નોકરી કરે છે.

કુમારી બહેરોઝની ઉંમર આજે લગભગ અઠાવન વરસની છે. એમના જીવનની વિશેષતા એ છે કે તેમણે આખી જીંદગી અવિવાહિત સ્થિતિમાં પસાર કરી છે.

પોતે અપરિણિત જીંદગી ગાળેલી હોવા છતાં, તેઓ તેની તરફેણમાં નથી અને બીજી સ્ત્રીઓને અપરિણિત જીવન ન ગાળતાં પરિણિત જીવન ગાળવાની તેઓ સલાહ આપે છે. સ્ત્રીજીવનનું સાર્થક અને સલામતી અપરિણિત જીવન ગાળવામાં નહિ, પણ પરિણિત જીવન ગાળવામાં છે એવો તેમનો અભિપ્રાય છે.



## રાજ્યલક્ષ્મી શ્રીમતી ગુલાબબાઇ હરિભાઇ શાહ.

જેમનું નામ કાલબાદેવી સેન્ટ્રલ કન્યાશાળા સાથે જોડીને મુંબઈની મ્યુનીસીપાલીટીએ જેમની ૨૭ વરસની નોકરીની કદર કરી છે.



**Rajyalaxmi Mrs. Gulabbai Haribhai Shah.**

Bombay Municipality appricieted her services by joining her name with Kalbadevi Central Gujarati Girls School.

શ્રી ગુલાબબ્હેન ન્યાતે વીશા મેવાડા વણિક છે. એમનો જન્મ સંવત ૧૯૨૮ના મહા સુદ ૧૧, સને ૧૮૭૨ના ફેબ્રુઆરીની ૧૯ મી તારીખે લુણાવાડામાં થયો હતો.

એમના પિતાનું નામ હરિભાઇ નારણજી અને માતાનું નામ ખુશાલબા. એમની બાલ્યાવસ્થા લુણાવાડામાં પસાર થયેલી, અને જે જમાનામાં સ્ત્રીકેળવણીનું પ્રમાણ બહુ ઓછું હતું તે વખતે તેમણે લુણાવાડામાં શિક્ષણ લીધેલું.

રેવાકાંઠા એજન્સીના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર એમની શાળાની પરીક્ષા લેવા આવેલા ત્યારે શ્રી ગુલાબ બ્હેન વિષે એમને સારી અસર થઇ, અને તેમની ઇચ્છા વધુ અભ્યાસ માટે અમદાવાદ જવાની હોય તો સગવડ કરી આપવાનું જણાવ્યું. શ્રી ગુલાબબ્હેનના પિતાએ સંમતિ આપતાં તેઓ વધુ અભ્યાસ માટે અમદાવાદ ગયાં અને સને ૧૮૮૬ માં મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં દાખલ થયાં. ત્યાં તેઓ પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયાં અને શિષ્યવૃત્તિ મેળવી.

આવી હુશિયાર શિક્ષિકાનો લાભ મેળવવા માટે લુણાવાડા રાજ્યે 'લેડી રે ગર્લ્સ સ્કૂલ'માં તેમની નિમણુંક કરી. શ્રી ગુલાબ બ્હેને નવ વરસ ત્યાં નોકરી કરી. ત્યાર પછી બે વરસ તેમણે બોરસદમાં નોકરી કરી. સને ૧૯૦૦ માં મુંબઇની મ્યુનીસીપલ જોઇન્ટ સ્કૂલ્સ કમિટીએ તેમને મુંબઇ બોલાવ્યાં, અને કાલબાદેવી કન્યાશાળામાં તેમની નિમણુક કરી, જે જગ્યાએ તેમણે ૨૭ વરસ સુધી કામ કર્યું અને ત્રણ ત્રણ પેઢીને શીખવી કન્યાશાળાની ભારે ખીલવણી કરી.

સને ૧૯૨૮ ના ફેબ્રુઆરીમાં તેઓ વાનપ્રસ્થ થતાં, તેમની સેવાની કદર બદલ તેમને માનપત્ર આપવામાં આવ્યું અને રૂપિયા પાંચ હજાર બક્ષીસ આપવામાં આવ્યા. શ્રી ગુલાબબ્હેને રૂપિયા માનપત્ર સમિતિને ઉપકાર સાથે પાછા આપ્યા. માનપત્ર સમિતિએ તે રૂપિયા મ્યુનીસીપલ સ્કૂલ્સ કમિટીને આપ્યા, અને સ્કૂલ્સ

કમિટીની ભલામણથી મ્યુનીસીપાલીટીએ કાલબાદેવી કન્યા-શાળાની સાથે શ્રી ગુલાબબ્હેનનું નામ જોડયું. મ્યુનીસીપાલીટીના ઇતિહાસમાં શાળાની સાથે નોકરનું નામ જોડવાનો એ પહેલોજ કિસ્સો બન્યાનું કહેવાય છે. તા. ૮–૨–૧૯૩૦ ના રોજ એક જાહેર મેળાવડા સમક્ષ મુંબઇ ઇલાકાના માજી કેળવણી પ્રધાન શ્રી હરીલાલ દેશાઇભાઇ દેશાઇએ એ હકીકત જાહેર કરી અને ત્યારથી એ સંસ્થાનું નામ 'મ્યુનીસીપલ ગુલાબબાઇ સેન્ટ્રલ ગુજરાતી કન્યાશાળા' રાખવામાં આવેલ છે.

તા. ૨૪–૩–૧૯૩૯ ના રોજ એ શાળાને સ્થપાયાં સાઠ વરસ પુરાં થયાં તેના ખુશાલીમાં શાળાનો 'મણિ મહોત્સવ' ઉજવવાનું નક્કી થયું, અને તા. ૧૮–૪–૩૮ ના રોજ એ મહોત્સવ ઉજવવામાં આવ્યો. એજ પ્રસંગે શ્રી ગુલાબબાઇને લુણાવાડા રાજ્ય તરફથી 'રાજ્ય લક્ષ્મી'નો ઇલ્કાબ આપવામાં આવ્યો, અને મહોત્સવ ફંડમાં પણ રૂપિયા ૫૦૧) ભરવામાં આવ્યા.

મહોત્સવ સમિતિએ મહોત્સવ ઉજવવા માટે ફંડ એકઠું કરેલું અને તેમાંથી (૧) મહોત્સવનું ખર્ચ કરવું, (૨) મહોત્સવ અંક પ્રસિદ્ધ કરવો અને બાકીની રકમના વ્યાજમાંથી ગૃહ-ઉદ્યોગના વર્ગો ચલાવવાના ઠરાવો કરેલા.

શ્રીમતી ગુલાબબ્હેનને તેમની શાળાની શિક્ષિકાઓ અને વિદ્યાર્થીનીઓએ તા. ૧૮–૨–૧૯૨૮ ના રોજ, મુંબઇની મ્યુ-નીસીપલ ટીચર્સ એસોસીએશને તા. ૨૪–૩–૧૯૨૮ ના રોજ અને લુણાવાડામાં વસ્તા તેમના જ્ઞાતિબંધુઓએ તા. ૫–૫–૧૯૩૦ ના રોજ માનપત્રો આપ્યાં હતાં. તેમનું નામ શાળાની સાથે જોડનારૂં પાટીયું તા. ૮–૨–૧૯૩૦ ના રોજ તે વખતના કેળ-

વણી પ્રધાન સ્વ. રાવસાહેબ હરિલાલ દેશાઇભાઇ દેશાઇના હાથે ખુલ્લું મુકાયું હતું.

શ્રી ગુલાબબ્હેને પોતાના જ્ઞાતિ વિદ્યોત્તેજક ફંડમાં રૂપિયા ૧૦૦૦) આપ્યા હતા.

કાલબાદેવી કન્યાશાળા બે કન્યાઓની સંખ્યાથી શરૂ થયેલી; જેમાં આજે લગભગ આઠ સો કન્યાઓ છે.

શ્રી ગુલાબ બ્હેનની લાયકાત અને કુશળતા વિષે પ્રતિષ્ટિત વ્યક્તિઓના અભિપ્રાયો નીચે મુજબ છે:—

"મ્યુનીસીપલ ગુલાબબાઇ કન્યાશાળા પહેલાં જુદા નામથી બોલાવાતી હતી. કાલબાદેવી લત્તામાં આવેલી હોવાથી તેને કાલબાદેવી કન્યાશાળા નામ મળ્યું હતું, પરંતુ તે કન્યાશાળામાં બાઇ ગુલાબબાઇએ લાંબા વખત સુધી મુખ્ય શિક્ષિકા તરીકે કામ કર્યું, અને આખા લત્તાના રહેવાશીઓ પર એવી છાપ પાડી કે તેમના ગયા પછી તેમનું નામ જતું રહે એ ઠીક ન લાગ્યું અને તેથી રહેવાશીઓની મમતા અને આગ્રહને લીધે તે કન્યાશાળાને ગુલાબબાઇ નામ અપાયું."

✻

"લોકોની ધાર્મિક શ્રધ્ધા અને સાંસારિક સંકુચિતપણાને તુચ્છકારી કે વખોડીને નહિ, પણ હળવે હળવે શાન્ત સમજુતીથી અને સુંદર પરિણામો બતાવીને બાઇ ગુલાબબાઇએ જનતાના વિચાર વાતાવરણમાં જે પલટો કર્યો હતો, તે ખરેખર ઐતિહાસિક નોંધ પામે તેટલો મહત્વનો હતો. કેળવણી, શિક્ષણ, ગૃહજીવન, સ્ત્રી સ્વાતંત્ર્ય, નિર્ભયતા વિગેરે માટે હજી તો વાતાવરણમાં વિચારો પણ ઉદ્દભવ્ય નહોતા, ત્યારે આ અને આવી બીજી અનેક બાબતો પર શ્રી ગુલાબબાઇએ પોતાની કન્યાશાળામાં પ્રચાર પણ શરૂ કરી દીધો હતો."

**હિંમતલાલ ગણેશજી અંજારીયા.** એમ. એ. એલએલ. બી.

માજી સુપ્રીન્ટેન્ડેન્ટ, મ્યુનીસીપલ ગુજરાતી સ્કૂલ્સ.

✻

ગુલાબની વાડી, દીવાળીની લ્હેર,
સુગંધી કેવી ? ઇશ્વરની મ્હેર.

**શિરીનબાઇ ધનજીશા દાલાલ**, એમ. એ.
લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ, મ્યુ. ગુજરાતી ગર્લ્સ સ્કૂલ્સ.

*

"લુણાવાડા પંચમહાલ જેવા પછાત પ્રાંતમાંથી ૪૦ વરસો પહેલાં કન્યા કેળવણીના વિષયનો સંપુર્ણ અભ્યાસ કરીને મુંબઇ જેવા શહેરમાં એક નામાંકિત શિક્ષિકા તરીકેની પ્રતિષ્ઠા મેળવવી, એ કાંઇ ઓછા મહત્વની વાત નથી. શ્રીમતી ગુલાબ બ્હેને કન્યા કેળવણી અર્થે જે સફળ જીવન ગુજાર્યું છે તે નોંધવા લાયક છે."

**લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ.**
પ્રમુખ, ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ.

*

"શ્રીમતી ગુલાબબાઇનું ઉત્તમ કામ મેં જાતે જોયું છે. આખા કાલબાદેવીના લત્તામાં જે સ્થાન તે કન્યાશાળાએ મેળવ્યું છે, તે બ્હેન ગુલાબબાઇને લીધેજ છે. કાલબાદેવીના લત્તાના રહીશોમાં શ્રીમતી ગુલાબબ્હેને જે લોકપ્રિયતા મેળવી છે, તેવી લોકપ્રિયતા ગુજરાતી શિક્ષિકાઓમાં કોઇએ મેળવેલી હોય એમ હું જાણતો નથી."

**ભવાનીદાસ નારણદાસ મોતીવાળા**, બી. એ.
માજી ચેરમેન, મ્યુનીસીપલ સ્કૂલ્સ કમિટી.

*

સંસ્થાને એના આજના ઉચ્ચ સ્થાને લઇ જવામાં જે સંસ્કારી, ચારિત્ર્યશીલ, અને કર્તવ્યપરાયણ વ્યકિતના આત્મભોગોનો મોટો ફાળો છે, તે વ્યકિત શ્રીમતી ગુલાબભાઇ હરિભાઇ શાહ—આ રાજ્યનાં એક પ્રજાજન છે, એ અમારે માટે ગારવનો વિષય છે.

**વીરભદ્રસિંહ**
મહારાણા, સ્વસ્થાન લુણાવાડા

*

"ચાલીસ વરસ પહેલાં ગુજરાતમાં કન્યાકેળવણીની શરૂઆત હતી, ત્યારે ઉચ્ચ કુટુંબની કન્યાઓ શિક્ષિકા થવામાં ન્હાનપ માનતી હતી. એવા સમયમાં શિક્ષિકા થવાની તાલીમ મેળવવાની અડગ હિંમ્મત શ્રીમતી ગુલાબબાઇએ બતાવી હતી, અને પોતાની સ્ત્રીજાતિની ઉન્નત્તિ માટે એ ક્ષેત્રમાં દાખલ થવાની પહેલ કરી હતી. એમના ચારિત્ર્યશીલ અને સંસ્કારી જીવનનો અને એમના ઉચ્ચ શિક્ષણનો જે બાળાઓએ લાભ લીધો છે, તેઓ આજે પણ એમને આદર્શ ગુરૂજન તરીકે સંભારતી હશે. એવી અનેક બાળાઓને ઉત્તમ ગૃહિણી થવાની તાલીમ આપી, તેમના જીવનમાં ઉચ્ચ સંસ્કાર રેડી, શ્રી ગુલાબબાઇએ ગુજરાતનું ગૃહજીવન સુખી, સંતોષી અને ઉચ્ચ બનાવવામાં જે ફાળો આપ્યો છે, તે ભૂલી શકાય એવો નથી."

*

"નિવૃત્ત થઇને અહીં પોતાના વતનમાં આવ્યા પછી શ્રી ગુલાબ બાઇએ પોતાની સુકમાઇનો સદ્‌વ્યય એક સુંદર કુવો કરાવી આપીને કર્યો છે, અને તે દ્વારા આંહીની સ્ત્રીજનતાની મીઠા પાણીની સગવડ વધારી આપીને તેમના આશીર્વાદ મેળવ્યા છે. નિવૃત્ત થયા પછીનું એમનું આ પહેલું કાર્ય સ્ત્રીજાતિ માટે એમને કેટલી લાગણી છે તે સાબિત કરે છે, વળી નાદુરસ્ત તબિયત છતાં આજે પણ તેઓ દરરોજ કથાવાર્તા દ્વારા અનેક સ્ત્રીઓની જ્ઞાનતૃષા છીપાવે છે, અને તેમના જીવનમાં ઉચ્ચ સંસ્કાર રેડે છે.

**મનહરકુંવરબા.**
મહારાણી, સ્વસ્થાન લુણાવાડા.

*

જે સમયમાં બાઇ ગુલાબબ્હેન વિદ્યાભ્યાસ કરતાં હતાં તે સમયે તેમના વિદ્યાભ્યાસમાં જે જે વિઘ્નો આવ્યાં છે તે તો અવર્ણનીયજ છે, છતાં તેમણે ઘણીજ હિમ્મત અને શાન્તિપૂર્વક વિઘ્નોને ન ગણકારતાં

પોતાનો વિદ્યાભ્યાસ પૂરો કરવાથી આ મહાન શહેરમાં માન મેળવવાને ભાગ્યશાળી થયાં છે.

**શાસ્ત્રી કાશીનાથ લુણાવાડા.**

*

**શ્રી ગુલાબબાઇ સેન્ટ્રલ ગુજરાતી કન્યાશાળામાં હાલમાં મુખ્ય શિક્ષિકા શ્રી દીવાળી બ્હેન ઝીણાભાઇ રાઠોડ છે. તેઓ શ્રી ગુલાબ બ્હેનના હાથ નીચે વરસો સુધી તાલીમ પામ્યાં છે. હીરક મહોત્સવ ઉજવવામાં તેમણે નોંધવા યોગ્ય શ્રમ લઇને પોતાની પવિત્ર ફરજ બજાવી છે. હીરક મહોત્સવ પ્રસંગે એમના વિષે મહોત્સવ સમિતિના પ્રમુખ શેઠ કરસનદાસ વસનજીએ કાઢેલા ઉદ્ગારો નીચે મુજબ છે:—**

"જેના અવિશ્રાંત પરિશ્રમ, ખંત અને કાર્યદક્ષતાના પરિણામેજ આ હીરક મહોત્સવ ઉજવવાને ભાગ્યશાળી થયાં છીએ, તે વ્યક્તિ તે આ સ્કૂલનાં હાલનાં હેડ મિસ્ટ્રેસ ગંગાસ્વરૂપ શ્રી દીવાળીબ્હેન રાઠોડ છે. એમણે શિક્ષિકા તરીકે શ્રી ગુલાબબ્હેનના હાથ નીચેજ અને આ શાળામાંજ તાલીમ લીધી છે. મને જણાવતાં આનંદ થાય છે કે તેમણે આ સ્કૂલનાં હેડ મિસ્ટ્રેસ તરીકેનો ચાર્જ લીધાને માત્ર સવા વર્ષ થયું છે, પણ તે ટુંક સમયમાં તેમણે સ્કૂલનું સ્વરૂપજ બદલી દીધું છે. એમને શ્રી ગુલાબબ્હેનની નવી આવૃત્તિ કહીએ તો જરાપણ ખોટું નથી. સ્કૂલનાં સદ્ભાગ્ય છે કે તેને આવાં કર્તવ્યનિષ્ટ અને કાર્યદક્ષ મુખ્ય શિક્ષિકા મળ્યાં છે. આપણે આશા રાખીશું તથા ઇચ્છીશું કે એમના હાથે સ્કૂલ ઉત્તરોત્તર પ્રગતિ સાધે અને વિશેષ લોકપ્રિયતા મેળવે."



## કુમારી ભીખાઇજી લીમજી પાલમકોટ.

જાણીતાં સંગીતશિક્ષિકા અને લેખિકા.



**Miss Bhikhaiji Limji Palamkote.**

A Welknown Musician and Authoress.

# મુંબઇના મહાશયો.

# Citizens of Bombay.

## વિભાગ પાંચમો—**Section Fifth.**

## વેપારીઓ, ધારાશાસ્ત્રીઓ, વૈદ્ય ડાકટરો, દલાલો, પત્રકારો વિગેરે

### General.

## શ્રીયુત બેરામજી નવરોજજી કરંજીયા

જે. પી., એમ. એલ. સી., એફ. સી. આઇ. એસ.

પ્રમુખ, મ્યુનીસીપાલીટી.



**Mr. Byramji Navrojaji Karanjia.**

J. P., M. L. C., F. C. I. S.

President, Municipality ( Mayor )

મુંબઇ શહેરના ચાલુ વરસના મેયર શેઠ બેરામજી ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૭૬ ના સપ્ટેમ્બર માસમાં મુંબાઇમાં થયો હતો.

એલ્ફીસ્ટન હાઇસ્કૂલ અને જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુટમાં અભ્યાસ કરીને આશરે સત્તર વરસની ઉમરે (સને ૧૮૯૩ માં) તેમણે ધંધાની શરૂઆત કરી હતી.

આજે તેઓ રેશમના એક પ્રખ્યાત વેપારી ગણાય છે, અને કેટલીક કંપનીઓમાં હિત ધરાવે છે.

એમના જાહેર જીવનની શરૂઆત સને ૧૯૧૩ માં થઇ હતી, જે વખતે તેમણે તે વખતના હિંદના વાઇસરાય લૉર્ડ

હાર્ડીંજનો જન્મદિવસ ઉજવવા માટે ફંડ એકઠું કરવામાં ભાગ લીધો હતો.

સને ૧૯૧૪ થી ૧૯૧૯ સુધીના મહાયુદ્ધ વખતે તેમણે 'વૉર લોન કમિટી' અને 'ફુડ કન્ટ્રોલ કમિટી'ના સેક્રેટરી તરીકે કામ કરીને સરકારની સેવા કરી હતી. સર હરબર્ટ કલેટનના પ્રમુખપદે સ્થપાયેલી 'રેન્ટ કન્ટ્રોલ કમિટી'માં પણ તેમણે એસેસર તરીકે કામ કર્યું હતું. લડાઇનાં વરસો દરમ્યાન તેઓ કેટલીક કમિટીઓમાં કામ કરતા હોવાથી, તે વખતના મુંબઈના ગવર્નર લૉર્ડ વીલીંગ્ડન અને લેડી વીલીંગ્ડન એમની ઑફીસમાં કામ કેમ ચાલે છે તે જોવા આવ્યાં હતાં.

સને ૧૯૨૧ માં પ્રિન્સ ઑફ વેલ્સ મુંબઈ આવેલા ત્યારે બેરામજી શેઠે 'અવર ડે ફંડ' અને 'પિપલ્સ ફેર'ના સેક્રેટરી તરીકે કામ કર્યું હતું.

સને ૧૯૩૦-૩૧ માં સર ફ્રેડરીક સાઇકસના પ્રમુખપદે સ્થપાયેલ 'ગવર્નર્સ સિંધ રીલીફ ફંડ'ના તેમને પ્રમુખશ્રી તરફથી સેક્રેટરી નિમવામાં આવ્યા હતા.

સને ૧૯૩૨ માં તેમને ઑનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની સોસાઇટીના પ્રમુખ ચુંટવામાં આવ્યા હતા, અને એજ વરસમાં 'ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર'ના પ્રમુખ પણ ચુંટવામાં આવ્યા હતા.

મુંબઇમાં વખતોવખત ફાટી નિકળતાં કોમી હુલ્લડોને શાન્ત કરવા માટે પોલીસ અને માજીસ્ટ્રેટોને તેમણે બનતી મદદ કરી હતી, અને સુલેહ સ્થાપવા મહેનત કરી હતી, જેની કદર કરતા કાગળો સરકાર તથા લાગતાવળગતા સત્તાવાળાઓ તરફથી તેમને લખવામાં આવ્યા હતા.

'પંચમ જ્યોર્જ સિલ્વર જ્યુબિલી ફંડ' અને 'પંચમ જ્યોર્જ મેમોરીયલ ફંડ' એકઠું કરવામાં પણ તેમણે ભાગ

લીધો હતો અને મુંબઇના કલેકટર તથા ગવર્નર તરફથી એને લગતી કમિટીઓમાં કામ કર્યું હતું.

ધર્માદા કામો, ખાસ કરીને હોસ્પીટલોનાં જુદાં જુદાં ફંડો માટે નાણાં ભેગાં કરવા માટે તેમણે વખતોવખત મહેનત કરી છે.

'સેંટ જોન એમ્બ્યુલન્સ એસોસીએશન' ને તેમણે કેટલીક વખત મદદ કરી છે, અને તેના તેઓ વાઈસ પ્રેસીડન્ટ છે.

કોટન ટેક્ષટાઇલ ઇન્ડસ્ટ્રી, ગોલ્ડ થ્રેડ ઇન્ડસ્ટ્રી, સીલ્ક ઇન્ડસ્ટ્રી અને ઇન્ડીઅન રેલ્વે ઇન્કવાયરી (વેજવુડ) કમિટી સમક્ષ તેમણે જુબાનીઓ આપેલી છે.

રેશમી કાપડ અને ભારે જકાતવાળી ચીજોની દાણચોરી કરનારાઓને જોખમ ખેડીને ઉઘાડા પાડવા માટે તેમણે મહેનત કરી છે, અને એ રીતે સરકારને જકાતના લાખો રૂપિયાનો લાભ કરાવ્યો છે. સને ૧૯૨૩ થી કાઠીઆવાડનાં બંદરો, સીઆમ બર્મા ફ્રન્ટીઅર, બલુચિસ્થાન સિંધ ફ્રન્ટીઅર અને બીજે કેટલેક સ્થળે થતા દાણચોરીના કિસ્સાઓ તરફ તેઓ સરકારનું ધ્યાન ખેંચતા રહ્યા છે. અને સને ૧૯૨૭ માં તે વખતના ફીનાન્સ મેમ્બર સર બેસીલ બ્લેકેટ મુંબઇ આવેલા તેને મળીને વીરમગામની હદ પર જકાતદોરી નાખવાનો આગ્રહ કર્યો હતો.

સને ૧૯૨૪ થી ૧૯૩૪ સુધી તેમને 'વરસોવા બીચ કમિટી' ના પ્રમુખ નિમવામાં આવ્યા હતા. તેઓ 'બોમ્બે પોર્ટ ટ્રસ્ટ' ના ટ્રસ્ટી પણ હતા.

બીહાર ધરતીકંપ સંકટ નિવારણ ફંડ અને કવેટા ધરતીકંપ સંકટ નિવારણ ફંડના તેઓ ઑાનરરી સેક્રેટરી હતા.

સને ૧૯૩૩ થી તેઓ મુંબઇની મ્યુનીસીપાલીટીના એક આગળ પડતા સભાસદ છે, અને સ્ટેન્ડીંગ કમિટી તથા બીજી કમિટીઓમાં કામ કરવા ઉપરાંત વર્કસ કમિટી અને ઇમ્પ્રુવમેંટ કમિટીના ચેરમેન હતા.

રેશમી કાપડના તેઓ મોટા વેપારી હોવાથી 'બોમ્બે સીલ્ક મરચન્ટસ એસોસીએશનના પ્રમુખ તરીકે કેટલીક વાર ચુંટાયા છે.

બૉમ્બે બોર્ડ ઓફ ફીલ્મ સેન્સર્સ, એડવાઇઝરી કમિટી ઑફ ધિ જી. આઈ. પી. રેલ્વે, એડવાઇઝરી કમિટી ઑફ ધિ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે, વેસ્ટર્ન ઇન્ડીઆ ઓટોમોબાઇલ એસોશીએશન વિગેરેના તેઓ મેમ્બર છે, અને મ્યુનીસીપાલીટી તરફથી 'જરબાઇ વાડીઆ હોસ્પીટલ ફૉર ચીલ્ડ્રન' ની એડવાઇઝરી કમિટીના સભ્ય છે.

સને ૧૯૩૭ માં મુંબઇ શહેર અને પરાં તરફથી તેઓ મુંબઇની લેજીસ્લેટિવ કાઉન્સીલના મેમ્બર સહુથી વધુ મતે ચુંટાયા હતા.

ગરીબ માણસોને અનાજની મદદ આપનારી કમિટીઓમાં નામદાર ગર્વનર તરફથી તેઓને વખતો વખત ચુંટવામાં આવ્યા હતા.

'ચાર્ટર્ડ ઈન્સ્ટીટ્યુટ ઓફ સેક્રેટરીઝ-લંડન' ના તેઓ ફેલો છે, જે. પી. છે, ઑનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ છે, ગવર્નર જનરલ તરફથી સર્ટીફીકેટ ઑફ મેરીટ મેળવેલ છે, કયસરે હિંદ મેડલ, કીંગ્સ કોરોનેશન મેડલ અને કીંગ જયોર્જ સિલ્વર જ્યુબિલી મેડલ તેમને મળેલ છે. સને ૧૯૩૯ માં તેઓ મુંબઇની મ્યુનીસીપાલીટીના પ્રમુખના માનવંતા હોદ્દા પર ચુંટાયા છે.



## ઑાનરેબલ જસ્ટીસ શ્રીયુત મુકુંદ રામરાવ જયકર.

એમ એ., એલ એલ. બી., બાર-ઍટ-લૉ.

જડજ, ફેડરલ કોર્ટ ઑફ ઇન્ડીઆ.



**The Hon. Mr. Justice Mukund Ramrao Jayakar.**

M. A., L. L. B., Bar-at-Law.

Judge, Federal Court of India.

## શ્રીયુત રૂસ્તમજી પેસ્તનજી મસાની. એમ. એ., જે. પી.

મુંબઇના પહેલા હિંદી મ્યુનીસીપલ કમીશ્નર.
મુંબઇની યુનીવર્સિટીના હાલના વાઇસ ચાન્સેલર.



**Mr. Rustomji Pestonji Masani.**
First Indian Municipal Commissioner, Bombay.
Vice Chancellor, Bombay University.

શ્રી મસાની ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૭૬ ના સપ્ટેમ્બરની ૨૩ મી તારીખે મુંબઇમાં થયો હતો.

તેમણે ન્યુ હાઇસ્કૂલ અને એલ્ફીસ્ટન કૉલેજમાં કેળવણી લીધી હતી. વિદ્યાર્થી તરીકે તેઓ હુશિયાર હોવાથી સ્કોલર-શીપો અને ઇનામો તેમણે મેળવ્યાં હતાં. બી. એ. અને એમ. એ. ની પરીક્ષામાં અંગ્રેજી અને પરશીયનમાં તેઓ પહેલા આવ્યા હતા. સને ૧૮૯૭ અને ૧૮૯૮ માં એલ્ફીસ્ટન કૉલેજના ફેલો હતા.

શ્રી મસાનીની ઉમર સોળ વરસની હતી ત્યારે વિદ્યાર્થી અવસ્થામાં તેમણે 'જામેજમશેદ' અને 'ગપસપ' માં લેખો લખવાનું શરૂ કર્યું હતું. સને ૧૮૯૭ માં તેઓ 'ગપસપ' ના જોડીયા માલેક અને અધિપતિ નિમાયા હતા. સને ૧૮૯૯ માં તેઓ કાયદાનો અભ્યાસ કરતા હતા ત્યારે તેઓ 'કયસરે હિંદ' નાં અંગ્રેજી વિભાગના તંત્રી નિમાયા હતા. સને ૧૯૦૧ માં મ્યુનીસીપાલીટીમાં નોકરી સ્વીકારવાથી તેમણે તંત્રીપદ મુકી દીધું હતું, પણ 'ઇન્ડીયન સ્પેકટેટર' ના તંત્રી તેમને નિમવામાં આવ્યા હતા. ત્યારથી શ્રી મસાની હિંદનાં ગુજરાતી તથા અંગ્રેજી પત્રોમાં, અને યુરોપ અમેરિકાના પત્રોમાં વખતોવખત લખ્યા કરે છે. નીચે લખ્યાં જુદાં જુદાં પુસ્તકો અને પ્રકાશનો માટે ખાસ પ્રકરણો અને લેખો લખવાનું તેમને આમંત્રણ મળેલું :—

(1) The Legecy of India. (2) Ports of India and Ceylon. (3) Annual of the East.

શ્રી મસાનીએ જુવાન વયમાં નીચેનાં ગુજરાતી પુસ્તકો પણ લખેલાં છે :—

(૧) ઓધલું. (૨) ચંદ્રચળ. (૩) એબીસીનીયાનો હબસી. (૪) રઝીયા બેગમ. (૫) ભાઇ કી ભરથાર (૬) ઘરની તથા નિશાળની કેળવણી અને (૭) તનસુખમાળા.

એમણે લખેલાં અંગ્રેજી પુસ્તકોનાં નામ નીચે મુજબ છે :—

(1) Child Protection. (2) Folklore of Wells. (3) The Conference of the Birds. (4) A Sufi Allegory. (5) Law and Procedure of the Municipal Corporation of Bombay. (6) Evolution of Local Self-Government in Bombay. (7) Zoroastrianism. (8) The Religion of the Good Life (9) Court Poets of Iran and India. (10) Life of Dadabhai Navarojaji.

Folklore of Wells તરફ પશ્ચિમના વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું હતું, અને તેનાં કેટલાંક પ્રકરણો ફ્રેંચ ભાષામાં તરજુમો કરીને ૧૯૩૧ માં તે, Les Folklore des puits dans l'Inde et specialment a Bombay ના નામથી Revue de L'Historie des Religions ના ખાસ અંક તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. A Sufi Allegory એ એના કરતાં પણ પશ્ચિમના વિદ્વાનોનું વધુ ધ્યાન ખેંચ્યું હતું, અને Sufi Quarterly ના તંત્રીની સૂચનાથી એ પુસ્તકનો જીનીવા અને જર્મનીમાં સુફીઝમના અભ્યાસના પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગ કરવામાં આવ્યો હતો અને હોલાંડની Servir Publishing Co. તરફથી તેનો ડચ ભાષામાં તરજુમો કરીને તે પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો.

ઉપરનાં પુસ્તકો શિવાય એન્થ્રોપોલોજીકલ સોસાઇટીનું જર્નલ અને બીજાં જર્નલોમાં શ્રી મસાનીએ સંખ્યાબંધ લેખો લખેલા છે, અને લીડન તથા રોમની 'પૌર્વાત્ય આંતરરાષ્ટ્રીય પરિષદ' સમક્ષ તેમણે ભાષણો પણ આપેલાં છે. શ્રી મસાની

સરસ વક્તા પણ છે, અને તેમણે આપેલાં ભાષણોનો સંગ્રહ કરીને તે પ્રસિદ્ધ કરવામાં આવે તો પુસ્તકો થાય તેમ છે.

શ્રી મસાનીએ હેડ કલાર્ક અને ઑફીસ મેનેજર તરીકે શરૂઆત કર્યા પછી સને ૧૯૦૭ માં મ્યુનીસીપાલીટીના સેક્રેટરીના હોદ્દા પર તેઓ નિમાયા હતા, જે હોદ્દો તેમણે સને ૧૯૧૯ સુધી ભોગવ્યો હતો. ત્યાર પછી તેઓ ડેપ્યુટી મ્યુનીસીપલ કમીશ્નરના હોદ્દા પર નિમાયા હતા, જે હોદ્દો તેમણે ૧૯૨૫ સુધી ભોગવ્યો હતો. જે દરમ્યાન સને ૧૯૨૨ માં તેઓ મ્યુની-સીપલ કમીશ્નર પણ નિમાયા હતા. ડેપ્યુટી મ્યુનીસીપલ કમીશ્નર અને મ્યુનીસીપલ કમીશ્નરનો હોદ્દો મેળવનાર મુંબઇની મ્યુનીસીપાલીટીમાં તેઓ પહેલાજ હિંદી હતા. મ્યુનીસીપલ નોકરીના ઉંચા હોદ્દાઓ ભોગવ્યા પછી સાહિત્ય પ્રવૃત્તિ અને ધારાસભામાં જોડાવાના તથા આરામ લેવાના હેતુથી શ્રી મસાની નિવૃત્તિની મુદતથી દસ વરસ વહેલા મ્યુનીસીપલ નોક-રીમાંથી નિવૃત્ત થયા હતા; પરંતુ સેન્ટ્રલ બૅંકના ડીરેક્ટરો તરફથી તેમને બૅંકમાં જોડાવાનું આમંત્રણ આપવામાં આવતાં, તેમણે પોતાને બૅંકીંગનું કામ શિખવા માટે વિલાયત જવાની અને બે વરસ ત્યાં રહેવાની સગવડ કરી આપવાની શરતે તે સ્વીકાર્યું હતું. આ શરત પ્રમાણે શ્રી મસાનીએ મીડલેન્ડ બૅંકમાં, બૅંકીંગના કામનો અનુભવ લીધા પછી સને ૧૯૨૬ માં બૅંકના બ્રાંચ મેનેજર અને ૧૯૨૭-૨૮ માં મેનેજર તરીકે કામ કર્યું હતું. ત્યાર પછી, બૅ.ગ્રે પ્રોવીન્શીયલ બૅંકીંગ ઇન્કવાયરી કમિટીના સેક્રેટરી તરીકે અને તે પછી ઇન્ડીઅન સેન્ટ્રલ બૅંકીંગ ઇન્કવાયરી કમિટીના જોઇન્ટ સેક્રેટરી તરીકે કામ કરવાનું તેમને આમંત્રણ આપવામાં આવ્યું હતું. એ કામમાંથી પરવાર્યા પછી,

સને ૧૯૩૧ માં શ્રી મસાની (૧) પર્શીઆ ઇન્ડસ્ટ્રીઅલ એન્ડ ટ્રેનીંગ કંપની, (૨) ધિ ઓરીએન્ટલ ગવર્નમેન્ટ સીક્યુરીટી લાઇફ એશ્યુરન્સ કંપની (૩) ધિ નડીયાદ ઇલેક્ટ્રીક કંપની (૪) ધિ બસીન ઇલેક્ટ્રીક કંપની (૫) ધિ ગ્રાન્ડ હૉટેલ્સ લી. અને ધિ રીઝર્વ બૅંક ઑફ ઇન્ડીઆના ડીરેક્ટરોની બોર્ડમાં જોડાયા હતા. તેઓ વેસ્ટર્ન ઇન્ડીઆ બૉર્ડ ઑફ ધિ રીઝર્વ બૅંકના ઉપપ્રમુખ અને કાઉન્સીલ ઑફ ધિ ઇન્ડીઅન ઇન્સ્ટીટયુટ ઑફ બૅંકર્સના તથા ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરના સભ્ય અને બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની લોકલ એડવાઇઝરી કમિટીના તે સંસ્થા તરફના પ્રતિનિધિની કારકીર્દિ ધરાવે છે.

આ સિવાય પારસી ગર્લ્સ સ્કૂલ્સ એસોસીએશનના સેક્રેટરી તેઓ વીસેક વરસ સુધી હતા. કામા ઓરીએન્ટલ ઇન્સ્ટીયુટના એક સ્થાપક, અને એક સેક્રેટરી તરીકે તે સંસ્થાની જમાવટમાં તેમણે ભાગ લીધો છે. આ શિવાય તેઓ તેના એક ટ્રસ્ટી અને તેની ગવર્નીંગ બૉડીના સભ્ય છે, વળી દામોદર ગોરધનદાસ સુખડવાળા ટ્રસ્ટ ફ્રી રીડીંગ રૂમ અને લાઇબ્રેરીઝના પણ તેઓ એક ટ્રસ્ટી છે. 'ધિ બૉમ્બે પ્રેસીડન્સી એડલ્ટ એજ્યુકેશન એસોસીએશનની સ્થાપના તેમણે યુનીવર્સિટીના પોતાના કેટલાક મિત્રોના સહકારથી કરી હતી. જેના તેઓ પ્રમુખ છે. એ સંસ્થાનો એક હેતુ મફત પુસ્તકાલયો અને વાંચનાલયો ખોલવાનો હોઇને સને ૧૯૩૬ માં ભાયખલ્લાના લત્તામાં 'મોટલીબાઇ વાડીઆ ફ્રી રીડીંગ રૂમ અને લાઇબ્રેરી' તેના તરફથી ખોલવામાં આવી હતી. 'સોસાઇટી ફૉર ધિ પ્રોટેક્શન ઑફ ચીલ્ડ્રન ઇન વેસ્ટર્ન ઇન્ડીઆ'ના પણ તેઓ એક જોડીઆ સ્થાપક હતા, અને તેના સેક્રેટરી તરીકે વરસો સુધી કામ કર્યું હતું,

હાલમાં પણ તેઓ તેના એક આગેવાન છે. ચીલ્ડ્રન્સ એક્ટ સને ૧૯૨૭ માં અસ્તિત્વમાં આવ્યો તેમાં પણ તેમની મહેનત નોંધને પાત્ર હતી. ચીલ્ડ્રન્સ એઇડ સોસાઇટીના પણ તેઓ એક સ્થાપક હતા, અને તેની મેનેજીંગ કમિટીના સભ્ય તેઓ નિમાએલા. બોમ્બે વીજીલન્સ એસોસીએશનના તેઓ ઉપપ્રમુખ અને તેની મેનેજીંગ કમિટીના પ્રમુખ છે. હાલના 'પ્રોસ્ટીટયુશન એક્ટ' ની ઉત્પત્તિમાં પણ તેમનો હિસ્સો છે. સને ૧૯૧૪ ની લડાઇ વખતે શ્રી મસાની 'ફુડ પ્રાઇસ કમિટી' અને 'રેંટ કન્ટ્રોલ કમિટી' ના સભ્ય હતા અને તે વખતની બીજી પણ કેટલીક કમિટીઓમાં તેમણે કામ કર્યું હતું. પ્રોફેશનલ બેગીંગ કમિટી, ૧૯૨૪ ની મીલ હડતાળ વખતે નિમાયેલી બોનસ ઇન્કવાયરી કમિટી, લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ કમિટી અને એમેન્ડમેન્ટ ઓફ ધિ બોમ્બે પ્રોસ્ટીટયુશન એક્ટને લગતો રિપોર્ટ કરવા નિમાયેલી કમિટીમાં તેમણે કામ કર્યું હતું.

ગવર્નર્સ સિંધ રીલીફ ફંડ, ફેમીન રીલીફ ફંડ, લેડી કલાર્ક મેમોરીયલ ફંડ, દાદાભાઇ નવરોજી મેમોરીયલ ફંડ અને વેલફેર ઓફ ઇન્ડીઆ લીગના સેક્રેટરી તરીકે પણ તેમણે કામ કર્યું છે.

ઇન્સ્ટીટયુટ ઓફ બેંકર્સ અને બોમ્બે યુનીવર્સિટીના ફેલો, બોર્ડ ઓફ સ્ટડીઝ ફોર કોમર્સના સીન્ડીક તથા પ્રમુખ છે. મુંબઈની એન્થ્રોપોલોજીકલ સોસાઇટીના પ્રમુખ તેઓ ૧૯૨૯, ૧૯૩૦, ૧૯૩૧, ૧૯૩૨, ૧૯૩૫ અને ૧૯૩૬ એમ છ વરસ સુધી હતા, જે જાતનું માન મેળવનાર તેઓ એકલાજ હતા.

સને ૧૯૩૯ માં તેઓ મુંબઇ યુનીવર્સિટીના વાઇસ ચાન્સેલરના માનવંતા હોદ્દા પર નિમાયા છે.

## સ્વ. શેઠ નરોત્તમ મોરારજી ગોકળદાસ જે. પી.

સિંધીઆ સ્ટીમ નેવીગેશન કંપની લીમીટેડના પહેલા ડાયરેકટર.



**Late Sheth Narottam Morarji Gokuldas.**

One of the founders, The Scindbia Steam Navigation Co. Ltd.

સ્વ. શેઠ નરોત્તમ ન્યાતે ભાટીયા હતા. એમનો જન્મ સને ૧૮૭૭ ના એપ્રીલની બીજી તારીખે પોરબંદર મુકામે થયો હતો.

એમના વડવાઓ મૂળ પોરબંદરના વતની હતા, જ્યાંથી એમના દાદા શેઠ ગોકળદાસ જીવણ સંવત ૧૮૭૪ માં મુંબઇ આવી વસ્યા હતા.

શેઠ નરોત્તમદાસે અંગ્રેજી શિક્ષણ મુંબઈની ન્યુ હાઇસ્કૂલમાં લીધું હતું. તેઓના ખાનગી અંગ્રેજી શિક્ષક મુંબઇના પ્રસિદ્ધ શહેરી સર નારાયણ ગણેશ ચંદાવરકર હતા.

મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી શેઠ નરોત્તમદાસ પોતાના પિતાના મીલ ઉદ્યોગમાં જોડાઇ ગયા હતા, અને એ ઉદ્યોગની ખીલવણી માટે તેમણે ભારે મહેનત કરી હતી. સોલાપુર મીલ અને મોરારજી ગોકળદાસ મીલનાં નામ ઘરગતુ થઇ પડેલાં.

ધંધામાં ધ્યાન આપવાની સાથે જ્ઞાતિની હિલચાલોમાં પણ તેઓ બનતો ભાગ લેતા હતા. નવા ભાટીયા મહાજનના અગ્રેસર હોવા ઉપરાંત બીજી ભાટીયા કોન્ફરન્સની સ્વાગત સમિતિના તેઓ પ્રમુખ નિમાયા હતા. મુંબઇની મીલ ઓવનર્સ એસોસીએશન, ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર અને મ્યુનીસીપાલીટીના પણ તેઓ અગ્રેસર સભ્ય હતા. સને ૧૯૧૨ ની સાલ માટે તેઓ મુંબઈના શેરીફ પણ નિમાયા હતા.

નામદાર સરકાર તરફથી તેમને જે. પી. નો ઈલ્કાબ પણ આપવામાં આવ્યો હતો, અને સર નાઇટનો ઇલ્કાબ પણ તેમને મળવાનો હતો, જેનો તેમણે અસ્વીકાર કર્યાનું કહેવાય છે.

સને ૧૯૧૩ માં તેઓ પહેલી વાર અને સને ૧૯૨૦ માં બીજી વાર વિલાયતની મુસાફરીએ ગયેલા. પહેલી મુસાફરી વખતે

તેમણે એરોપ્લેનની સ્હેલ કરેલી, જેનો ફોટો તે વખતે 'લંડનના ટાઇમ્સ' પત્રમાં પ્રસિદ્ધ થયેલો.

શેઠ **નરોત્તમ**ની કારકીર્દિને કાયમને માટે ઝળકતી રાખે એવું જે કામ તેમણે કરેલું તે 'સિંધિયા સ્ટીમ નેવીગેશન કું. લી.'ની સ્થાપનાનું હતું. સને ૧૯૩૮ માં સિંધિયા કંપનીની સ્થાપનાને વીસ વરસ પુરાં થતાં 'સિંધિયા હાઉસ' અને તેમનું બાવલું ખુલ્લું મુકવાના પ્રસંગે જુદા જુદા રાજા મહારાજાઓ અને સદ્‌ગૃહસ્થોએ એમના વિષે જે ઉદ્‌ગારો કાઢેલા તે ઉપરથી શેઠ નરોત્તમના જીવનની મહત્તાનો ખ્યાલ વાંચનારને આવી શકશે.

તેઓ તા. ૫-૧૧-૧૯૨૯ ના રોજ લગભગ બાવન વરસની ઉંમરે સ્વર્ગવાસી થયા હતા.

**એમના સ્વર્ગવાસ વખતે ગાંધીજીના શબ્દો નીચે મુજબ હતાઃ-**

"શેઠ નરોત્તમ મોરારજીના કરુણ અવસાનથી આપણે એક વ્યાપારી મહાત્વાકાંક્ષા ધરાવતા સ્વદેશાભિમાની વેપારી રાજાને ગુમાવ્યો છે, એક માલીક તરીકે એમણે પોતાની નોકરીમાં માનવતાના અંશો દાખલ કર્યા હતા. એમનું છેલ્લું સાહસ તે સિંધીઆ સ્ટીમ નેવીગેશન કંપની: મહાત્વાકાંક્ષા તેમજ સ્વદેશાભિમાનથી પ્રેરાઇને એમણે આ સાહસ ખેડયું. એમની સખાવતો બહોળી હતી તેમાં આધુનીક જરૂરીઆતોનો પૂરો ખ્યાલ કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે હિંદે આવો સપૂત ગુમાવતાં દેશને ઘણીજ ખોટ પડી છે." 'યંગ ઇન્ડીઆ' તા. ૧૪-૧૧-૨૯.

"કંપનીનાં શરૂઆતના કપરાં વરસો દરમ્યાન સદ્‌ગત શેઠ નરોત્તમ મોરારજીએ બ્રિટીશ વહાણવટાંના મક્કમ વિરોધનો સબળ સામનો કર્યો હતો, અને હિંદી વહાણવટાના વિકાસ માટે પોતાનું સર્વસ્વ ખર્ચી નાંખ્યું હતું." **શ્રી સુભાષચંદ્ર બોઝ.**

"હિંદના વહાણવટાના વિકાસમાં સદ્‌ગત શેઠ નરોત્તમ મોરારજીએ જે ભાગ ભજવ્યો છે તે કોઇ રીતે ભુલાય એવો નથી, અને આખો દેશ તેને દિલસોજીપૂર્વક સંભારશે." **શ્રી. જમશેદ મ્હેતા.**

"વીસ વરસ ઉપર જ્યારે મારા સદ્દગત મિત્ર શેઠ નરોત્તમ મોરારજીએ હિંદી વહાણુવટાની પહેલ કરી ત્યારે તેમના કાર્યમાં અનેક મુશ્કેલીઓ અને સખત વિરોધ નડતો હતો, પણ સદ્દગત એક સાચા દેશભક્ત અને કાબેલ ઉદ્યોગપતિને શોભે એવી નિડરતાથી હિંદના વ્યવહારમાં અતિ ઉપયોગી એવા વહાણુવટાના ધંધાને સફળ બનાવવા તનતોડ ઝગડ્યા અને ભારતવર્ષના આ મોંઘામુલા હક્કને પ્રસ્થાપિત કરવા તેમણે જરાયે પાછી પાની કરી ન હતી. હિંદી વહાણુવટા જેવા અતિ મહત્વના ઉદ્યોગને પુનર્જીવન આપી, તેનો વિકાસ કરવા બદલ તેમનું નામ હિંદના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે."

**જામશ્રી દિગ્વિજયસિંહજી સાહેબ.**

"પોરબંદર સંસ્થાનના લાડીલા પુત્ર તેમજ એક બાહોશ મીલ માલેક શેઠ નરોત્તમ મોરારજીએ કરેલી સેવાઓની કદર રૂપે એમનું બાવલું ખુલ્લું મુકવાના સુખદ્ પ્રસંગે મારી અને પોરબંદરની પ્રજા તરફથી હાર્દિક અભિનંદન આપતાં મને ઘણોજ હર્ષ થાય છે. છેલ્લાં વીસ વરસ દરમ્યાન કંપનીએ હિંદી વહાણુવટાના વિકાસમાં જે પહેલ કરી છે, એટલુંજ નહિ પણ ભારે પ્રગતિ સાધી છે તે માટે મુબારકબાદી આપું છું." **મહારાણા શ્રી સર નટવરસિંહજી સાહેબ.**

"એક ઉદ્યોગપતિ તરીકે સદ્દગત શેઠ નરોત્તમનું નામ હિંદના ઇતિહાસમાં અમર રહેશે. એક મીલ માલેક તરીકેના તેમના મજુરો સાથેના સંબંધમાં પણ તેમણે હરહંમેશ કામ લેવા માટે સહાનુભૂતિ અને માનવતા પોતાના વ્યવહારમાં દાખવ્યાં છે. સદ્દગત્ શ્રી નરોત્તમે સિંધીઆ કંપનીની શરૂઆતમાં જે હિંમત, કુશળતા અને દુરંદેશી ઇત્યાદિ દાખવી, હિંદી વહાણુવટાની ખીલવણીમાં અપૂર્વ ફાળો આપ્યો છે તે માટે ભાવિ જનતા તેમની અહેસાનમંદ રહેશે. તેમના પ્રતિભાશાળી વ્યક્તિત્વે, મિલનસાર સ્વભાવે અને અડગ આશાવાદે તેમના શત્રુઓમાં પણ તેમના માટે હરહંમેશ માન રાખ્યું છે. સિંધીયા કંપનીના શરૂઆતથીજ તેઓ સરનશીન હતા, અને તેમની સાથે બેસવાનું માન મેળવનારા

ડીરેક્ટરોને, કંપનીની પ્રગતિ અને વિકાસમાં તેમણે આપેલી સેવાઓનું પૂરેપૂરૂં ભાન છે. એટલેજ અમને એમ લાગે છે કે સિંધીઆ હાઉસમાં એમનું બાવલું ઉભું કરવું જોઇએ, સદ્‌ગત શેઠ સાહેબનું એ બાવલું સિંધીઆ હાઉસમાં આવનારા સર્વેને તેમના આશાવાદ અને ચીવટાઇથી પ્રેરશે, અને હિંદી વહાણવટાના વિકાસમાં પોતાનો યત્કિંચિત ફાળો આપવા પ્રેરશે." **શ્રી વાલચંદ હીરાચંદ.**

"શેઠ નરોત્તમદાસે જે નવો માર્ગ (હિંદી વહાણવટાનો) ગ્રહણ કર્યો હતો તે વખત જતાં ફતેહમંદ નિવડયો છે, તે આપણે સૌ આજે જોઇએ છીએ. સરદાર શ્રી વલ્લભભાઇ પટેલના શબ્દોમાં કહું તો વિદેશી હિતોએ આ દેશની આર્થિક પ્રવૃત્તિઓને ગુંગળાવી મારી છે, છતાં પણ આજે આ સાહસે વિજય મેળવ્યો છે." **શ્રી ભુલાભાઇ દેશાઇ.**

"કંપની સદાને માટે એ જોવાને આતુર રહી છે કે હિંદુસ્થાનને વાસ્તે તેનો પોતાનોજ વેપારી કાફલો હોવાની જરૂર છે અને એ કાફલા ઉપર અમલદારો તરીકે કે ખલાસીઓ તરીકે હિંદીઓજ હોવા જોઇએ." **લોર્ડ ઇરવીન.**

**સ્વ. નરોત્તમ શેઠના પુત્ર શ્રી શાન્તિકુમાર 'સિંધીઆ સ્ટીમ નેવીગેશન કું લી.' ના એક ડાયરેકટર છે, તેઓ ચુસ્ત મહાસભાવાદી છે, તેમના વિષે સરદાર વલ્લભભાઇ પટેલ કહે છે કે :—**

"સ્વ. શેઠ નરોત્તમદાસના ચી. જેમણે નરોતમદાસનો સ્વદેશાભિમાનનો અને સ્વદેશપ્રેમનો વારસો મેળવેલો છે એણે પણ સિંધીઆ કંપનીની અંદર પોતાનું જીવન શરૂ કર્યું છે, અને કંપનીની સેવાઓમાં પોતાની શકિતઓ ખર્ચી રહ્યા છે, તે માટે આપણે તેમને પણ મુબારકબાદી આપીએ."

## શેઠ મથુરાદાસ વિસનજી. જે. પી.

૧૯૪૦ ની સાલ માટે નિમાયલા મુંબઇના શેરીફ.



**Sheth Mathuradas Vasanji Khimji.** J.P.
Sheriff, ( 1940 ).

શેઠ મથુરાદાસ ન્યાતે ભાટીયા છે. એમનો જન્મ સને ૧૮૮૧ ના એપ્રીલમાં મુંબઇમાં થયો હતો.

તેમણે મુંબઇની એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં કેળવણી લીધી હતી. તેમના પિતાને તેમની જરૂર પડતાં અઢાર વરસની ઉમરે તેમને પોતાના ધંધામાં દાખલ કરી દીધા હતા.

શેઠ મથુરાદાસના પિતા સ્વ. રા. બ. શેઠ વિસનજી ખીમજી જે. પી. એ ધંધાની શરૂઆત નાના પાયા પર કરી હતી, અને પછી તેમનો ધંધો જામી ગયો હતો.

શેઠ મથુરાદાસ ધંધામાં જોડાયા ત્યારે બૉમ્બે કું. લી. અને વૉલેસ ઍન્ડ કું. ની દલાલી તથા મુકાદમીના કામ

ઉપરાંત વિસનજી શેઠે સ્થાપેલી વૉલેસ ફ્લોર મીલની વ્યવસ્થાનું કામ તેમણે કરવાનું હતું.

શેઠ મથુરાદાસના પિતા સને ૧૯૧૨ માં નિવૃત્ત થતાં ધંધાની લગામ શેઠ મથુરાદાસના હાથમાં આવી ત્યારથી આજ સુધી તેઓ સફળતાપૂર્વક પોતાનો ધંધો ચલાવી રહ્યા છે, એટલુંજ નહિ પણ તેમાં અનેકગણો વધારો કર્યો છે.

વૉલેસ ફ્લોર મીલને સને ૧૯૨૩ માં જોઇન્ટ સ્ટૉક કુંપનીમાં ફેરવી નાખવામાં આવી ત્યારથી મથુરાદાસ શેઠ તેના પ્રમુખ છે. એ કંપનીએ ત્યાર પછી મુંબઇની આટાની બધી મોટી મીલો ખરીદી લીધી, એટલે વૉલેસ ફ્લોર મીલ્સ કું. લી. આજે આખા હિંદમાં મોટી અને જાણીતી આટાની મીલ ગણાય છે, અને એ કંપનીનો આટો હિંદુસ્થાન ઉપરાંત આફ્રીકા, ઇરાક, સીઆમ, સ્ટ્રેટ સેટલમેન્ટસ, મલાયા અને સાયપ્રસ આદિ બીજા દેશોમાં પણ નિકાસ થાય છે.

શેઠ મથુરાદાસને પ્રવાસનો ભારે શોખ હોવાથી હિંદુસ્થાનનાં પ્રસિદ્ધ સ્થળો જોવા ઉપરાંત તેમણે ત્રણ વખત યુરોપની અને એક વખત દુનિયાની મુસાફરી કરેલી છે.

સને ૧૯૩૨ ના હિંદુ મુસ્લીમ હુલ્લડ વખતે તેમણે બંને કોમ વચ્ચે સુલેહ શાન્તિ સ્થાપવામાં અગ્ર ભાગ લીધો હતો, અને આફતમાં આવી પડેલાં હજારો હિન્દુ કુટુંબોને બચાવી લઇ, 'હિન્દુ સંરક્ષક મંડળ'ની સ્થાપના કરી હતી. જે મંડળ હજુ પણ એમના પ્રમુખપણા નીચે ચાલુ છે.

મુંબઇના ઇન્ડીયન મરચંટસ ચેમ્બરના સભ્યો વચ્ચે પક્ષાપક્ષી થઇ, ભંગાણ પડવાનો મામલો ઉભો થયો ત્યારે દરેક પક્ષને સંતોષ થાય તેવું સમાધાન તેમણે પોતાની

કાર્યદક્ષતાથી કરાવી આપ્યું હતું. સને ૧૯૩૪ માં તેઓ એ સંસ્થાના પ્રમુખ હતા અને તેના પ્રતિનિધિ તરીકે સને ૧૯૩૫ માં લેજીસ્લેટિવ એસેમ્બલીમાં ચુંટાયા હતા. સને ૧૯૩૮ ની શરૂઆતમાં નાદુરસ્ત તબિયતને લઇને તેમાંથી રાજીનામું આપીને ફારેગ થયા હતા.

બનારસ હિન્દુ યુનીવર્સિટીને એમણે સારી મદદ કરી છે. અંધેરી એજ્યુકેશન સોસાઇટીની સ્થાપનામાં તેમનો ભારે હિસ્સો છે. (૧) શેઠ ગોકળદાસ તેજપાળ ચેરીટીઝ, (૨) શ્રી રામવાડી ફ્રી આઇઝ હોસ્પીટલ. (૩) શ્રી મહાગુજરાત મંડળ, (૪) ઇન્ડીયન એજ્યુકેશનલ સોસાઈટી, (૫) અંધેરી એજ્યુ-કેશનલ સોસાઇટી, (૬) હિન્દુ સંરક્ષક મંડળ, (૭) ભાટીયા મહાજન, (૮) કાઠીઆવાડ ભાટીયા વિદ્યાર્થીભવન (પ્રમુખ), (૯) શેઠ તુલસીદાસ ગોપાળજી ચેરીટીઝ ટ્રસ્ટ ( એક ટ્રસ્ટી ), (૧૦) મુંબઇ પાંજરાપોળ, (૧૧) મુંબઇ ગૌરક્ષક મંડળ, (૧૨) સેન્ટ્રલ હિન્દુ એજ્યુકેશનલ સોસાઇટી, અને (૧૩) ભાટીયા બાલરક્ષક વિદ્યાલય વિગેરેની મેનેજીંગ કમિટીના સભ્ય અને (૧૪) ગ્વાલીયર ઇકોનોમીક બૉર્ડના તેઓ સભ્ય છે. જેની વ્યવસ્થાના કાર્યમાં તેઓ પોતાના કિમતી સમયનો ભોગ આપી રહ્યા છે.

શેઠ મથુરાદાસ નીચેની કંપનીઓમાં ભાગદાર છેઃ—

(૧) મેસર્સ વિસનજી સન્સ એન્ડ કું. (૨) મેસર્સ વિસનજી ખીમજી એન્ડ કું. અને (૩) મેસર્સ મથુરાદાસ વિસનજી એન્ડ કું. અને નીચેની કુંપનીઓમાં તેઓ ડીરેક્ટર છેઃ–

(૧) ધિ એકમી મેન્યુ. કું. લી. (૨) ધિ એરોનોટીકલ ટ્રેનીંગ સેન્ટર ઑફ ઇન્ડીઆ લી. (૩) ધિ બૉમ્બે બર્મા ટ્રેડીંગ કોરપો-રેશન લી. (૪) ધિ બૉમ્બે સાઇકલ એન્ડ મૉટર એજન્સી લી.

(૫) બૉમ્બે ટેલીફોન કું. લી. (૬) ઇસ્ટ ઇન્ડીઆ રબ્બર કોરપોરેશન લી. (૭) ઇમ્પીરીઅલ બૅંક ઑફ ઈન્ડીઆ લી. (૮) ઈન્ડીઅન ગ્લોબ ઇન્શ્યુરન્સ કું. લી. (૯) એસોસીએટેડ સીમેન્ટ કંપનીઝ લી. (૧૦) લક્ષ્મી કૉટન મેન્યુફેકચરીંગ કું. લી. (૧૧) મહારાષ્ટ્ર સુગર મીલ્સ લી. (૧૨) વિશ્નુ કૉટન મીલ્સ લી. (૧૩) વૉલેસ ફ્લોર મીલ્સ કું. લી. (૧૪) ધિ ન્યુ પ્રહલાદ મીલ્સ લી. અને (૧૫) બી. એમ. ડી. એજન્સી લી. આ ઉપરાંત પચીસેક બીજી કંપનીઓમાં પણ તેમનું હિત છે, તે ઉપરથી તેમની ધંધાની પ્રવૃતિનો ખ્યાલ વાંચનારને આવી શકશે.

"સત્ય અને ટેક એમને પ્રાણ સમાન છે, અને એમનો બોલેલો બોલ દેશીઓ તેમજ વિદેશીઓ એક લેખીત દસ્તાવેજ જેવો ગણે છે."

એવા ઉદ્‌ગારો એક જાહેર કાર્યકર્તાએ જાહેર વ્યાસપીઠ પરથી ઉચ્ચાર્યાં હતા, એ ઉપરથી શેઠ મથુરાદાસની કારકીર્દિ કેવી ઉજ્વળ છે તે જાણી શકાશે.



## શ્રીયુત ભુલાભાઇ જીવણજી દેશાઇ

એમ. એ., એલ. એલ. બી., એડવોકેટ ( ઓ. સા. )

એક આગેવાન ધારાશાસ્ત્રી અને એક આગેવાન મહાસભાવાદી.



**Mr. Bhulabhai Jivanji Desai.**

M. A., L. L. B., Advocate ( O. S. )

A Leading Lawyer and A Leading Congressman.

શ્રી ભુલાભાઇ ન્યાતે અનાવિલ બ્રાહ્મણ છે. એમનો જન્મ સને ૧૮૭૭ના અકટોબરની ૧૩ મી તારીખે વલસાડમાં થયો હતો.

એમનાં માબાપને ત્યાં ખેતીવાડી હતી. શ્રી ભુલાભાઇનાં માતુશ્રી હુશિયાર બાઇ હતાં, અને ભુલાભાઇના અમુક ગુણો એમને એમનાં માતુશ્રીનો વારસો છે.

શ્રી ભુલાભાઇની બાલ્યાવસ્થા વલસાડમાં વ્યતીત થયેલી અને તેમણે પ્રાથમિક શિક્ષણ ત્યાંજ લીધેલું. ત્યાર પછી મુંબઇની ન્યુ હાઈસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા અને એલ્ફીસ્ટન કૉલેજમાંથી એમ. એ. ની પરીક્ષા તેમણે પસાર કરી હતી. વિદ્યાર્થી તરીકે તેઓ હુશિયાર હોવાથી કેટલીક સ્કોલરશીપો તેમણે મેળવી હતી.

એમ. એ. થયા પછી તેઓ અમદાવાદની ગુજરાત કૉલેજ માં હીસ્ટરી અને ઇકોનોમીકસના પ્રોફેસર તરીકે જોડાયા હતા, પણ એલ. એલ. બી.ની પરીક્ષા પસાર કર્યા પછી, મુંબઇ આવીને હાઇકોર્ટમાં પ્રેકટીસ શરૂ કરી હતી.

હુશિયારી અને લાયકાતથી ધારાશાસ્ત્રી તરીકે તેમણે ભારે પ્રખ્યાતી મેળવી હતી અને મુંબઇની હાઇકોર્ટના એડવોકેટ જનરલ નિમાયા હતા.

શ્રી ભુલાભાઇએ જાહેર જીવનની શરૂઆત સને ૧૯૧૯ ના અરસામાં હોમરૂલ લીગ દ્વારા કરી હતી. ત્યાર પછી તેમણે બારડોલીના ખેડુતોની વતી બ્રુમફીલ્ડ કમિટી સમક્ષ અને ત્યાર પછી બારડોલી તપાસ સમિતિ સમક્ષ પણ તેમણે જુબાની આપી હતી. અને મહાસભાએ નિમેલી પબ્લીક ડેટ સ્કુનીટી કમિટીમાં પણ કામ કર્યું હતું.

સને ૧૯૩૦–૩૨ ની સત્યાગ્રહની ચળવળમાં આગળ પડતો ભાગ લેવાથી ઇમર્જન્સી પાવર્સ ઓર્ડીનન્સના આધારે તેમની ધરપકડ કરવામાં આવી હતી, અને એક વરસની જેલ તથા દશ હજાર રૂપિઆ દંડની સજા તેમને થઇ હતી. જેલમાં તેમની તબીયત લથડતાં તેઓ જેલમાંથી છુટયા પછી તબીયત સુધારણા માટે વિલાયત ગયા હતા. સને ૧૯૩૩ માં જીનીવા મુકામે મળેલી ઇન્ટરનેશનલ કોંગ્રેસમાં હિંદી મહાસભાના તેઓ પ્રતિનિધિ હતા. સને ૧૯૩૪ માં મહાસભાની પાર્લામેન્ટરી બોર્ડ સ્થાપવામાં તેમણે ભાગ લીધો હતો અને તેના જનરલ સેક્રેટરી નિમાયા હતા. ત્યાર પછી તેઓ ઇન્ડીઅન એસેમ્બ્લીમાં ગુજરાત તરફથી ઝાઝા મતે ચુંટાયા હતા, અને ઓપોઝીશન પાર્ટીના આગેવાન તરીકે ભારે નામના મેળવી હતી.

## શેઠ મફતલાલ ગગલભાઇ.

એક જાણીતા મીલ એજંટ.



**Sheth Mafatlal Gagalbhai.**

A Leading Mill Agent.

**મુંબઇના કાલબાદેવીના રસ્તા પરના એક મકાન પાસે એક ભભકાદાર મોટર કેટલીક વખત આવીને ઉભી રહે છે.**

તેમાં બેઠેલા બે પુરૂષોમાં એક, મુંબઇનો એક શ્રીમંત ગૃહસ્થ છે, અને બીજો પુરૂષ એ મકાનની એક રૂમનો ભાડુત છે. આમ બન્નેની આર્થિક સ્થિતિ વચ્ચે મોટું અંતર હોવા છતાં શ્રીમંત ગૃહસ્થ પેલા ભાઇને વખતોવખત પોતાની મોટરમાં ઘેર મુકવા આવે છે. ફરવા જવાના સ્થળે ઉત્પન્ન થયેલ સંબંધ એ રીતે જાળવે છે અને પોતાની લાયકાત તથા નમ્રતાનો અનુકરણ કરવા યોગ્ય દાખલો શ્રીમંત વર્ગને પૂરો પાડે છે. એ શ્રીમંત ગૃહસ્થનું નામ શેઠ મફતલાલ ગગલભાઇ.

શેઠ મફતલાલ ગગલભાઇ ન્યાતે કડવા પાટીદાર છે. તેમનો જન્મ સને ૧૮૭૩ ના જુનની ૨૨ મી તારીખે (સંવત ૧૯૨૯ ના જેઠ વદ ૧૩) અમદાવાદમાં થયો હતો.

એમના વડિલો મૂળ અમદાવાદના વતની હતા. તેમનો ધંધો કીનખાબના વેપારનો હતો.

શેઠ મફતલાલની બાલ્યાવસ્થા અમદાવાદમાં વીતેલી. સાધારણ ગુજરાતી અભ્યાસ કરીને ચૌદેક વરસની ઉંમરે તેઓ પોતાના પિતાના ધંધામાં જોડાઇ ગયા હતા. એ ધંધો તેમણે ૧૬–૧૭ વરસ સુધી એટલે કે પોતાની ઉંમર ૩૦–૩૧ વરસની થઇ ત્યાં સુધી કર્યો હતો. એમના પિતાની સ્થિતિ સાધારણ હોવાથી મફતલાલ ભાઇને દુકાનનું બધું કામ જાતે કરવું પડતું. અમદાવાદની નજીક ડાકોરમાં દર પુનમે મેળો ભરાય છે તેમાં, મફતલાલભાઇ દર પુનમે કાપડના તાકા લઇને વેચવા માટે જતા હતા.

ત્રીસેક વરસની ઉંમરે મફતલાલભાઇ મીલની નોકરીમાં દાખલ થયા, અને મીલની નોકરી કરતાં તેમને મીલ માલેક બનવાની ઇચ્છા થઇ.

'પુરૂષ પ્રયત્ન અને ઇશ્વર કૃપા' એ ન્યાયે રૂપિયા સવા ત્રણ લાખની મુડીની 'શોરોક મીલ' ના સને ૧૯૦૭ માં તેઓ

એજન્ટ થયા, અને પછી તો ઇશ્વરની કૃપાનો એમના પર વરસાદ વરસ્યો એટલે આજ સુધીમાં તેઓ આઠેક મીલોના એજન્ટ, સ્ટીમ નેવીગેશન કુંપનીના સંચાલક અને એક મહાન ધંધાદારી થઇ શકયા છે.

સને ૧૯૦૭ માં 'શોરોક મીલ' ની એજન્સી લીધા પછી, સને ૧૯૧૩ માં નડીઆદમાં બીજી મીલ ખરીદ કરીને તેનું નામ 'ન્યુ શોરોક મીલ' રાખ્યું. ૧૯૧૪ માં સુરતની 'સુરત કોટન મીલ' ખરીદ કરી. ૧૯૧૬–૧૭ માં મુંબઇમાં 'ઇસ્લામ મીલ' ભાડે રાખી. તે પછી સ્ટાન્ડર્ડ, ચાઇના અને કોહીનૂર મીલોના ખુબ શેરો તેમણે ખરીદ કર્યા, જેને લીધે પહેલી બે મીલો તેમની એજન્સી નીચે આવી. ૧૯૨૯ માં કલકત્તામાં 'ગગલભાઇ જ્યુટ મીલ' તેમની એજન્સી નીચે આવી, સને ૧૯૩૩ માં નવસારી માં 'મફતલાલ ફાઇન સ્પીનીંગ' મીલ નવી ઉભી કરી, અને સને ૧૯૩૬ માં 'ઇન્ડીયન મીલ' તેમની એજન્સી નીચે આવી. આફ્રીકામાં જીનનું બીઝનેસ પણ ચાલે છે, અને 'ફ્લ્ટન શુગર મીલ' માં તેમનો સારો હિસ્સો છે.

મીલ ઉદ્યોગમાં ભારે પ્રગતિ કર્યા પછી મફતલાલ ભાઇએ વહાણવટાંના ધંધા તરફ નજર દોડાવી અને 'રત્નાકર સ્ટીમ નેવીગેશન કંપનીની સને ૧૯૩૭ માં સ્થાપના કરી. એ લાઇનની સ્ટીમર મુંબઇથી પંજીમ સુધી દોડે છે. આ સ્ટીમ નેવીગેશન કુંપનીની સ્થાપના થયા પહેલાં એ લાઇનમાં એકજ કંપનીની સ્ટીમરો ચાલતી હોવાથી નૂરના ભાવ તે કંપની લેતી હતી તેમાં હરીફાઇને લીધે નૂર ભરનારા વેપારીઓને વાર્ષિક દસ લાખ રૂપિયા જેટલો ઘટાડો થયેલો. એકાદ વરસ એ કંપની ચલાવ્યા પછી, મફતલાલભાઇએ એ કંપનીને બીજી કંપની સાથે

જોડી દીધી. શેઠ મફતલાલભાઇ ધંધામાં આબાદ થતા ગયા, અને પૈસો મેળવતા ગયા તેમ તેમ સાથે સખાવત પણ કરતા ગયા. એમની કેટલીક જાણવા જેવી સખાવતો નીચે મુજબ છે.

(૧) શ્રી જમનાબાઇ સરસ્વતી મંદિર અમદાવાદ. આ સંસ્થા તેમનાં માતુશ્રીના નામની યાદગીરી માટે અમદાવાદની કડવાપોળમાં સ્થાપવામાં આવી છે. તેમાં કન્યાઓ ગુજરાતી ઉપરાંત અંગ્રેજી ચાર ચોપડી સુધીનો અભ્યાસ કરી શકે છે, અને ધીમે ધીમે સાત ચોપડી સુધીનો અભ્યાસ કરી શકે એવી ગોઠવણ થવાની છે. અભ્યાસ કરવા આવનાર કન્યાઓ પાસેથી ફી લેવામાં આવતી નથી. આ સંસ્થામાં વિદ્યાવિભાગ અને કળા વિભાગ એવા બે વિભાગો છે. જેમાં વિદ્યા વિભાગનું વર્ણન ઉપર આવી ગયું. કળા વિભાગની ગોઠવણ એવી છે કે મોટી ઉંમરના બૈરાંઓ બપોરના એકથી પાંચ સુધી ત્યાં આવે અને શિવણ, ગુંથણ, ભરત વિગેરે કામ શીખે. સામાન્ય રીતે સ્ત્રીઓનો એ સમય નવરાશનો હોય છે, અને નવરાશના સમયમાં જો કામ ન હોય તો બીન કેળવાયેલી બ્હેનો કુથલી કરવામાં સમય ગાળે છે. આ સંસ્થામાં જનાર બ્હેનો પોતાના સમયનો સારો ઉપયોગ કરી શકે છે, અને કંઇક કમાતાં પણ શિખે છે. આ સંસ્થાને મકાન મફતલાલ ભાઇએ આપેલ છે, અને તેના બીજાં ખર્ચ માટે ટ્રસ્ટ કરેલ છે. (૨) ગગલભાઇ હૉલ–મીરજ. (૩) મફતલાલ ગગલભાઈ સાર્વજનિક હાઇસ્કૂલનું મકાન–કલ્લોલ. (૪) મફતલાલ ગગલભાઇ હાઇસ્કૂલનું મકાન–દેવગઢ (રત્નાગીરી) (૫) લેકચર હૉલ–કાશી. (૬) પ્રાણસુખલાલ મફતલાલ હિંદુ સ્વીમીંગ બાથ રૂમ–મુંબઇ. રૂા. એક લાખ. આ શિવાય બીજી પરચુરણ ઘણી સખાવતો છે.

પ્રવાસ અને ધંધાની દ્રષ્ટિએ શેઠ મફતલાલભાઇએ સને ૧૯૨૧, ૧૯૨૫, ૧૯૩૧ અને ૧૯૩૪ એમ ચાર વખત આખા યુરોપનો પ્રવાસ કર્યો છે. હિંદુસ્થાનનો પ્રવાસ પણ તેમણે કરેલો છે.

એક ગરીબ અને લગભગ અભણ (ગુજરાતી ચારેક ચોપડી ભણેલ) માણસ આવો મોટો ઉદ્યોગપતિ અને આટલો બધો ધનવાન થાય એ ઇશ્વરની એક લીલાજ ગણાય.

શેઠ મફતલાલભાઇને ત્રણ પુત્રો હતા. જેમાંના સહુથી મોટા અને કાર્યકુશળ પુત્ર પ્રાણસુખલાલ સને ૧૯૩૮ માં ૪૧ વરસની જુવાન ઉમરે ખૂબ સુવાસ અને યશસ્વી કારકીર્દિ મુકીને સ્વર્ગવાસી થયા છે. બીજા પુત્ર નવીનચંદ્રભાઈની ઉમર ૩૩ વરસની અને ત્રીજા પુત્ર ભગુભાઇની ઉમર ૩૧ વરસની છે. શ્રી નવીનચંદ્રભાઈ અને શ્રી ભગુભાઇએ પિતાના ધંધાનો લગભગ તમામ બોજો ઉપાડી લીધો છે, અને તેઓની કારકીર્દિ પણ તેમના પિતા તથા વડિલ ભાઇ જેવી ઝળકતી નિવડવાનો સંભવ છે.

ધંધામાં થયેલી પોતાની પ્રગતિ અને પોતાને થયેલી ધનપ્રાપ્તિ એ ઇશ્વરઈચ્છા અને ઇશ્વરકૃપાનું ફળ છે એમ શ્રી મફતલાલભાઇ માને છે.

કેટલાંક વરસો થયાં શ્રી મફતલાલભાઇએ (પુત્રોએ ધંધો સંભળી લીધેલો હોવાથી) ધંધાની ઉપાધિ ઓછી કરી નાખી છે અને બની શકે તેટલી નિવૃત્તિ સ્વીકારી લીધી છે.

શ્રી મફતલાલભાઇનો સ્વભાવ શાન્ત અને નિરાભિમાની છે. એમનો દેખાવ સૌમ્ય અને પ્રભાવશાળી છે. એમનું જીવન ઓછું ભણેલા અને ગરીબ માણસો માટે દીવાદાંડી રૂપ છે.

## શેઠ ભવાનજી અર્જુન ખીમજી. એમ. એલ. એ.

રૂના જાણીતા વેપારી અને જાણીતા મહાસભાવાદી.



## Sheth Bhavanji Arjun Khimji.

A Leading Cotton Merchant and A Leading Congressman.

શ્રીયુત ભવાનજીભાઇ ન્યાતે કચ્છી દશા ઓશવાલ (જૈન) છે. એમનો જન્મ સને ૧૯૦૨ માં જુલાઇની ૭ મી તારીખે ખામગામ મુકામે થયો હતો.

અભ્યાસ કર્યા પછી તેઓ પોતાના પિતાના નામથી ચાલતી અર્જુન ખીમજીની પેઢીમાં જોડાઇ ગયા હતા. એ પેઢીના ભાગદારોમાં આજે એમનો દરજ્જો આગળ પડતો છે.

શ્રી ભવાનજીભાઇ મુંબઇની નીચેની આગેવાન સંસ્થાઓની સાથે જોડાયેલા છે.

(૧) બૉમ્બે કૉટન મરચન્ટસ એન્ડ મુકાદમ એસોસીએશન લી. ના પ્રમુખ (૨) ઇસ્ટ ઇન્ડીઆ કૉટન એસોસીએશન લી. (જેના પ્રતિનિધિ તરીકે સને ૧૯૩૭ માં મુંબઇની ધારા-

સભામાં તેમને મોકલવામાં આવેલા). (૩) બૉમ્બે લેજીસ્લેટિવ એસેમ્બલી તરફથી નિમાયેલી જી. આઇ. પી. રેલ્વે લોકલ એડવાઇઝરી કમિટીના સભ્ય. (૪) ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરની મેનેજીંગ કમિટીના વરસો સુધી સભ્ય (ચેમ્બરના પ્રતિનિધિ તરીકે મુંબઇ મ્યુનિસિપાલીટીના સભ્ય છે). (૫) બૉમ્બે પ્રોવીનીશીયલ કોંગ્રેસ કમિટીના સભ્ય તથા ખજાનચી (૬) અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય. (૭) બૉમ્બે પોર્ટ ટ્રસ્ટના ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર તરફથી બે વખત પ્રતિનિધિ. (૭) મુંબઇ ઇલાકાની હરિજન સમિતિના સભ્ય અને કેટલીક ધર્માદા સંસ્થાઓના ટ્રસ્ટી.

શ્રી ભવાનજીભાઇ આગેવાન મહાસભાવાદી હોવાથી સને ૧૯૩૦–૩૨ ની સત્યાગ્રહની લડતમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. અંગ્રેજી પેઢીઓનો બહિષ્કાર કરનારા રૂના વેપારીઓમાં તેઓ આગળ પડતા હતા. એમની એ ચળવળને લીધે મુંબઇ સરકાર તરફથી બીજા ત્રણ વેપારીઓની સાથે તેમની પણ ધરપકડ કરવામાં આવી હતી. જેના પરિણામે મુંબઇના રૂબજારમાં હડતાળ પડતાં, પકડેલા ચારે વેપારીઓને સરકારે છોડી મૂકયા હતા.

સને ૧૯૩૮ માં 'કલ્લોલ તાલુકા રાજકિય પરિષદ'ની ત્રીજી બેઠકના તેઓ પ્રમુખ ચુંટાયેલા હતા.

શ્રી ભવાનજીભાઇ ચુસ્ત મહાસભાવાદી, લાગવગવાળા વેપારી અને પ્રખ્યાત શહેરી છે. સાડત્રીસ વરસ જેટલી ન્હાની ઉંમરે તેમણે મેળવેલ દરજ્જો તેમને માટે માન ઉત્પન્ન કરાવે તેવો છે.



# શેઠ કેકોબાદ કાવસજી દીનશાહ એડનવાલા.

જે. પી., ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



**Sheth Kekobad Kavasji Dinshah Adenwala.**

J. P., Honourary Presidency Magistrate.

A Leading Merchant.

શેઠ કેકોબાદ ન્યાતે પારસી છે, એમનો જન્મ સને ૧૮૬૬ના એપ્રીલની ૨૧ મી તારીખે એડનમાં થયો હતો.

મુંબઇની ફ્રોર્ટ હાઈસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા પસાર કરીને તેઓ એલ્ફીસ્ટન કૉલેજમાં વધુ અભ્યાસ માટે દાખલ થયા હતા.

એમના પિતા સ્વ. શેઠ કાવસજી દીનશાહ એડનવાળા એક પ્રખ્યાત વેપારી હતા, અને સરકાર તરફથી તેમને સી. આઇ. ઇ. નો ઇલ્કાબ મળ્યો હતો.

શેઠ કેકોબાદ સને ૧૮૯૦ માં પોતાના પિતાના ધંધામાં જોડાઇ ગયા હતા. એમના પિતા બહેસ્તનશીન થયા પછી એ પેઢી (કાવસજી દીનશાહ એન્ડ બ્રધર્સ) ના તેઓ એક ભાગદાર થયા હતા, અને એ પેઢીની કેટલીક શાખાઓનો વહીવટ તેમણે સંભાળ્યો હતો. એ પેઢીની શાખાઓ મુંબઇ, એડન, હોદૈદા, બારબારા, જીબુટી, ઝાંઝીબાર, સોમાલી કિનારો અને એનાતરમાં છે. એ પેઢી હિંદુસ્તાન અને આફ્રીકા ઉપરાંત યુરોપ અને અમેરીકામાં પણ પ્રખ્યાત છે, અને તેનો વિસ્તાર તથા સદ્ધરતા મગરૂબી ઉપજાવે તેવાં છે. એ પેઢી મુંબઇ, અરેબીયા અને આફ્રીકાનાં બંદરોને જોડનારી કડી જેવી છે.

અરેબીયા અને આફ્રીકાનાં બંદરોમાં હિંદી માલનો નિકાશ કરનારી પેઢીઓમાં આ પેઢી ઘણી જુની અને આગળ પડતી છે.

આ પેઢીના મુખ્ય સંચાલક સર હોરમસજી એડનવાળા ઝાઝે ભાગે હિંદની બહાર વસતા હોવાથી અને હવે તો તેઓ બહેસ્તનશીન થવાથી મુંબઇની શાખાના વહીવટનો બોજો ઝાઝા ભાગે શેઠ કેકોબાદ ઉપર રહે છે.

શેઠ કેકોબાદની ઉપરની વેપારી પેઢીને અંગેની કારકીર્દિ ઉપરાંત તેમની બીજી કારકીર્દિ પણ નોંધવા જેવી છે.

(૧) એડનના પોર્ટ ટ્રસ્ટના તેઓ કેટલોક વખત સુધી ટ્રસ્ટી હતા. (૨) મુંબઈની પારસી મેટ્રીમોનીયલ કોર્ટના તેઓ ડેલીગેટ છે. (૩) આઇ. એમ. એમ. ટી. એસ. ડફરીનની ગવર્નીંગ બૉડીના તથા (૪) હિંદ અને એડનની લાઇટ હાઉસીસની એડવાઇઝરી કમિટીના તેઓ મેમ્બર છે. (૫) કેટલીક ધર્માદા સંસ્થાઓના ટ્રસ્ટી અને ટ્રેઝરર છે. (૬) મુંબઇ ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરની કમિટીના મેમ્બર હતા. (૭) ઇન્ડીયન સેઈલર્સ હોમની કમિટીના મેમ્બર છે. (૮) ઈંગ્લાંડનાં યુનાઇટેડ ગ્રાન્ડ લૉજના તેઓ ક્રીમેશન ઑફીસર છે.

નામદાર સરકાર તરફથી તેમને જે. પી. નો ઇલકાબ, ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટનો હોદ્દો અને પંચમ જયોર્જ કોરોનેશન જયુબિલી મેડલ તથા છઠ્ઠા જયોર્જ કોરોનેશન મેડલ આપવામાં આવેલ છે.

શેઠ કેકોબાદનું લગ્ન સને ૧૮૯૨ ના જાન્યુઆરીની આઠમી તારીખે ચીનના પ્રખ્યાત વેપારી સ્વ. શેઠ હોરમસજી એદલજી દાવરનાં પુત્રી શ્રીમતી ખુરશેદબાઇ સાથે થયું હતું, જેમનાથી એમને ત્રણ પુત્રીઓ છે. મોટાં પુત્રીનું નામ મહેરબાઇ, બીજાં પુત્રીનું નામ જરબાઇ અને ત્રીજાં પુત્રીનું નામ શેહરાં છે.



## દીવાન બહાદુર શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

એમ. એ., એલ. એલ. બી., જે. પી.

મુંબઇની સ્મૉલ કૉઝીઝ કોર્ટના પહેલા ગુજરાતી ચીફ જડ્જ,
અને જાણીતા ગુજરાતી સાક્ષર.



**D. B. Krishanlal Mohanlal Zaveri.**

M. A., LL. B., J. P.

First Gujarati Chief Judge, Small Causes Court, Bombay,
and a Leading Scholar.

## શેઠ વાલચંદ હીરાચંદ.

જાણીતા ઉદ્યોગપતિ.



**Sheth Valchand Hirachand.**

A Welknown Industrialist.

## સ્વ. શેઠ વસનજી મનજી નરસી, જે. પી.



Late Sheth Vasanji Manji Narsi, J. P.

સ્વ. શેઠ વસનજીભાઇ ન્યાતે ભાટીયા હતા, એમનો જન્મ સંવત ૧૯૦૫ માં પોરબંદરમાં થયો હતો.

તેઓ 'ન્યુ કયસરે હિંદ સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સ કંપની લીમીટેડ'ના સ્થાપક તથા તેની એજન્સીના કમીશનમાં ભાગદાર હતા. એમના પિતામહ સ્વ. શેઠ નરશી મેઘજીના પુન્યાર્થે

પોરબંદરમાં ધર્મશાળા બાંધવામાં આવી છે, અને રાંધેલ અનાજનું સદાવૃત્ત અપાય છે. એમના પિતા સ્વ. શેઠ મનજી નરસીના પુન્યાર્થે પણ આરંભડા ગામમાં (દ્વારકાંથી બેટ જતાં રસ્તામાં) ધર્મશાળા બાંધવામાં આવી છે, તથા સદાવૃત્ત અપાય છે. તેમણે પોતાની હૈયાતીમાં ડાકોરમાં પોતાના નામથી ધર્મશાળા બંધાવેલ છે. તેમના સ્વ. પુત્ર શેઠ જગજીવન વસનજીના નામની સંસ્કૃત પાઠશાળા સ્થાપી છે, જેમાં વ્યાકરણ, ન્યાય, સાહિત્ય તથા જ્યોતિષનું શિક્ષણ અપાય છે, તેમાં પચાસ બ્રાહ્મણ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. તેમના પુત્ર શેઠ મોરારજી વસનજી જે. પી. તરફથી જામખંભાળીયામાં શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર બંધાવવામાં આવ્યું છે. તેમના પુત્ર શેઠ કાનજી વસનજીના નામનું સેનેટોરીયમ લાનોલી ખાતે બંધાવવામાં આવ્યું છે, જેનો લાભ બાર કુટુંબો લઇ શકે છે. તેમના પુત્ર શેઠ મુળરાજ વસનજીના નામનું સેનેટોરીયમ માથેરાન ખાતે બાંધવામાં આવ્યું છે, જેમાં આઠ કુટુંબો રહી શકે તેટલી સગવડ છે.

સ્વ. શેઠ વસનજીભાઇના પુન્યાર્થે બનારસ હિન્દુ યુનીવર્સિટીના સંચાલક માનનીય પંડિત મદનમોહન માલવીયાજીને રૂપિયા પચાસ હજાર તેમના નામનું બિલ્ડીંગ બાંધવા માટે આપવામાં આવ્યા છે, અને ધિ ન્યુ કયસરે હિંદ મીલમાં 'શેઠ વસનજી મનજી ક્રોચીસ મેમોરીયલ હૉલ' બાંધવામાં આવ્યો છે, જેમાં મીલમાં કામ કરતી સ્ત્રીઓનાં બચ્ચાંઓના પારણાં રાખવામાં આવે છે. સ્વ. શેઠ વસનજીભાઇ સંવત ૧૯૬૨ માં ૫૭ વરસની ઉંમરે સ્વર્ગવાસી થયા હતા. તેમનો વહીવટ તેમના પુત્રો શેઠ પ્રાણજીવનદાસ, શેઠ જમનાદાસ જે. પી., શેઠ જયરાજ તથા પૌત્ર શેઠ કેશવજી મોરારજી સંભાળે છે.

## શેઠ હરિદાસ માધવદાસ અમરશી.

જાણીતા રૂના વેપારી.



**Sheth Haridas Madhavdas Amarsi.**

A Leading Cotton Merchant.

શ્રીયુત હરિદાસભાઈ ન્યાતે વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૪૧ના અષાડ વદ ૩૦)ના રોજ દેલવાડા મુકામે થયો હતો.

તેમણે અભ્યાસની શરૂઆત દેલવાડામાં કરી હતી, અને પછી મુંબઈની એલ્ફીન્સ્ટન હાઈ સ્કૂલમાંથી સને ૧૯૦૩ માં

મેટ્રિકની પરીક્ષા પસાર કરીને વધુ અભ્યાસ માટે તેઓ સેંટ ઝેવીયર્સ કૉલેજમાં જોડાયા હતા.

શ્રીયુત હરિદાસભાઇના પિતામહ ૧૬ વરસની ઉંમરે મુંબઇ આવ્યા હતા, અને રૂનો ધંધો તેમણે જમાવ્યો હતો. એમની પછી એમના પુત્ર શ્રી માધવદાસભાઇએ એ ધંધાને વધુ ખીલવ્યો હતો. તેઓ પોતાની પાછળ શ્રી. હરિદાસભાઇ, શ્રી મનમોહનદાસભાઈ અને શ્રી નંદલાલભાઇ નામના ત્રણ પુત્રો મુકીને સંવત ૧૯૭૯ માં સ્વર્ગવાસી થયા હતા.

શ્રી હરિદાસભાઇ અઢાર વરસની ઉંમરે પોતાના વડિલની પેઢીમાં ધંધામાં જોડાઇ ગયા હતા. રૂના વેપારીઓની મુંબઇની સંસ્થા 'ઇસ્ટ ઇન્ડીઆ કૉટન એસોશીએશન' ની સ્થાપના અને ખીલવણીમાં શ્રીયુત હરિદાસભાઇનો ફાળો નોંધને પાત્ર છે, અને તેઓ તે સંસ્થાના એક સ્થાપક અને ડીરેકટર હોવા ઉપરાંત તેની સ્થાપનાથી (પંદર પરસથી) વાઇસ પ્રેસીડન્ટ છે.

શ્રીયુત હરિદાસભાઇ મુંબઇ યાર્ન એક્ષચેંજ લી. ના પ્રમુખ અને ડીરેક્ટર છે, સેન્ટ્રલ બૅંક ઑફ ઇન્ડીઆ લી., હાઇડ્રો ઇલેકટ્રીક કંપની લી., મહારાષ્ટ્ર સુગર કું. લી., ભારત મીલ્સ લી. અને મધુસૂદન મીલ્સ લી. ના ડીરેકટર છે. મધુસૂદન મીલ્સ લી. ના તેઓ ભાગદાર પણ છે.

શ્રીયુત હરિદાસભાઇ 'ચલણ' ના વિષયો પર વર્તમાન પત્રોમાં લેખો પણ લખે છે.

અંધેરી મુકામે પોતાના પિતાની યાદગીરી અર્થે 'માધવદાસ અમરશી હાઇસ્કૂલ' સ્થાપવા માટે તેમણે પોતાના ભાઇઓ સાથે મળીને ૧,૨૦,૦૦૦ રૂપિયાની બાદશાહી રકમ આપેલી છે. સને ૧૯૩૬ માં એ હાઇસ્કૂલ ખુલ્લી મુકવામાં આવી હતી. તેમાં સ્વ. શેઠ માધવદાસ અમરશીનું બસ્ટ પણ મુકવામાં આવ્યું છે.

## શેઠ કે. આર. પી. શ્રોફ, જે. પી.

બોમ્બે સ્ટોક એક્ષચેંજ અને નેટિવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશનના પ્રમુખ.

## શેઠ રાજેન્દ્ર સોમનારાયણ દલાલ.

બોમ્બે સ્ટોક એક્ષચેંજ અને નેટિવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશનના ઉપપ્રમુખ.



**Sheth K. R. P. Shroff.** President, Share Bazar.

**Sheth Rajendra S. Dalal.** Vice President, Share Bazar

શ્રી કેખશરૂ રતનજી શ્રોફ ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૭૮ ના જુલાઇની ૨૮ મી તારીખે મુંબઇમાં થયો હતો.

તેમણે મુંબઇની 'ભરડા ન્યુ હાઇસ્કૂલ' માં અભ્યાસ કર્યો હતો.

બાવીસ વરસની ઉંમરે તેમણે ધંધાની શરૂઆત શિક્ષક તરીકે કરી હતી, અને મેટ્રિક તથા પ્રિવિયસના વિદ્યાર્થીઓને ગણિત તથા સાયન્સ તેઓ ભણાવતા હતા.

સને ૧૯૦૩ માં શિક્ષકનો ધંધો બંધ કરીને તેમણે સને ૧૮૯૦ માં પોતાના પિતાએ ચાલુ કરેલ શેરનો ધંધો શરૂ કર્યો હતો, અને પોતાના ભાઇના સહકારથી તે ધંધાની ખીલવણી કરી હતી.

સને ૧૯૨૦ માં તેઓ શેર બજારના ડીરેક્ટર નિમાયા હતા, સને ૧૯૨૧-૨૨ માં તેઓ તેના ઑનરરી સેક્રેટરી અને ખજાનચી નિમાયા હતા, અને સને ૧૯૨૩ માં તેઓ તેના પ્રમુખ નિમાયા હતા, જે હોદ્દો તેઓ હજુ સુધી ભોગવે છે. સને ૧૯૨૪ માં તેઓ તેના એક ટ્રસ્ટી નિમાયા હતા.

બૉમ્બે શેર હોલ્ડર્સ એસોસીએશન સને ૧૯૨૯ માં સ્થપાયું ત્યારથી તેઓ તેના ઉપપ્રમુખ છે, અને ઝોરાસ્ટ્રીઅન કોઓપરેટિવ ક્રેડીટ બૅંક ઑફ ઇન્ડીઆ લી. તથા બૉમ્બે સેન્ટ્રલ કોઓપરેટિવ લેન્ડ માર્ગેજ બૅંક લી. ના તેઓ ડીરેક્ટર છે.

સને ૧૯૨૭ માં નામદાર સરકારે તેમને જે. પી. નો ઇલ્કાબ આપ્યો હતો, અને સ્વ. શહેનશાહ પંચમ જ્યોર્જના રાજ્યારોહણના રજત મહોત્સવ વખતે તેમને રજત મહોત્સવનો રજત ચંદ્રક આપવામાં આવ્યો હતો.

મુંબઈના શેર બજારના પ્રમુખનો માનવંત હોદ્દો તેઓ પંદર વરસ થયાં ભોગવે છે એ હકીકત એમની લાયકાત અને કાબેલીયત બતાવે છે.

## શ્રી રાજેન્દ્ર સોમનારાયણ દલાલ બી. એ.

વાઇસ પ્રેસીડન્ટ, બોમ્બે સ્ટોક એક્ષચેંજ એન્ડ નેટિવ
શેર બ્રોકર્સ એસોસીએશન.

શ્રી રાજેન્દ્ર દલાલ ન્યાતે વડનગરા નાગર છે. એમનો જન્મ સને ૧૮૮૨ ના જાન્યુઆરીની ૧૨ મી તારીખે સુરતમાં થયો હતો. એમણે અભ્યાસ વડોદરામાં કર્યો હતો અને બી. એ. ની પરીક્ષા સને ૧૯૦૨ માં બીજા વર્ગ માનમાં સાથે પસાર કરી હતી.

શ્રી રાજેન્દ્રભાઇની ઉંમર સાત વરસની હતી ત્યારે તેમના પિતાશ્રી ગુજરી જવાથી, તેમના અભ્યાસનો બોજો તેમનાં માતુશ્રી વિજયાગૌરી (ડૉ. બટુકરામ મ્હેતાનાં બ્હેન) ઉપર આવી પડયો હતો. સને ૧૮૭૫–૮૦ ના અરસામાં જ્યારે પુરૂષોમાં પણ અંગ્રેજી કેળવણીનો પુરો પ્રચાર નહોતો એ વખતે તેમણે ઘર આગળ અંગ્રેજીનો અભ્યાસ કર્યો હતો, અને 'ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ' તથા 'બોમ્બે ગેઝેટ' જેવાં અંગ્રેજી પત્રો વાંચતાં હતાં.

શ્રી રાજેન્દ્રભાઇએ ધંધાની શરૂઆત પ્રેમચંદ રાયચંદની કંપનીમાં કરી હતી, જ્યાં એક વરસ કામ કર્યા પછી સરકારી સેક્રેટરીએટમાં દાખલ થયા હતા, અને પછી ત્યાંથી રાજીનામું આપીને નડીઆદ અને ભરૂચની સરકારી સ્કૂલોમાં સહેજે અઢી વર્ષ સુધી નોકરી કર્યા પછી રાજીનામું આપ્યું હતું. તે પછી સ્પીસી બેંકમાં દાખલ થયા હતા. તે પછી નોકરી પણ મુકીને સને ૧૯૦૮ માં તેમણે શેરદલાલ તરીકે ધંધો શરૂ કર્યો હતો. તેઓ શેરબજારના સેક્રેટરી હતા અને છેલ્લાં ચૌદ વરસ થયાં શેરદલાલ એસોસીએશનના

ડીરેક્ટર અને ઉપપ્રમુખ તરીકે અને સને ૧૯૩૮ થી શેર બજારના એક ટ્રસ્ટી તરીકે કામ કરે છે.

નવા શેરબજારના મકાનમાં નવ ગૃહોની સ્થાપનાની વિધિ હિન્દુ રિવાજ પ્રમાણે, આરસનાં પગથીયાં ચડીને, શ્રી રાજેન્દ્ર ભાઇ અને તેમનાં ધર્મપત્ની સૌ. સુકીર્તિએ કરેલી, ત્યારે સૌ. સુકીર્તિએ મજાકમાં શ્રી રાજેન્દ્રભાઇને કહેલું કે "હું ઘર છું, ઘરનો આત્મા છું, અને તેથી પહેલાં હું દાખલ થઇશ, તમારે મારી પાછળ આવવાનું છે."

શ્રી રાજેન્દ્રભાઇ વડનગરા નાગર મંડળના પ્રમુખ હતા, અને સને ૧૯૨૭ માં સુરતમાં મળેલ ગુજરાત પ્રાંતિય વૈદ્ય સંમેલનની સ્વાગત સમિતિના પ્રમુખ હતા. શિવાય, ગુજરાત ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટ લી., ગુજરાત સેફ ડીપોઝીટ લી. અને સુરત સીટી પ્રેસ લી. ના ડીરેક્ટર છે.

તેમનાં લગ્ન સને ૧૯૦૨ માં સુરતના જાણીતા શહેરી શ્રી કૃષ્ણશંકર લાલશંકરનાં પુત્રી સૌ. સુકીર્તિ સાથે થયેલાં છે, જેનાથી તેમને પાંચ સંતાનો–એક દિકરી અને ચાર દિકરા- છે. પુત્રોનાં નામ શ્રી કર્દમ બી. એસસી., ભરત, સનત અને વિરંચીકુમાર છે. શ્રી કર્દમભાઇએ સંસ્કૃત ભાષા પ્રત્યેના પોતાના પ્રેમને લઇને 'કલકત્તા સંસ્કૃત એસોસીએશન, પુના' ની કાવ્યની પરીક્ષા સને ૧૯૩૭ અને સને ૧૯૩૮ માં આપી હતી, અને પ્રથમા તથા મધ્યમામાં પહેલા વર્ગમાં પાસ થયા હતા.

શ્રી રાજેન્દ્રભાઇ સાહિત્યકાર પણ છે, અને (૧) પુનરોદ્ધાર, (૨) વિપિન, (૩) મોગલ સંધ્યા તથા પુનરોદ્ધાર (જે ઐતિહાસિક નાટક છે તે) નું 'વિકટરી' નામ રાખી અંગ્રેજી રૂપાંતર તેમણે રચીને પ્રસિદ્ધ કરેલ છે.

## શેઠ પ્રાણુલાલ દેવકરણ નાનજી, જે. પી.

એક આગેવાન બેંકર.



**Sheth Pranlal Devakaran Nanji.** J. P.

A Leading Businessman.

શેઠ પ્રાણુલાલભાઇ ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ તા. ૧૯–૬–૧૮૯૪ ના રોજ મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મૂળ પોરબંદરના વતની હતા, જ્યાંથી એમના પિતાશ્રી દેવકરણ નાનજી સને ૧૮૭૦ ની આસપાસ

મુંબઇમાં આવીને વસ્યા હતા. તેઓ સંસ્કૃત ભાષાના ચાહક હતા, અને ધર્મપુસ્તકો વાંચવાની ટેવવાળા હતા.

શેઠ પ્રાણુલાલભાઇએ ગુજરાતી અભ્યાસ ઘર આગળ કર્યો હતો, અને એમના પિતા જે સંસ્કૃત શ્લોકો વાંચતા તેનો પણ પરિચય કર્યો હતો. નવેક વરસની ઉમરે અંગ્રેજી અભ્યાસ માટે તેઓ એસ્પ્લેનેડ હાઇસ્કૂલમાં દાખલ થયા હતા જ્યાં સોળ વરસની ઉમરે—સને ૧૯૧૦ માં—મૅટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી સેંટ ઝેવીયર્સ કૉલેજમાં દાખલ થઇને પ્રીવીયસ સુધી અભ્યાસ કર્યો હતો. અભ્યાસનાં બધાં વરસોમાં તેમની પરીક્ષાઓનું પરિણામ સારૂં આવતું હતું, જેને લઇને તેમને ૩૦-૪૦ જેટલાં પુસ્તકો ઇનામમાં મળ્યાં હતાં.

કૉલેજ છોડીને અઢાર વરસની ઉંમરે શેઠ પ્રાણુલાલભાઈ પોતાના પિતાની પેઢીમાં જોડાઈ ગયા હતા.

સને ૧૯૨૨ માં શેઠ દેવકરણ નાનજી સ્વર્ગવાસી થયા ત્યાર પહેલાં તેમના મોટા પુત્ર શ્રી ચુનીલાલભાઇ અને નાના પુત્ર શ્રી પ્રાણુલાલભાઇ ધંધામાં જોડાઇ ગયા હતા, અને પિતાના હાથ નીચે તેમણે થોડો સમય તાલીમ મેળવી હતી. પિતાના સ્વર્ગવાસ પછી ત્રીજા ભાઇ સ્વ. મનુભાઇ પણ પ્રીવીયસ સુધી અભ્યાસ કરીને ધંધામાં જોડાઇ ગયા હતા. શ્રી મનુભાઈ બાહોશ હોવાથી ધંધાનો ઘણો બોજો તેમણે ઉપાડી લીધો હતો, પરંતુ ૩૨ વરસની ન્હાની ઉંમરે સને ૧૯૩૬ માં તેઓ સ્વર્ગવાસી થઇ ગયા હતા. એમના સ્વર્ગવાસથી શેઠ દેવકરણ નાનજીની પેઢીને અને કુટુંબને ભારે ખોટ પડી છે.

શ્રી પ્રાણુલાલભાઇના મોટાભાઇ શ્રી ચુનીલાલ ધાર્મિક વૃત્તિવાળા હોઇને પોતાના પિતાશ્રીની માફક શાસ્ત્રીઓ તથા

પંડિતોનો સત્સંગ રાખે છે અને તેમના પિતાશ્રીની ધર્માદા સંસ્થાઓ તથા કોટની સંસ્કૃત પાઠશાળાની વ્યવસ્થા તરફ ધ્યાન રાખે છે. મેસર્સ દેવકરણ નાનજીની પેઢી, ગવર્નમેન્ટ સીક્યુરીટીઝ, શેર, સ્ટૉક, રૂ, ચાંદી, ઘઉં, અળસી અને સુરની દલાલીનો ધંધો કરે છે, અને એમાંની અમુક વસ્તુઓનો વેપાર પણ કરે છે. ઉપરાંત 'દેવકરણ નાનજી બૅંક'ની પણ તેમણે સ્થાપના કરેલી છે, જેની શાખાઓ ઠાકોરદ્વાર તથા લેમીંગ્ટન રોડ પર પણ ખોલવામાં આવી છે.

શેઠ પ્રાણુલાલભાઇ પોતાની પેઢી વતી નીચેની સંસ્થાઓના સભ્ય છે.

(૧) ધિ બૉમ્બે ચેમ્બર ઑફ કોમર્સ (૨) ધિ ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર (૩) ધિ નેટિવ શેર એન્ડ સ્ટૉક બ્રોકર્સ એસોસીએશન (૪) ધિ ઇસ્ટ ઇન્ડીઆ કૉટન એસોસીએશન લી. (૫) ધિ બૉમ્બે કૉટન મરચન્ટસ એન્ડ મુકાદમસ એસોસી-એશન લી. (૬) ધિ લીવરપુલ કૉટન એસોસીએશન લી. (૭) ધિ બૉમ્બે બુલીયન એક્ષચેંજ લી. (૮) ધિ બૉમ્બે ઓવરસીઝ ફ્રેટ બ્રોકર્સ એસોસીએશન (૯) ધિ ગ્રેન એન્ડ સીડઝ બ્રોકર્સ એસોસીએશન (૧૦) ધિ મારવાડી ચેમ્બર ઑફ કોમર્સ લી. અને (૧૧) ધિ લેન્ડ લૉર્ડઝ એસોસીએશન.

સને ૧૯૩૯ માં મુંબઇ સરકાર તરફથી તેમને જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવ્યો છે.

'સત્ય બોલવું અને સત્ય ચાલવું' એ સ્વ. શેઠ દેવકરણ નાનજીનો મુદ્રાલેખ હોવાનું કહેવાય છે, અને એમ પણ કહે વાય છે કે એમના એ મુદ્રાલેખને બને તેટલો પાળવા અને જીવનના પ્રસંગોમાં ઉતારવા શેઠ પ્રાણુલાલભાઇ તથા તેમના મોટા ભાઇ બનતો પ્રયાસ કરે છે.

## સ્વ. બાબુ જીવનલાલ પન્નાલાલ, જે. પી.

જાણીતા જૈન ઝવેરી



**Late Babu Jivanlal Pannalal,** J. P.

A Leading Jeweller.

બાબુ જીવનલાલ ન્યાતે વીશા શ્રીમાળી વાણીયા હતા. એમનો જન્મ સને ૧૮૭૮ ના અક્ટોબરની ૧૬ મી તારીખે મુંબઈમાં થયો હતો.

એમણે અભ્યાસની શરૂઆત 'બુદ્ધિવર્ધક' શાળામાં, સ્વ. સાક્ષર શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી અને સ્વ. સાક્ષર

શ્રી કાબ્રાજી જેવા શિક્ષકોના હાથ નીચે કરી હતી, જેઓ તેમની હુશિયારીનાં ખૂબ વખાણ કરતા હતા.

અભ્યાસ દરમ્યાન બાબુ જીવનલાલને લાગ્યું કે પિતાજીની ઉંમર વૃદ્ધ થઇ ગઇ છે, અને તેમને મદદગારની જરૂર છે, એટલે તેઓ અભ્યાસ કરતાં ધંધામાં વધારે ધ્યાન આપવા લાગ્યા, અને પછી તો અભ્યાસ મુકીને ધંધામાં જોડાઇ ગયા.

બાબુ જીવનલાલની ઉંમર આઠ વરસની હતી ત્યારે, એક દિવસ બાબુ પન્નાલાલને તે વખતના ગવર્નર લૉર્ડ રીપનને મળવા જવાનું હતું. બાબુ જીવનલાલે એ વખતે સાથે જવાની હઠ લીધી, અને તેમની હઠથી તેમને સાથે લઇ જવા પડ્યા. એ વખતે બાબુ જીવનલાલે લેડી રીપનની સાથે ઉર્દૂ ભાષામાં એટલી સરસ રીતે વાર્તાચિત કરી કે લેડી રીપન એથી ખુશ થઇ ગયાં અને તેમણે બાબુ જીવનલાલને પોતાની સહીવાળી એક ચોપડી ભેટ આપી.

બાબુ પન્નાલાલ સને ૧૮૯૮ માં ગુજરી ગયા ત્યારે બાબુ જીવનલાલની ઉંમર વીસ વરસની હતી. એટલી ન્હાની ઉંમરે ધંધાની જવાબદારી એમના ઉપર આવી પડી. જુદાં જુદાં રાજ્યો પાસેથી ઉઘરાણીની વસૂલાત કરવી, ચાલુ ધંધા પર ધ્યાન આપવું અને નાનાભાઇઓના અભ્યાસની સંભાળ રાખવી એ બધું જીવનલાલ બાબુને કરવાનું હતું. તેમણે બધી ઉઘરાણી વસૂલ કરી, એટલુંજ નહિ પણ નામદાર નીઝામ સરકારનું આમંત્રણ આવતાં ત્યાં ગયા ત્યારે નામદાર નીઝામ સરકારની મહેરબાની મેળવી શકયા.

પિતાના સ્વર્ગવાસ પછી છ વરસમાં બાબુ જીવનલાલે ધંધાનું બધું કામકાજ થાળે પાડી દીધું, અને એમના પિતાએ

સખાવતમાં જેટલી રકમ વાપરવાનું નક્કી કર્યું હતું તેટલી રકમ જુદી મુકી દીધી.

બાબુ જીવનલાલ પણ એમના પિતાની માફક પ્રથમ પંક્તિના ઝવેરી હતા અને હિંદી રાજકર્તાઓ ઉપરાંત મોટા યુરોપીયનો સાથે પણ તેમણે ઝવેરાતનો વેપાર સારા પ્રમાણમાં કર્યો હતો.

તેઓ જૈન કોમના એક અગ્રેસર હોઇને કેટલીક જૈન સંસ્થાઓના ટ્રસ્ટી અને પ્રમુખ હતા, અને મુંબઇ સરકાર તરફથી તેમને જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.

માત્ર મુંબઇમાંજ નહિ પણ આખા હિંદુસ્તાનમાં, બાબુ પન્નાલાલ પુરણચંદ જૈન હાઇસ્કૂલની જે પ્રખ્યાતી છે તે બાબુ જીવનલાલની સખાવતને આભારી છે. સને ૧૯૩૦ માં એ હાઇસ્કૂલના પ્રિન્સિપાલે ટ્રસ્ટીઓ પાસે સ્કૂલને લગતી એક યોજના રજુ કરી, ત્યારે વાર્ષિક રૂપિયા સાઠ હજારની આવનારી ખોટ પુરી પાડવાનું બાબુ જીવનલાલે રાજીખુશીથી કબૂલ કર્યું હતું. તેઓ વિદ્યાપ્રેમી હોઇને પોતાના ભાઇઓની સાથે મળીને બનારસ હિંદુ યુનીવર્સિટીને પોતાનાં માતુશ્રી પાર્વતીબાઇનું સ્મારક રાખવા રૂપિયા એંસી હજાર આપ્યા હતા.

ધાર્મિક સાહિત્યનો પ્રચાર કરવાના હેતુથી તેમણે 'અર્હંત જીવન જ્યોતિ' નામની ધાર્મિક ગ્રંથમાળા પ્રસિધ્ધ કરવાનું શરૂ કરેલું, પણ દુર્ભાગ્યે તેનું ચોથું પુસ્તક 'કિરણાવળી' પ્રસિધ્ધ થયા પછી, તેઓ સ્વર્ગવાસી થઇ ગયા હતા.

એમની સખાવત લગભગ પંદર લાખ રૂપિયા જેટલી થવા જાય છે.

સને ૧૯૩૬ ના માર્ચની ૧૨ મી તારીખે મુંબઇમાં તેમનો સ્વર્ગવાસ થયો હતો.

બાબુ ભગવાનલાલ પન્નાલાલ જે. પી. (જાણીતા જૈન ઝવેરી)



બાબુ ભગવાનલાલ ન્યાતે વીશા શ્રીમાળી વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૪૦ ના ભાદરવા સુદ ૧૦ ના રોજ મુંબઇમાં થયો હતો.

તેમના વડિલો, મૂળ તો પાટણના વતની એટલે કે ગુજરાતી, પણ એમના સ્વ. પિતાશ્રી કેટલોક સમય કલકત્તામાં રહેલા તેથી તેઓ 'બાબુ' ની સંજ્ઞાથી ઓળખાતા, અને ત્યાર પછી એમના વંશજો પણ એજ સંજ્ઞાથી ઓળખાય છે.

બાબુ ભગવાનલાલે કોઇપણ નિશાળમાં કેળવણી ન લેતાં ઘેર ખાનગી અભ્યાસ કર્યો હતો.

તેમના પિતાશ્રી હૈયાત હતા ત્યાં સુધી તેમની સંભાળ નીચે અને તેમના સ્વર્ગવાસ પછી તેમના મોટા ભાઇની સંભાળ નીચે તેઓ ઉછર્યા હતા. ઝવેરી તરીકેની તાલીમ લેવાની શરૂઆત તેમણે પોતાના પિતાની પાસે કરી હતી અને મોટાભાઇની સંભાળ નીચે તે પુરી કરી હતી. તેઓ પોતાના ધંધામાં કુશળ છે, અને વડિલોનો ધંધો તેમની કીર્તિમાં વૃદ્ધિ થાય તેવી રીતે ચલાવે છે. તેઓ મુંગું કામ કરનારા છે, અને પોતામાં જે સદ્‌ગુણો છે તે પોતાના પિતા તથા વડિલભાઈનો વારસો છે એવું જાહેર કરવામાં ગૌરવ માને છે.

તેઓ મળતાવડા સ્વભાવના છે, તેથી સરસ મિત્રો ધરાવે છે. 'માંગરોળ જૈન સભા'ના તેઓ લાઇફ મેમ્બર છે, 'પાલીતાણા જૈન બાલાશ્રમ'ના પ્રમુખ છે, મુંબઇ સરકારનો જે.પી નો ઇલ્કાબ પણ તેઓ ધરાવે છે. 'બાબુ પન્નાલાલ પુરણચંદ જૈન ચેરીટીઝ' ના મેનેજીંગ ટ્રસ્ટી તથા ચેરમેન છે, ચેરમેન તરીકે તેમણે મુંબઇના આગલા ગવર્નર લૉર્ડ બ્રેબોર્ન તથા હાલના

ગવર્નર લૉર્ડ લગ્લીને હાઇસ્કુલ જોવાનું આમંત્રણ આપ્યું હતું, જે બંને ગવર્નરો તરફથી સ્વીકારવામાં આવ્યું હતું.

બંને દિલ્હી દરબારોમાં તેમણે હાજરી આપી હતી, અને તે વખતના પ્રિન્સ ઑફ વેલ્સ ( પછીથી આઠમા એડવર્ડ )ની સાથે લંચ લેવાનું માન મેળવ્યું હતું.

'બાબુ પન્નાલાલ પુરણચંદ જૈન હાઇ સ્કૂલ બિલ્ડીંગ' અને 'પાલીતાણાની ધર્મશાળા'ના રીપેર માટે, તથા બનારસ હિંદુ યુનીવર્સિટીને રૂપિયા એંસી હજાર આપવામાં તેમણે પોતાના બે ભાઇઓના જેટલોજ ફાળો આપ્યો હતો.

તેઓ ધર્મપ્રેમી હોવાથી જૈન ધર્મનાં ઘણાંખરાં પવિત્ર સ્થાનોની યાત્રા તેમણે કરી છે.

સને ૧૯૩૬ માં એમના વડિલભાઇનો સ્વર્ગવાસ થતાં, ધંધાની અને કુટુંબની જવાબદારી તેમના પર આવી છે.

સને ૧૯૩૬ માં પંજાબના પચકુલા જૈન ગુરૂકુળની ૧૧ મી જયંતીની ઉજવણી વખતે તેઓ તેના પ્રમુખ ચુંટાયા હતા. નામદાર ગાયકવાડ પ્રતાપસિંહના રાજ્યારોહણ વખતે દરબારમાં હાજર રહેવા માટે તેમને આમંત્રણ આપવામાં આવ્યું હતું, અને રાજ્યારોહણની વિધિ પુરી થઇ ગયા પછી નામદાર ગાયકવાડ સરકારે તેમને મુલાકાતનું માન આપ્યું હતું.

મુંબઇના હાલના નામદાર ગવર્નર સર રોજર લમ્લીએ એમને હાલમાં પોતાના પેટ્રનેજનું માન આપેલ છે.

ઉદેપુરના નામદાર મહારાણા સાહેબની સાથે તેમને સારો સંબંધ હોવાથી તેઓ ઉદેપુર જાય ત્યારે તેમને રાજવંશીઓ માટેના ફર્સ્ટ કલાસ ગેસ્ટ હાઉસમાં ઉતારો આપવામાં આવે છે અને વિદાયગીરી વખતે તેમને શિરપાવ આપવામાં આવે છે.

## શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી.

જે. પી., ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.
વૈશ્નવ સંપ્રાદાયના જાણીતા આગેવાન.



**Sheth Devidas Madhavji Thakarsi.**
J. P., Honourary Presidency Magistrate.
A Welknown Vaisnav Leader.

શ્રીયુત દેવીદાસભાઇ ન્યાતે ભાટીયા છે. એમનો જન્મ સંવત ૧૯૨૮ ના અષાડ સુદ ૭ ના રોજ દ્વારકા પાસેના વરવાળા ગામમાં થયો હતો.

શ્રી દેવીદાસભાઇના પિતાશ્રીએ સંવત ૧૯૩૫ ના અરસામાં મુંબઇ તથા કલકત્તામાં કાપડનો ધંધો શરૂ કર્યો હતો. એમના નાનાભાઇ રણછોડદાસ પણ એજ ધંધો કરતા હતા. શ્રી દેવીદાસભાઇના પિતાશ્રી શરૂઆતમાં મુંબઇની પરદેશી વેપારી પેઢીઓની મારફત પરદેશી કાપડ મોટા પ્રમાણમાં મગાવતા હતા. પછીથી તેઓ બારોબાર માલ મગાવતા હતા.

શ્રી દેવીદાસભાઇના પિતાશ્રી મુંબઇમાં વસવાથી શ્રી દેવીદાસભાઈની બાલ્યાવસ્થા મુંબઇમાં પસાર થઇ હતી, અને તેમણે અભ્યાસ પણ મુંબઇમાં કર્યો હતો. મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી સેન્ટ ઝેવીયર્સ કૉલેજમાં તેમણે એક વરસ અભ્યાસ કર્યો હતો. અને તે પછી તેમના પિતાના કાપડના ધંધામાં વીસ વરસની ઉંમરે તેઓ જોડાઇ ગયા હતા. તેમણે વિલાયત સાથે સીધો સંબંધ બાંધ્યો હતો, કાપડ આયાત કરવાની પેઢી ચાલુ કરી હતી, અને વેપારીઓને 'ઇન્ડેન્ટ' થી મોટા પ્રમાણમાં માલ મગાવી આપવાનું શરૂ કર્યું હતું. તેમના કાકા સંવત ૧૯૭૦ માં અને તેમના પિતાશ્રી સંવત ૧૯૭૫ માં સ્વર્ગવાસી થતાં તેમના વહીવટનો તમામ બોજો શ્રી દેવીદાસભાઇએ સંભાળી લીધો હતો. શ્રી દેવીદાસભાઇ કાપડના મોટા વેપારી છે, અને 'બૉમ્બે પીસ ગુડઝ મરચન્ટસ એસોસીએશન' ના આગેવાન સભાસદ, ઉપપ્રમુખ અને પ્રમુખના હોદ્દા તેમણે ભોગવ્યા છે. હાલ પ્રમુખ તરીકે ચાલુ છે. 'કન્ટ્રીમેડ પીસ ગુડઝ મરચન્ટસ એસોસીએશન, બૉમ્બે'ના પ્રમુખ પણ તેઓ વરસો સુધી હતા, અને કોરા તથા ફેન્સી માલના વેપારીઓનાં જુદાં એસોસીએશનને તેમણે એકત્ર કર્યાં હતાં. પીસ ગુડઝના ધંધાદારીઓમાં કોઇ પણ જાતનો વાંધો પડે ત્યારે તેનો નિકાલ કરવા માટે બૉમ્બે ચેમ્બર ઑફ કોમર્સ, બૉમ્બે પીસ ગુડસ એસોસીએશન અને બૉમ્બે મીલ ઓવનર્સ એસોસીએશન તરફથી લવાદ મંડળો નિમવામાં આવેલ છે તેના દેવીદાસભાઈ એક જુના સભ્ય છે. સને ૧૯૧૪ થી ૧૯૧૮ ના મહાયુધ્ધ વખતે 'પીસગુડઝ પ્રાઇઝ કંટ્રોલ કમિટી' માં પણ તેમની નિમણુંક થયેલી. મુંબઇની જાણીતી વેપારી સંસ્થા 'ઇન્ડીઅન

મરચન્ટસ ચેમ્બર' ની સ્થાપનામાં બીજાઓની સાથે દેવીદાસ ભાઇના વડિલોનો પણ હાથ હતો, અને ત્યારથી તેની કમિટીના સભ્ય તરીકે વરસો સુધી રહ્યા પછી ઉપપ્રમુખ અને સને ૧૯૨૪ માં તેઓ તેના પ્રમુખ ચુંટાયા હતા. એ સંસ્થાના પ્રતિનિધિ તરીકે સને ૧૯૧૧ માં 'બૉમ્બે પોર્ટ ટ્રસ્ટ' ના એક ટ્રસ્ટી તરીકે તેમની ચુંટણી કરવામાં આવી હતી. તેઓ સદરહુ સંસ્થાના પહેલા હિંદી ચુંટાયેલા ટ્રસ્ટી હતા અને ૧૯૩૨ સુધી રહ્યા હતા.

મુંબઈના મીલ માલેકો અને મજુરો વચ્ચે પગારનો વાંધો પડતાં ઑનરેબલ જસ્ટીસ મેકલાઉડના પ્રમુખપદે ત્રણ સભ્યોનું લવાદ મંડળ નિમાયેલું તેમાં તેમની પણ નિમણુંક કરવામાં આવી હતી.

સને ૧૯૦૭ માં શ્રી દેવીદાસભાઇએ 'ઇન્ડીયન મરકન્ટાઇલ ઇન્સ્યુરન્સ કંપની લી.' સ્થાપવામાં આગળ પડતો ભાગ લીધેલો, જેના ડીરેક્ટરોની બૉર્ડના તેઓ હાલ પ્રમુખ છે. 'બૉમ્બે ક્લોથ મારકેટ કંપની લી.' ના ડીરેક્ટરોની બૉર્ડના પણ તેઓ પ્રમુખ છે, અને રાજીખુશીથી ફડચામાં ગયેલી 'ન્યુ મોફ્યુસીલ કંપની લી.' નામની જીનીંગ અને પ્રેસીંગ ફેક્ટરીના ડીરેક્ટરોની બૉર્ડના પણ તેઓ વરસો સુધી પ્રમુખ હતા.

શ્રી દેવીદાસભાઇ એક સનાતનધર્મી આગેવાન વૈશ્નવ હોવાની સાથે 'અખિલ હિંદ વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ' ની મુંબઇની શાખાના પ્રમુખ છે, અને સને ૧૯૩૭ ની આખરમાં મદ્રાસ મુકામે મળેલી તેની દશમી બેઠકના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. પ્રમુખસ્થાનેથી તેમણે આપેલું અભ્યાસપૂર્ણ અને વિદ્વતાભર્યું ભાષણ વખણાયું હતું. બૉમ્બે ટેમ્પલ એન્ટ્રી

બીલ' વખતે એ બીલનો મજબૂત વિરોધ કરવામાં અને તેને અંગે મુંબઇના પ્રધાન પાસે વગદાર ડેપ્યુટેશન લઇ જવામાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. સનાતન ધર્મના વિચારો અને સિધ્ધાંતોનો પ્રચાર કરવા માટે શેઠ વલ્લભદાસ કરસનદાસ નાથાની સાથે મળીને તેમણે The Indian Miror નામનું પત્ર ચલાવ્યું હતું. જે પાર્લામેન્ટના સભ્યોમાં પણ વંચાતું હતું, અને એમાંના અમુક ફકરાઓનો ઉપયોગ તેમના તરફથી કરવામાં આવતો હતો.

બ્રિટિશ ઇન્ડીઆનાં તમામ સ્થળોએ આવેલી શ્રી નાથદ્વારાની મિલ્કતો, જેની કિંમત લગભગ રૂપિયા પચાસ લાખ જેટલી છે, તેના ઑનરરી રીસીવર મુંબઇ હાઇકોર્ટ તરફથી શ્રી દેવીદાસભાઇને સને ૧૯૩૪ માં નિમવામાં આવ્યા છે.

ઉદેપુરના રાણાએ ખુદ નાથદ્વારાના વહીવટ માટે એક સમિતિ આખા હિંદુસ્થાનના પ્રતિનિધિઓની બનેલી નિમેલ છે અને દર વર્ષે બે બેઠકો સમિતિની ભરાય છે તેમાં પણ તેઓ પોતાને ખર્ચે ત્યાં જઇ રસ લે છે અને હાઇકોર્ટમાં મંડાયેલ સુટનો છેડો લાવવાને શ્રીયુત પટવારીજી સાથે મહેનત કરી રહ્યા છે.

શ્રી બેટ સંખોદ્ધારમાં આવેલાં મંદિરોની વ્યવસ્થા જાળવવા ગાયકવાડ સરકારે સંવત ૧૯૩૫ માં તેમના પ્રયાસથી એક સમિતિ નિમેલ છે અને તે સમિતિ ઉપર તેઓ આજ પર્યંત કામ કરે છે અને વર્ષમાં બેથી ત્રણ વખત તેઓ જાતે શ્રી બેટ મુકામે સમિતિની બેઠકમાં હાજર રહી મંદિરોની વ્યવસ્થા જાળવવા બનતા પ્રયત્નો કરે છે.

શ્રી દેવીદાસભાઇ ભાટીયા કોમના પણ આગેવાન છે અને 'હાલાઇ ભાટીયા મહાજન'ના પ્રમુખ કેટલાં વરસો સુધી હતા,

અને હાલમાં તેઓ મહાજનની તમામ મિલકતોના ટ્રસ્ટી છે.

સને ૧૯૧૨ માં તેમને જે.પી. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો, અને સને ૧૯૧૫ માં ઑનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટનો હોદ્દો આપવામાં આવ્યો હતો.

શ્રી નાથદ્વારા, વીરમગામ તથા ઓખા પોર્ટમાં શ્રી દેવીદાસભાઇના વડિલોની ધર્મશાળા, સદાવૃત્ત, દવાખાનું, પરબ તથા સંસ્કૃત વિદ્યાર્થીઓ માટેની શિષ્યવૃત્તિઓ છે, અને શ્રી દેવીદાસભાઇએ પોતે પણ બેટ દ્વારકામાં બ્રાહ્મણ વિદ્યાર્થીઓ માટે પાઠશાળા તથા છાત્રાલય ખોલેલ છે, જેમાં વીસ જેટલા બ્રાહ્મણ વિદ્યાર્થીઓ માટે કાશીની ઉત્તમા તથા આચાર્યની પરીક્ષાઓ સુધીના અભ્યાસનો પ્રબંધ છે, તે મુજબ દર વરસે વિદ્યાર્થીઓ તેમાંથી ઉતિર્ણ થયા કરે છે.

શ્રી દેવીદાસભાઇની ઉમર અત્યારે ૬૭ વરસની હોવા છતાં તેઓ સારી તનદુરસ્તી ધરાવે છે, અને પોતાના ધંધામાં જોઇતા પ્રમાણમાં ધ્યાન આપી શકે છે.



## શ્રીયુત મનસુખલાલ આત્મારામ માસ્તર.

બી. એ., એલએલ. બી.

જનરલ મેનેજર, ધિ સીંધીયા સ્ટીમ નેવાગેશન કું. લી.



**Mr. Mansukhlal Atmaram Master.**

B. A., LL. B.

General Manager, The Scindhia Steam Nevigation Co. Ltd.

શ્રીયુત મનસુખલાલભાઇ ન્યાતે લાડ વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૮૪ ના નવેમ્બરની ૧૧ મી તારીખે થયો હતો.

તેમના પિતા તેમને બાર વરસના મુકીને ગુજરી જવાથી, અભ્યાસના ખર્ચ માટે તેમને મુશ્કેલી ભોગવવી પડી હતી. એ મુશ્કેલીમાંથી માર્ગ કરવા માટે તેમને ચાલતા અભ્યાસે ખાનગી ભણાવીને પૈસા મેળવવાની જરૂર પડી હતી, અને એ રીતે એમણે એલ્ફીસ્ટન કૉલેજમાંથી બી. એ. ની ડીગ્રી મેળવ્યા પછી એલએલ. બી. ની પરીક્ષા પસાર કરી હતી.

ધંધાની શરૂઆત તેમણે જાણીતા ખોજા વેપારી શેઠ હાજીભાઇ લાલજીને ત્યાં કરી હતી, અને ત્યાર પછી સ્વ.

શેઠ નરોત્તમ મોરારજીની નોકરીમાં રહ્યા હતા. સદરહુ શેઠની સ્થાપેલી 'સીંધીયા સ્ટીમ નેવીગેશન કું. લીમીટેડ'ના જનરલ મેનેજરનો ઉંચો હોદ્દો આજે તેઓ ધરાવે છે અને કંપનીની મુંબઈની ઑફીસમાં કામ કરે છે.

શ્રીયુત મનસુખલાલભાઈએ સને ૧૯૧૭ માં 'હોમરૂલ લીગ' ની ચળવળમાં આગળ પડતો ભાગ લીધો હતો.

સને ૧૯૩૬ માં જીનીવા ખાતે ભરાયેલી 'ઇન્ટરનેશલ મેરીટાઇમ કોન્ફરન્સ' માં એમ્પ્લોયર્સ ડેલીગેટ તરીકે શ્રીયુત મનસુખલાલભાઈને ચુંટવામાં આવ્યા હતા.

શ્રીયુત મનસુખલાલભાઈ એક સારા વક્તા છે, અને એમનાં ભાષણોમાં ભાષાની ભભકની સાથે પ્રાસંગિક મુદ્દાઓના સમર્થનને માટે જોઇતા પૂરાવાઓ અને આંકડાઓ પણ હોય છે તેથી એમનાં ભાષણો સારી અસર કરી શકે છે.

શ્રીયુત મનસુખલાલભાઈનું સ્થાન સીંધીયા સ્ટીમ નેવીગેશન કંપનીમાં આગળ પડતું છે અને એ કંપનીની આબાદીમાં એમનો હીસ્સો નોંધને પાત્ર છે.



## શ્રીયુત મનુ સુબેદાર.

બી. એ., બી. એસસી., બાર-ઍટ-લૉ., એમ. એલ. એ. (સેન્ટ્રલ)



**Mr. Manu Subedar.**

B. A., B. Sc., Bar-at-Law, M. L. A. (Central)

શ્રીયુત મનુ સુબેદાર ન્યાતે ભાટીયા છે, એમનો જન્મ સને ૧૮૮૯ ના મે માસની બીજી તારીખે થયો હતો.

બી. એ. ની પરીક્ષા પાસ કર્યા પછી તેઓ વધુ અભ્યાસ માટે લંડન ગયા હતા, જ્યાં ઇકોનોમીનો તેમણે અભ્યાસ કર્યો હતો, અને પબ્લીક ફીનાન્સ, બેંકીંગ તથા કરન્સીની પરીક્ષા માન સાથે પહેલે નંબરે પસાર કરીને બી. એસસી. ની ડીગ્રી મેળવી હતી. ત્યાર પછી એ ઇનાંથી સને ૧૯૧૨ માં બારીસ્ટરની પરીક્ષા પસાર કરી હતી.

સને ૧૯૧૪ માં મુંબઇ યુનીવર્સિટીમાં અને ત્યાર પછી કલકત્તા યુનીવર્સિટીમાં ઇકોનોમીના પ્રોફેસર તેઓ નિમાયા હતા.

સને ૧૯૧૭ માં તેઓ સોલાપુર સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સ કંપની લી. અને મોરારજી ગોકળદાસ સ્પીનીંગ

એન્ડ વીવીંગ મીલ્સ કંપની લી. ના સેક્રેટરી નિમાયા હતા. સને ૧૯૧૯ માં વેસ્ટર્ન ઇન્ડીઆ સ્મૉલ ઇન્ડસ્ટ્રીઝ કોરપોરેશન લી. ના મેનેજીંગ ડીરેક્ટર, લાલજી નારણજી એન્ડ કંપનીના ભાગદાર અને જ્યુપીટર જનરલ ઇન્સ્યુરન્સ કંપની લી. ના મેનેજીંગ એજન્ટ નિમાયા હતા. ત્યાર પછી સને ૧૯૨૦ માં તેમણે પાયોનીયર રબ્બર કંપનીના મેનેજીંગ એજન્ટ તરીકે કામ કર્યું હતું. સને ૧૯૨૪ માં પેનીનશ્યુલર લોકોમોટિવ કંપની લી. ના ડીરેક્ટર તરીકે અને એડવાઇઝરી બૉર્ડ ઑફ ધિ ડેવલપમેન્ટ ડીપાર્ટમેન્ટમાં ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બરના પ્રતિનિધિ તરીકે કામ કર્યું હતું.

બૅક બૅ રેકલામેશન અને હાઉસીંગ સ્કીમ ઉપર તેમણે એ સ્કીમ નકારતો જુદો હેવાલ લખ્યો હતો, તેઓ બૉમ્બે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ કમિટી પર ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરના પ્રતિનિધિ હતા. અને ઇન્ડીયન સેન્ટ્રલ બૅંકીંગ ઇન્કવાયરી કમિટીના સભ્ય નિમાયા હતા. બૉમ્બે પોર્ટ ટ્રસ્ટ પર ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરના પ્રતિનિધિ તરીકે તેમને નિમવામાં આવ્યા હતા, અને બેબીંગટન સ્મીથ કમિટી સમક્ષ હિંદી સરકાર તરફથી તેમને વિલાયત મોકલવામાં આવ્યા હતા.

સને ૧૯૩૧ માં તેમણે 'ઇન્ડીયન સેન્ટ્રલ બૅંકીંગ ઇન્કવાયરી કમિટિ' પર જુદો લઘુમતિ રિપોર્ટ લખ્યો હતો. માઇસોર, જુનાગઢ, જોધપુર અને કચ્છ રાજ્યની કેટલીક બાબતોના સલાહકાર તરીકે પણ તેમણે કામ કરેલું છે, અને સને ૧૯૩૬ તથા ૧૯૩૯ માં તેઓ નરેન્દ્ર મંડળના 'ફીનેન્શીયલ એડવાઇઝર' નિમાયેલા.

# શેઠ વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી.

ઓર્ડર ઓફ મેરિટ, જામનગર સ્ટેટ.



**Sheth Vithaldas Damodar Govindji.**

Order of Merit, Jamnagar State.

શ્રીયુત વિઠ્ઠલદાસભાઇ ન્યાતે ભાટીયા છે. એમનો જન્મ સંવત ૧૯૩૯ના કારતક સુદ ૧૫ ના રોજ (તા. ૨૩-૧૧-૧૮૮૨) ખંભાળીયામાં થયો હતો.

એમની બાલ્યાવસ્થા ખંભાળીયામાં વ્યતીત થયેલી અને શરૂઆતનો અભ્યસ તેમણે ત્યાંજ કરેલો.

એમના વડિલોમાંથી એમના પિતાશ્રીના કાકા ઘેલા દયાળ સંવત ૧૯૦૦ ના અરસામાં ધંધાર્થે મુંબઇ આવેલા, અને કેટલોક વખત નોકરી કર્યા પછી કાપડની દુકાન કરેલી.

શ્રીયુત વિઠ્ઠલદાસભાઇની ઉમર દસેક વરસની હતી ત્યારે તેમને મુંબઇ લાવવામાં આવેલા. મુંબઇની એલ્ફીસ્ટન મિડલ સ્કૂલ અને હાઇસ્કૂલમાં તેમણે અંગ્રેજી છ ધોરણ સુધી અભ્યાસ કરેલો.

ત્યાર પછી તેમણે શેઠ ઘેલા દયાળની કાપડની દુકાનમાં સોળેક વરસની ઉમરે ધંધાની શરૂઆત કરેલી, અને પછી પોતાના પિતા દામોદર ગોવિંદજીના નામથી દુકાન ખોલેલી.

સને ૧૯૩૨ માં તેમણે પોતાના (વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી) નામથી દુકાન ખોલી છે, અને વેસ્ટર્ન, ક્રાઉન તથા હિંદુસ્થાન નામની મીલોના કાપડના તેઓ એજન્ટ છે.

'ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર'ની સ્થાપનાથી તેઓ તેના સભ્ય છે, અને કેટલોક વખત તેની મેનેજીંગ કમિટીના સભ્ય પણ ચુંટાયા છે. બૉમ્બે પીસ ગુડઝ મર્ચન્ટસ એસોસીએશનના તેઓ સેક્રેટરી અને વાઇસ પ્રેસીડન્ટ હતા. સને ૧૯૨૨ માં તેઓ 'બૉમ્બે પોર્ટ ટ્રસ્ટ'ના ટ્રસ્ટી પણ ચુંટાયેલા. સને ૧૯૨૪ થી ૧૯૩૬ સુધી તેઓ મ્યુનીસીપાલીટીના મેમ્બર ચુંટાયેલા, જે દરમ્યાન સાત વરસ તેની સ્ટેન્ડીંગ કમિટીના સભ્ય પણ હતા. હાલમાં તેઓ મ્યુનીસીપલ મેમ્બર હોવા ઉપરાંત સ્કૂલ્સ કમિટિના પણ મેમ્બર છે.

તેઓ ધિ ઇન્ડીયન સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની લી., ધિ વેસ્ટર્ન ઇન્ડીઆ સ્પીનીંગ એન્ડ મેન્યુફેકચરીંગ કું. લી.,

ધિ સોલાપુર સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની લી., ધિ સરદા કારબોનીક એસીડ ગેસ કંપની લી., અને ધિ કયસરે હિં ઇન્સ્યુરન્સ કું., વિગેરે કંપનીઓના ડીરેકટર છે, અને નેપચ્યુ ઇન્સ્યુરન્સ કું. લી. ના ચેરમેન છે. ઉપરાંત ખંભાળીઆ વૉટ વર્કસ, તુલસીદાસ ગોપાળદાસ ચેરીટેબલ ટ્રસ્ટ, કારાભાઇ મુળજ ભાટીયાનિવાસ, રામવાડી ફ્રી આઇ હૉસ્પીટલ અને મુંબઇ ગૌરક્ષક મંડળ વિગેરેના ટ્રસ્ટી છે. શિવાય, સર હરકીસનદાર નરોત્તમદાસ હૉસ્પીટલ, યમુનાબાઇ નાયર હૉસ્પીટલ અને ધિ નેશ નલ મેડિકલ કૉલેજની બૉર્ડ ઑફ મેનેજમેન્ટ મેમ્બર છે. એ લુંજ નહિ પણ શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરશી યુનીવર્સિટીન સેનેટના મેમ્બર છે.

પોતાના વતન જામનગર રાજ્યની સાથે તેઓ સારે સંબંધ ધરાવે છે, અને નામદાર જામસાહેબ તરફથી 'ઓર્ડ ઑફ મેરીટ' નો પહેલા વર્ગનો સોનાનો ચાંદ તેમને મળ્યો છે

સને ૧૯૩૭ માં નામદાર છઠ્ઠા જ્યોર્જના રાજ્યરોહણ પ્રસંગે તેમણે વિલાયતનો પ્રવાસ કરેલો.

જામનગર પ્રજા પરિષદના પહેલા અધિવેશનના તેઓ સ્વાગતપ્રમુખ હતા, અને સને ૧૯૩૯ ના એપ્રીલમાં ગરમ ગરમ વાતાવરણ વચ્ચે મળેલા ત્રીજા અધિવેશનના તેઓ પ્રમુખ ચુંટાયા હતા.



## શ્રીયુત વિનાયક દામોદર સાવરકર.

બાર ઍટ. લૉ.

પ્રમુખ, હિંદુ મહાસભા.



**Mr. Vinayak Damodar Savarkar.**

Bar-at-Law.

President, Hindu Maha Sabha.

# શેઠ વલ્લભદાસ કરસનદાસ નાથા.

જાણીતા શ્રીમંત વૈશ્નવ ગૃહસ્થ.



Sheth Vallabhadas Karsandas Natha.

A Leading Vaisnav Millionaire.

શેઠ વલ્લભદાસભાઇ ન્યાતે ભાટીયા છે. એમનો જન્મ સંવત ૧૯૩૯ ના વૈશાખ સુદ ૧ ના રોજ મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મૂળ અબડાસા—કચ્છના વતની, જ્યાંથી વલ્લભદાસ શેઠના પિતામહ શેઠ નાથા જાદવજી તથા તેમના ભાઇ શેઠ કેશવજી જાદવજી સંવત ૧૮૮૦ ના અરસામાં પ્રથમ મુંબઈ આવ્યાનું કહેવાય છે. તેઓ સ્વર્ગવાસી થયા ત્યારે ઘણો પૈસો મૂકી ગયા હતા.

શેઠ વલ્લભદાસના પિતા કરસનદાસ નાથાના સંબંધમાં જાણીતા ભાટીયા લેખક શ્રી સંપટ લખે છે કે :—

"વડિલોના સર્વ ગુણો એમનામાં હતા, આ લેખકે એમને પોતાની પેઢી ઉપર સાદી ઘોડાગાડીમાં આવતા જોયા હતા. સુરમ્ય, સાત્વિક અને શાન્ત મુખાકૃતિ, થોડું અને મીઠું બોલવું, ગરીબોની સાથે પણ માયાળુપણાથી વર્તવું, અવિચારી કામ કરવું નહિ, અવિચારી વાકય બોલવું નહિ, કોઇની સાથે ફોકટની જીભાજોડી કરવી નહિ, નાટક સીનેમામાં જવું નહિ, જાહેર મેળાવડાઓમાં પણ જવું નહિ, એ સર્વ વડિલોની રીતભાત એમણે ચાલુ રાખી હતી. વિવાદ કરવો કે માથાકુટ કરવી એમને પસંદ નહોતી. પોતાનું ઘર ભલું અને દુકાન ભલી. દુકાન ઉપર પણ કોઇ જાતનો વેપાર કે ઉદ્યોગ નહિ, ઘરનાં ભાડાં ઉઘરાવવાં અને શાન્ત, સાદુ, સરળ જીવન ગાળવું એ એમનો ઉદ્દેશ હતો. એમણે લાંબું આયુષ્ય ભોગવ્યું હતું, ભાટીયા જ્ઞાતિમાં તેઓ સૌથી વધુ ધનવાન હતા, પરંતુ ધનનો ગર્વ તેમના મનમાં હતો નહિ. એમની સલાહ લેવા ઘણા ગરીબ ભાટીયા ભાઇઓ જતા, પરંતુ કોઇને તેઓ ઉંધી સલાહ આપતા નહિ, સહુના ભલાની સલાહ આપતા. પોતાની જ્ઞાતિના કે બીજી જ્ઞાતિના શેઠીયાઓને બહુ મળતા નહિ, હવેલીના શ્રદ્ધાળુ ભક્ત હતા. પરંતુ અંધશ્રદ્ધાળુ નહોતા. પોતાની માલીકીના ઘણા માળા હતા, પરંતુ એક ઓરડી પણ એમને પૂછ્યા શિવાય ભાડે આપી શકાતી નહિ. આધેડ થયા ત્યાં સુધી તેઓ વિશેષ ખર્ચ કરવાની વૃત્તિ રાખતા નહોતા, પરંતુ પ્રૌઢ અવસ્થા થયા પછી તેમણે છુપાં દાન

આપવાનું શરૂ કર્યું હતું. પુષ્કળ વૈષ્ણવ વિરક્તો એમને ત્યાં પ્રસાદ માટે આવતા. તેમણે પોતાને ઘેર શ્રી ઠાકોરજીની સેવા રાખી હતી."

શ્રી ભાટીયા બાળરક્ષક વિદ્યાલયને એમણે મોટી રકમની મદદ આપી હતી. એ વિદ્યાલય માટે મકાન પણ એમના તરફથી અપાયું હતું. દર વરસે એ વિદ્યાલયને એમના તરફથી સીધી કે આડકતરી રીતે મોટી રકમ મળતી હતી. એ શિવાય પોતાના પુત્ર મથુરાદાસની યાદગીરીમાં એમણે ભાટીયા હાઇસ્કૂલ સ્થાપેલી. એ હાઇસ્કૂલની સ્થાપનામાં તેમણે રૂપિયા ૭ લાખ ખર્ચ કરેલો, ગીરગામ બૅક રોડ પર ભાટીયા ભાઈઓ માટે નામના ભાડાની ચાલ બંધાવેલ છે, જેમાં રહેનાર ભાડુત પાસેથી માત્ર એક રૂપિયો ભાડું લેવાય છે. તેમની સખાવતોની કદર તરીકે ભાટીયા કોમે એમને માનપત્ર આપવાનો વિચાર કરેલો, પરંતુ કરસનદાસ શેઠે માનપત્ર નહિ સ્વીકારવાથી માનપત્ર માટે એકઠી થયેલી રકમ પડી રહેલી. એ રકમમાંથી પછીથી તેમની યાદગીરી અર્થે ડોંબીવલી ગોગ્રાસ-વાડી ખાતે 'કરસનદાસ નાથા વૉટર વર્કસ' સ્થાપવામાં આવેલું, અને તેની ઉદ્‌ઘાટન ક્રિયા તા. ૨૮-૨-૩૭ના રોજ મુંબઈના જાણીતા અને વયોવૃદ્ધ સ્વ. શહેરી સર હોરમસજી કાવસજી એડનવાળાના હાથે થયેલી.

શેઠ કરસનદાસે પાછલી અવસ્થામાં ભાટીયાઓ માટે ઠીક ઠીક સખાવતો કર્યાનું કહેવાય છે. તેઓ સંવત ૧૯૮૩ માં સ્વર્ગ-વાસી થયેલા.

શેઠ વલ્લભદાસભાઈએ અંગ્રેજી ચારેક ચોપડી જેટલો અભ્યાસ કરેલો છે, તેઓ પણ પોતાના વડિલોની માફક જીવન પસાર કરે છે. તેઓની પાસે પુષ્કળ પૈસા હોવાથી તેઓ પોતાને અનુકૂળ આવતી સખાવતો કરે છે.

એમની સખાવતોમાં કચ્છનું ક્ષયનું સેનેટોરીયમ અને ભાટીયા જનરલ હોસ્પીટલ અંગેની તેમની સખાવત નોંધને

પાત્ર છે. એ હોસ્પીટલ ખુલ્લી મુકનાર એમના જ્ઞાતિબંધુ અને મુંબઇના આગેવાન શહેરી શેઠ મથુરાદાસ વિસનજીએ એ પ્રસંગે કહેલું કે :—

"હું દેશ પરદેશમાં ફર્યો છું, જ્યાં ઘણી હોસ્પીટલો મારા જોવામાં આવી છે, પણ આના જેવી ઉત્તમ બાંધણીની એક પણ હોસ્પીટલ મારા જોવામાં આવી નથી."

ઘણાખરા પૈસાદાર માણસોમાં ધાર્મિક વૃત્તિ ગમે તે કારણે નાબૂદ થઇ જાય છે, અથવા ઓછી થઇ જાય છે, પણ વલ્લભદાસ શેઠ એમાં અપવાદરૂપ છે. એમને નવા જમાનાનો રંગ લાગ્યો નથી અને ધર્મપ્રેમ જળવાઇ રહ્યો છે. પોતે કરોડપતિ હોવા છતાં હમેશાં નિયમિત દેવમંદિરે જાય છે, અને અમુક માણસોને હમેશાં પોતાને ત્યાં ભોજન કરાવે છે, પોતે ખાસ કરીને પ્રવૃત્તિ કરતા નહિ હોવા છતાં 'વર્ણાશ્રમ ધર્મ'ની રક્ષા માટે એમના મિત્ર શેઠ દેવીદાસ માધવજીએ Indian miror નામનું પત્ર શરૂ કરેલું ત્યારે તેમાં તેમણે સહકાર આપેલો.

એમની સાદાઇનો એક કીસ્સો એવો છે કે એક વખત સ્વ. સર પટ્ટણીજીને એમને મળવાની જરૂર પડી છે એવા એમને ખબર મળતાં તેમણે સર પટ્ટણીને એવી તસ્દી ન આપતાં સામા ચાલીને તેમને મળવા જવાની ઇચ્છા જાહેર કરી હતી.

શ્રી વલ્લભદાસ શેઠ નથી વિદ્વાન કે નથી સંસ્કૃત, સાદા માણસ છે, છતાં એમના જીવનમાંથી ધર્મપ્રેમ, સાદાઇ અને દાન કરવાની રીત, એ ત્રણ બાબતો આજના શ્રીમંતોએ અનુકરણ કરવા જેવી છે.



# શેઠ રામનિવાસ રામનારાયણ રૂઇયા. જે. પી.

જાણીતા મારવાડી આગેવાન.



**Sheth Ramnivas Ramnarayan Ruiya.** J. P.
A Leading Marwadi Millionaire.

શેઠ રામનિવાસ ન્યાતે અગ્રવાલ છે. એમનો જન્મ સંવત ૧૯૬૭ના ભાદરવા સુદ ૧ ના રોજ મુંબઈમાં થયો હતો.

એમના પિતા રામનારાયણ રૂઇયા, રૂના આગેવાન વેપારી અને મેસર્સ સાસૂન જે. ડેવીડ કંપનીના ગેરંટી બ્રોકર હતા. તેઓ ભાગ્યબળે લાખોપતિ થયા હતા.

શેઠ રામનિવાસના જન્મ વખતે એમના પિતાની આર્થિક સ્થિતિ ઘણી સારી હોવા સાથે, તેઓ પહેલા પુત્ર હોવાથી તેમને

ખૂબ લાડથી ઉછેરવામાં આવ્યા હતા. તેમણે મારવાડી વિદ્યાલયમાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી તેઓ પોતાના પિતાના ધંધામાં જોડાઇ ગયા હતા.

શેઠ રામનારાયણના સ્વર્ગવાસ પછી, શેઠ રામનિવાસે એમના ધંધાનો બધો બોજો ઉપાડી લીધેલો અને પ્રતિ દિવસ તેની વધુ ખીલવણી કર્યે રાખી છે. એમના પિતાનો ચાલુ રૂનો ધંધો અને ફીનીક્ષ મીલની એજન્સી ઉપરાંત સને ૧૯૩૪ માં બ્રેડબરી મીલની એજન્સીનો તેમાં ઉમેરો કરેલો છે. પિતાના સ્વર્ગવાસ પછી 'રામનારાયણ સન્સ લી.' નામની વગદાર જોઇન્ટ સ્ટૉક કંપની તેમણે ચાલુ કરી છે, જેના તેઓ મેનેજીંગ ડીરેક્ટર છે.

(૧) બૅંક ઑફ ઇન્ડીઆ લી. (૨) આંધ્રવેલી પાવર સપ્લાઈ કંપની લી. (૩) ન્યુ ઇન્ડીઆ ઈન્સ્યુરન્સ કંપની લી. (૪) હિન્દુસ્થાન સુગર મીલ્સ લી. (૫) આંઉધ સુગર મીલ્સ લી. (૬) બછરાજ ફેક્ટરી B. & Co. (૭) ફીનીક્ષ મીલ્સ લી. (૮) બ્રેડબરી મીલ્સ લી. (૯) ફીનલે મીલ્સ લી. (૧૦) સ્વૉન મીલ્સ લી. (૧૧) ગોલ્ડ મોહુર મીલ્સ લી. વિગેરે જોઇન્ટ સ્ટૉક કંપનીઓમાં તેઓ ડીરેક્ટરનો માનવંતો હોદ્દો ભોગવે છે.

ઉપરની વેપારી પેઢીઓ ઉપરાંત મારવાડી વિદ્યાલય અને અગ્રવાલ જાતિય કોષ વિગેરે કોમી સંસ્થાઓમાં પણ તેઓ આગેવાનીભર્યો ભાગ લે છે.

એમના પિતાની યાદગીરી અર્થે રૂપિયા વીસ લાખનું 'રામનારાયણ ચેરીટેબલ ટ્રસ્ટ' સ્થાપવામાં આવ્યું છે, જેને અંગે મુંબઇમાં રામનારાયણ કૉલેજ ફંડમાં રૂપિયા બે લાખ આપવામાં આવ્યા છે, એમના વતન રામગઢ (રાજપૂતાના)માં 'હરનંદરાયજી રૂઇયા સંસ્કૃત કૉલેજ' અને જૈપુર "કન્યા પાઠશાળા" ખોલવામાં

આવેલ છે, અને ભૃગુક્ષેત્ર તથા ઋષીકેશ એમ બે સ્થળે અન્નક્ષેત્ર ચલાવવામાં આવે છે. ઉપરાંત બીજી પણ સખાવતો કરવામાં આવે છે. એ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ તેઓ પોતે, તેમના ભાઇઓ, તેમનાં વિદ્વાન અને બાહોશ માતુશ્રી તથા જાણીતા ગૃહસ્થો શેઠ જમનાલાલ બજાજ તથા શેઠ પાલીરામ મુનીમ છે.

શ્રી રામનિવાસ શેઠનાં લગ્ન કલકત્તાના જાણીતા સદ્ ગૃહસ્થ રાય બહાદુર સર હરિરામના પુત્ર શેઠ ઘનશ્યામદાસ ગોએન્કાનાં પુત્રી શ્રીમતી કમલાબાઇ સાથે સને ૧૯૨૪ માં થયાં છે. સંતાનમાં તેમને બે પુત્ર અને એક પુત્રી છે.

શ્રી રામનિવાસ શેઠને સને ૧૯૩૯ માં નામદાર શહેનશાહના જન્મોત્સવની ખુશાલી પ્રસંગે જે. પી. નો ઈલ્કાબ આપવામાં આવેલ છે.

શ્રી રામનિવાસ શેઠની ઉંમર હજુ ત્રીસેક વરસની યુવાન છે, છતાં એમની કારકીર્દિ ઝળકતી છે. એમના હાથે એમના જ્ઞાતિભાઇઓની અને દેશભાઇઓની સેવાનાં ઘણાં કાર્યો થાય અને એમની કારકીર્દિ વધુ ઝળકતી નિવડે એવું આપણે ઇચ્છીએ.



# શેઠ ફરામરોઝ હોરમસજી એડનવાળા. ઓ. બી. ઇ.

એડનના જાણીતા વેપારી અને પારસી કોમના આગેવાન.




**Sheth Faramroz Hormasji Adenwala. O. B. E.**

**A Leading Merchant & a Leader of the Parsi Community at Aden.**

શેઠ ફરામરોઝ ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૮૫ના જુલાઇ માસમાં મુંબઇમાં થયો હતો.

એમના વડિલોમાં એમના પિતામહ શેઠ કાવસજી દીનશાહ અને એમના પિતા સર હોરમસજી કાવસજી એટલા બધા પ્રખ્યાત પુરૂષો છે કે એમની ઓળખાણ આપવાની જરૂરજ નથી. સર હોરમસજીનું ટુંકું જીવનચરિત્ર આ પુસ્તકમાં ૬૪ થી ૭૩ પાના પર છાપેલું છે.

શેઠ ફ્રામરોઝની બાલ્યાવસ્થા મુંબઇમાં વ્યતીત થએલી, અને તેમણે શિક્ષણ ફ્રોર્ટ હાઇસ્કૂલમાં લીધેલું. સને ૧૯૦૦ માં તેમની પંદર વરસની ઉમરે વધારે અભ્યાસ માટે તેમને ઇંગ્લાંડ મોકલવામાં આવ્યા હતા, ત્યાં બ્રાઇટન કૉલેજમાં તેમણે છ વરસ સુધી અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી તેમણે મેસર્સ ગ્રે ડૉઝ એન્ડ કંપનીમાં વહાણવટાંનો અને નાવિકવિદ્યાનો અભ્યાસ કર્યો હતો, અને તેમની પેઢીમાં ઇટાલીયન ભાષા જાણનાર મદદનીશની ઘણી જરૂર હોવાથી એમના પિતાજીની સૂચનાથી એક વેપારી કૉલેજમાં છ માસ સુધી ઇટાલીયન ભાષાનો અભ્યાસ કર્યો હતો. મેસર્સ ગ્રે ડૉઝ એન્ડ કંપનીમાં પુરતો અનુભવ લીધા પછી શેઠ ફ્રામરોઝને એમના પિતાજી તરફથી યુરોપની મુસાફરી કરવાની અને ત્યારપછી ઇટાલીમાં વધુ છ માસ રહીને ઇટાલીયન ભાષાનો વધુ અભ્યાસ કરવાની સૂચના થઇ હતી. યુરોપની મુસાફરીમાં નકામો વખત ગુમાવવાને બદલે શેઠ ફ્રામરોઝ સીધા ઇટાલી ગયા હતા અને ત્યાં રહીને ઇટાલીયન ભાષા પર તેમણે સારો કાબુ મેળવ્યો હતો. તેમનો વિચાર ત્યાર પછી યુરોપની મુસાફરી કરવાનો હતો, પણ તે વખતે તે પાર પડયો નહોતો. પાછળથી સને ૧૯૨૪ માં અને ૧૯૩૭ માં એમ બે વખત તેમણે યુરોપનો પ્રવાસ કર્યો હતો.

સર હોરમસજીને પોતાની જુવાનીમાં યુરોપમાં બે વરસ રહેવાની તક મળી હતી, તેટલા સમયમાં ત્યાંના રીતરિવાજ અને બીજી બાબતોની પુરતી માહેતી મળી શકી નહોતી. પોતાનો એ અનુભવ ધ્યાનમાં લઇને તેમણે ફરામરોઝ શેઠને બધી માહેતી સંપૂર્ણ મળી શકે એટલા માટે સાત વરસ યુરોપમાં રહેવાની રજા આપી હતી. આ પ્રમાણે સર હોરમસજીએ પોતાના મોટા પુત્રના જીવનઘડતરમાં પોતાને મળી હતી તેના કરતાં વધારે સરસ તક આપી હતી.

શેઠ ફરામરોઝને મળેલ તાલીમનો લાભ તેમણે આજ આજ સુધીમાં પોતાની પેઢીને ભારે પ્રમાણમાં આપ્યો છે, અને પોતાનાં સંતાનોને કેળવવામાં પણ તેમણે તેનો ઉપયોગ કર્યો છે.

૭ વરસ યુરોપમાં તાલીમ લીધા પછી સને ૧૯૦૭ ના માર્ચ માસમાં શેઠ ફરામરોઝ પોતાના પિતાની એડનની પેઢીમાં તાલીમ લેવા માટે જોડાયા હતા, એક વરસ તેમણે તાલીમ લીધા પછી તેમને ક્રેટરની જુની પેઢીનો વહીવટ સંપૂર્ણ સત્તા સાથે સોંપવામાં આવ્યો હતો. ત્યાં તેમણે કુશળતાથી કામ કરીને લાગતાવળગતાઓની લાગણી અને વિશ્વાસ સંપાદન કર્યાં હતાં. સને ૧૯૧૩ માં તેમને પેઢીની ઝંઝીબારની શાખાનું સુકાન સોંપવામાં આવ્યું હતું, ત્યાર પછી તેમને મુંબઇની શાખામાં મોકલવામાં આવ્યા હતા. એમ જુદે જુદે ઠેકાણે અનુભવ મેળવ્યા પછી એડનની પેઢીમાં તેઓ સ્થીર થયેલા, જેનો વહીવટ આજે પણ તેઓ બાહોશી અને દુરંદેશીથી ચલાવે છે. એડનમાં તેમના વસવાટ દરમ્યાન આજ સુધીમાં તેમણે ઘણાં મહાન માણસોનો ભવ્ય સત્કાર કરેલો છે.

તેમની લાયકાતથી પાંત્રીસ વરસની જુવાન ઉંમરે, સને ૧૯૨૦ માં તેઓ એડનના બંદરના એક ટ્રસ્ટી નિમાયા હતા, જે હોદ્દો તેમણે સને ૧૯૨૩ સુધી ભોગવ્યો હતો. સને ૧૯૨૩ માં બીજી વાર, સને ૧૯૨૪ માં ત્રીજી વાર અને સને ૧૯૨૬ માં ચોથી વાર તેઓ એ હોદ્દા પર નિમાયા હતા. ત્યાર પછી તેઓ વખતોવખત એ હોદ્દા પર નિમાયા કરે છે, અને હાલ પણ તે હોદ્દો ભોગવે છે.

કાર્યકુશળતા અને મળતાવડા સ્વભાવથી શ્રી ફરામરોઝ શેઠે એડનની બધી કોમની વસ્તી અને ત્યાંના વેપારીઓની પ્રીતિ મેળવી છે, અને એડનવાળા કુટુંબની કીર્તિમાં વધારો કર્યો છે.

શેઠ ફરામરોઝના પિતા અને તેમની પેઢી તરફથી જરૂરી પ્રસંગોએ સારી સખાવતો થતી હોવા છતાં, શેઠ ફરામરોઝે જુદી પણ કેટલીક સખાવતો કરી છે. એડનના 'નર્સીંગ એસોસીએશન'ને મદદ કરવા માટે તેમણે પોતાની પેઢીના પારસી કળાપ્રેમીઓના સહકારથી કેટલાક જલસાઓ કરાવીને અને તેમાં પોતાના તરફથી રકમ ઉમેરીને રૂપિયા ૭૦૦૦) સાત હજાર તે સંસ્થાને આપ્યા હતા, ત્યાંના 'સંત ડન્સ્ટન અંધગૃહ'ને તેમણે મદદ કરી હતી, અને ૧૯૨૭ ના ગુજરાત કાઠીયાવાડના જળપ્રલય વખતે રૂપિયા ૧૦૦૦) એક હજાર પોતે ફંડમાં ભરવા ઉપરાંત પોતાના પ્રમુખપણા નીચે મળેલી સભાને મદદ કરવાનું કહેતાં એકંદરે રૂપિયા ૧૭૦૦૦) સત્તર હજાર એકઠા થયા હતા.

શેઠ ફરામરોઝ પણ પોતાના પિતાની માફક એડનની પારસી કોમના આગેવાન છે, અને એડનની લગભગ બધી જાહેર પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લે છે.

શેઠ ફરામરોઝનાં લગ્ન સને ૧૯૧૫ માં લાહોરના આગેવાન શહેરી શેઠ અરદેશર બેરામજી કુપરનાં પુત્રી શ્રીમતી પીરોજબાઇ સાથે મુંબઇમાં થયાં હતાં. સાત વરસના ટુંકા ગૃહસ્થાશ્રમ પછી, સને ૧૯૨૨ માં, ૩૨ વરસની ભર જુવાન વયે, ટુંકી માંદગી ભોગવીને, એ ભલાં બાઇ, પોતાની પાછળ માણેકબાઇ અને આલાંબાઇ નામની બે પુત્રીઓ મુકીને બહેસ્તનશીન થયાં હતાં. તેમના ઉઠમણાં વખતે રૂા. ૫૨૦૦) ની સખાવત કરવામાં આવી હતી. ધનવાન પિતાનાં પુત્રી અને ધનવાન પતિનાં પત્ની હોવા છતાં પીરોજબાઈ નિરાભિમાની અને નિરાડંબરી હતાં.

એક વખત એક ફ્રેંચ સ્ટીમર એડનના બારામાં સળગી ઉઠતાં તેના ઉતારૂઓને જોઈતી મદદ શેઠ ફરામરોઝે કરી હતી. તે સેવાની કદર કરીને ફ્રાન્સની સરકારે તેમને 'શેવેલ્યર'નો ઇલ્કાબ સને ૧૯૩૭ માં આપેલો છે. બ્રિટીશ સરકારે 'ઓ. બી. ઈ.' નો ઇલ્કાબ ૧૯૩૬ માં આપેલો છે. અને 'કીંગ જ્યોર્જ ધિ ફીફ્થ સિલ્વર જ્યુબિલી મેડલ' તથા 'કીંગ જ્યોર્જ ધિ સીક્સ્થ કોરોનેશન મેડલ' પણ તેમને આપવામાં આવેલા છે, એટલુંજ નહિ પણ નામદાર શહેનશાહ છઠ્ઠા જ્યોર્જના રાજ્યારોહણ પ્રસંગે એડનના ગવર્નરના આમંત્રણથી એડનના ખાસ પ્રતિનિધિ તરીકે તેઓ લંડન ગયા હતા.

શેઠ ફરામરોઝનો સ્વભાવ મળતાવડો, નિરાભિમાની અને ઉદાર છે, તેમનામાં તેમના પિતાના બધા ગુણો જોવામાં આવે છે, તે જોતાં તેઓ તેમના પિતાના જેવાજ દાનવીર, પ્રતિષ્ઠિત અને પ્રખ્યાત થવાનો સંભવ છે.



## શેઠ વાડીલાલ ચુનીલાલ. દાતાર.

બુલીયન એક્ષચેંજના એક ડીરેકટર.



**Sheth Vadilal Chunilal Datar.**

Director, Bullion Exchange.

શેઠ વાડીલાલભાઇ ન્યાતે વીસા નાગર વાણિયા છે, એમનો જન્મ સંવત ૧૯૪૮ ના અષાડ વદ ૧૧ ના રોજ વડોદરા રાજ્યના પીલવઇ નામના ગામમાં થયો હતો. એમનાં માતુશ્રીનું નામ મેનાબાઇ અને પિતાશ્રીનું નામ શ્રી ચુનીલાલભાઇ.

શ્રી વાડીલાલભાઈની બાલ્યાવસ્થા તેમના વતનમાં વ્યતીત થયેલી અને તેમણે અભ્યાસ પણ ત્યાંજ કરેલો.

ઉમર લાયક થતાં તેઓ મુંબઈ આવ્યા અને પોતાના કાકા શ્રી ગિરિધરલાલ ન્યાલચંદના સહકારથી વેપારધંધો ચાલુ કર્યો. ભાગ્યદેવીની કૃપાથી તેમને ધંધામાં સરખાઈ આવી અને તેઓ લાખો રૂપિયા કમાયા.

શ્રીયુત મંગળદાસ રણછોડદાસ નામના ગૃહસ્થની ભાગદારીમાં ચાંદી બજારમાં તેમની પેઢી છે, જે પેઢીની ગણત્રી એક આગેવાન પેઢી તરીકે થાય છે, અને શ્રી વાડીલાલભાઇ ચાંદી બજારના એક ડાયરેકટર તરીકે ચુંટાયા છે.

પૈસાની પ્રાપ્તિ થયા પછી શ્રી વાડીલાલભાઈએ સખાવતનાં કાર્યોમાં તેનો ઉપયોગ કરવાનું શરૂ કર્યું છે, અને હજુ પણ ચાલુ છે. એમના તરફથી થયેલાં જાણવા જેવાં સખાવતનાં કાર્યો નીચે મુજબ છે.

(૧) તેમના વતનમાં અંગ્રેજી શાળા નહિ હોવાથી ત્યાંના વિદ્યાર્થીઓને અંગ્રેજી ભણવા માટે બહારગામ જવાની હેરાનગતિ ભોગવવી પડતી અથવા અંગ્રેજી અભ્યાસવિહોણા રહેવું પડતું. તે મુશ્કેલી દુર કરવા તેમણે પોતાના પિતા અને કાકાના નામથી 'ગિરિધરલાલ, ચુનીલાલ ઍંગ્લો વર્નાકયુલર સ્કૂલ' સ્થાપી છે, (૨) એજ ગામમાં ગાયકવાડ સરકારની મદદથી તેમણે તળાવ બંધાવીને ત્યાંનાં વતનીઓને તથા મુંગાં પ્રાણીઓને પાણીની સગવડ કરી આપી છે, (૩) તેજ ગામમાં પોતાના કાકાની મદદથી એક ગૌશાળા બંધાવી છે, જેમાં ૩૫૦૦૦) પાંત્રીશ હજાર રૂપિયા ખર્ચ કરેલ છે, (૪) એ ગામનાં વતનીઓને દવાદારૂની સગવડ નહિ હોવાથી શરૂઆતમાં પોતાના ખર્ચે ડાકટર રાખીને મફત દવા આપવાનું શરૂ કરેલું, અને પછી

સ્વ. સર સયાજીરાવ ગાયકવાડના હીરક મહોત્સવ પ્રસંગે દવાખાનું તથા પ્રસૂતિગૃહ બંધાવી આપેલ છે, જેમાં રૂપિયા ૨૫૦૦૦) હજાર ખર્ચ થયેલ છે, (૫) મુંબઇમાં વસતા પોતાના મધ્યમ અને ગરીબ વર્ગના જ્ઞાતિબંધુઓને રહેવાની સગવડ કરી આપવા માટે 'નવગામ વીસા નાગર વણિક નિવાસ' નામનું ભવ્ય મકાન પોતાના કાકા તથા પિતાશ્રીના નામથી રૂપિયા દોઢ લાખના ખર્ચે બંધાવેલ છે, જેનો લાભ માસિક માત્ર છ રૂપિયાના ભાડાથી પોણોસો કુટુંબો લીએ છે. આ શિવાય ધર્મશાળાઓ, રસ્તાઓ અને કુવાઅવેડાઓમાં તેમણે અમુક રકમ વાપરેલી છે.

એમનાં સખાવતનાં કાર્યોની કદર કરીને નામદાર ગાયકવાડ સરકારે તેમને 'દાતાર મંડળ' નો સૂવર્ણ ચંદ્રક આપેલો છે, અને તેમની વતનસેવા, જ્ઞાતિસેવા, જનસેવા તથા સખાવતોથી આકર્ષાઇને, પીલવાઇ તથા ગેરીતાના વતનીઓ અને મુંબઈના તેમના જ્ઞાતિજનોએ તેમને વખતોવખત અભિનંદનપત્રો તથા માનપત્રો આપેલાં છે.

શ્રી વાડીલાલ શેઠને બીજાં લગ્નથી, સંતાનમાં ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ છે, જેમનાં નામ નટવરલાલ, નવનીતલાલ, મુકુંદલાલ, ચંદ્રકાન્તા, જશવંતી તથા કંચન છે. બધાં બાળકો હજુ અભ્યાસ કરે છે.

શ્રી વાડીલાલભાઇની ધાર્મિક વૃત્તિ પણ નોંધને પાત્ર છે. તેઓ શ્રી નરનારાયણના 'સત્સંગ મંડળ'ના એક આગેવાન છે, અને તે મંડળનાં તથા બીજાં ધાર્મિક કાર્યોમાં ભારે રસ લીએ છે.

શ્રીમંત હોવા છતાં શ્રી વાડીલાલભાઇની રહેણી ઘણી સાદી છે. અને તેમનો સ્વભાવ પણ નિરાભિમાની અને સરળ છે.

# શેઠ ઉમાદત્ત સુરજમલ્લ નેમાણી.

રૂના આગેવાન વેપારી.



**Sheth Umadatt Surajmall Nemani.**

A Leading Cotton Merchant.

શેઠ ઉમાદત્ત ન્યાતે અગ્રવાલ છે. એમનો જન્મ સને ૧૯૦૧ માં મારવાડના અજીતગઢ નામના ગામમાં થયો હતો.

એમના વડિલો મૂળ ચુડી (ખેતડી-જયપુર)ના વતની, જ્યાંથી પ્રથમ એમના પ્રપિતામહ શેઠ બક્ષીરામજી સંવત ૧૯૦૫ માં મુંબઇમાં આવેલા. તેઓ સંવત ૧૯૪૩ માં સ્વર્ગવાસી

થઇ ગયેલા. ત્યાર બાદ એમના પુત્ર શ્રી શિવનારાયણ નેમાણી સંવત ૧૯૪૫ માં મુંબઇમાં આવેલા. મુંબઇ આવ્યા ત્યારે તેમની સ્થિતિ ગરીબ હતી. સંવત ૧૯૫૦ સુધી તેમણે હુંડીની દલાલીનું કામ કર્યા પછી તેઓ રૂના ધંધામાં પડેલા, અને ભાગ્યદેવીની કૃપાથી તેમાં કરોડપતિ થયેલા. એમનો ખાસ ધંધો તેજીમંદીનો હતો. તેઓ સ્વભાવે દયાળુ હોવાનું કહેવાય છે. પોતાના કરજદાર ઉપર અદાલતમાં દાવો ન કરતાં તે જે આપે તે લઇ લેતા અને કોઇ માણસ કરજ આપવાને અશક્ત હોય તો તે માંડી વાળતા. તેમને નામદાર સરકાર તરફથી જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવેલો. રૂ બજારમાં તેમની પ્રતિષ્ટા એવી હતી કે તેઓ Cotton King રૂના રાજાના ઉપનામથી ઓળખાતા. તેઓ મારવાડી અગ્રવાલ સભાના સાતમા અધિવેશનના સભાપતિ હતા. તેમણે નાસીકમાં એક ધર્મશાળા બંધાવેલી, મુંબઇમાં ધર્માદા દવાખાનું ખોલેલું, જે સર્વ કોમોના લાભ માટે ચાલુ છે, અને અજીતગઢમાં એક દવાખાનું ખોલવા ઉપરાંત એક ગૌશાળા, સંસ્કૃત પાઠશાલા અને મિડલ સ્કૂલ બંધાવી છે. તેમજ બીજી પણ કેટલીક સખાવતો કરેલી. તેઓ સંવત ૧૯૮૫ માં ૭૦ વરસની ઉંમરે મુંબઇમાં સ્વર્ગવાસી થયેલા.

એમના પુત્ર શ્રી સુરજમલ્લ નેમાણીએ પિતાની હૈયાતીમાંજ તેમનો ધંધો સંભાળી લીધેલો, જે આજે પણ તેઓ પોતાના પુત્રોની સાથે મળીને ચલાવે છે. એમણે તથા એમના પુત્રોએ મળીને સ્વ. શેઠ શિવનારાયણ નેમાણીના સ્મરણાર્થે ઇસ્ટ ઇન્ડીઆ કૉટન એસોસીએશનને રૂપિયા એક લાખ અને એક હજાર, તેનું વ્યાજ રૂના ધંધા સાથે નીસ્બત ધરાવતા હાજતમંદ માણસોના હિતાર્થે વાપરવાની શરતે આપેલા છે, રૂપિયા ચોવીસ હજાર સીવરીમાં શ્રી રામમંદિર માટે આપ્યા છે, અને રૂપિયા દશ હજાર

શ્રી ઘાટકોપર વ્યાયામશાળાના હૉલ માટે આપ્યા છે. ફણસવાડીમાં 'નેમાણી વાડી' એ પણ આ કુટુંબની સખાવત છે. તે લગ્ન અને સભાના પ્રસંગો માટે ભાડું લીધા વિના ગમે તે કોમને વાપરવા દેવામાં આવે છે. શ્રી શિવનારાયણ નેમાણીનું બસ્ટ ઇસ્ટ ઇન્ડીઆ કૉટન એસોસીએશનના ટ્રેડીંગ હૉલમાં તેમની રૂ બજાર તરફની મમતા અને સેવાઓ ધ્યાનમાં લઇ સદરહુ એસોસીએશન તરફથી સને ૧૯૩૯ના મે માસમાં રાષ્ટ્રપતિ બાબુ રાજેન્દ્રપ્રસાદના હસ્તે ખુલ્લું મુકીને તેમની યાદગીરી કાયમ રાખવામાં આવી છે.

મારવાડી કોમ વ્યાપારપ્રધાન કોમ છે. એ કોમના માણસો ઝાઝો અભ્યાસ કરતા નથી. તે મુજબ શેઠ ઉમાદત્ત પણ સાધારણ અભ્યાસ કરીને સને ૧૯૨૫ માં પોતાના પિતાના ધંધામાં જોડાઇ ગયા છે, અને તેઓ વડા પુત્ર હોવાથી ધંધાનો બોજો તેમના પર વધારે રહે તે સ્વાભાવિક છે. તેઓ રૂ, શેર, અળશી અને સીંગદાણા વિગેરેનું કામકાજ કરે છે, અને લીવરપુલ તથા ન્યુયોર્કના એસોસીએશનના મેમ્બર છે.

શેઠ ઉમાદત્ત ન્યુ સ્વદેશી મીલ્સ લી. (અમદાવાદ) અને ધી પસારી ફ્લોર મીલ્સ લી. ના ડીરેકટર છે, બરાડમાં તેમના કેટલાક જીનપ્રેસો છે. ઇસ્ટ ઇસ્ટ ઇન્ડીઆ કૉટન એસોસીએશન લી. અને મારવાડી ચેમ્બર ઓફ કોમર્સ લી. ના સને ૧૯૩૬ થી ડીરેકટર છે, અને ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બરના સભ્ય છે. તથા ચેમ્બુરના બાલગૃહના ખજાનચી છે, અને આણંદ કેટલ બ્રીડીંગ ફાર્મના એક ટ્રસ્ટી છે. સને ૧૯૩૯ ની મ્યુનીસીપલ ચુંટણીમાં ભુલેશ્વર વોર્ડમાં કોંગ્રસ પાર્ટી તરફથી તેમણે ઉમેદવારી નોંધાવેલી, જેમાં તેમને સફળતા મળી છે. તેઓ મ્યુનીસીપલ સ્ટેન્ડીંગ કમિટીના અને મારકેટસ એન્ડ ગાર્ડન્સ કમિટીના પણ સભ્ય છે.

# શ્રીયુત ખુરશેદ ફરામજી નરીમાન.

બી. એ., એલએલ. બી., એડવોકેટ.

જાણીતા ધારાશાસ્ત્રી.



**Mr. Khurshed Faramji Nariman.**

B. A., LL. B. Advocate.

A Welkown Lowyer.

શેઠ સુંદરજી મોતીભાઇ. સૌ. કાશીબાઇ.



Sheth Suudarji Motibhai. Mrs. Kashibai.

શેઠ સુંદરજીભાઇ ન્યાતે કપોળ વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૩૭ ના આસો સુદ ૧૩ ના રોજ મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મૂળ ભાવનગર તાબાના સથરા ગામના વતની, જ્યાંથી સુંદરજીભાઇના પિતા શ્રી મોતીબાઇ મુંબઇ આવેલા અને પંદર રૂપિયાના પગારની નોકરીથી શરૂઆત કરીને લોખંડના ધંધામાં ધીમે ધીમે સારી સ્થિતિએ પહોંચેલા.

સ્થિતિ આબાદ થયા પછી પોતે ધાર્મિક વૃત્તિના હોઇને જાત્રાઓ કરેલી અને પોતાને અનુકૂળ લાગ્યું ત્યાં જાત્રાળુઓના

ઉતારા માટે ધર્મશાળા, ઓરડા વિગેરે બંધાવેલ. ચાણોદ કરનાળીમાં રૂપિયા દસ હજાર ખર્ચીને વિષ્ણુયાગ તથા મહારૂદ્ર યજ્ઞ કરેલા, કેટલેક ઠેકાણે વાવ, કુવા, અવેડા, ચોતરા, ચબુતરા તથા સ્મશાન છાપરીઓ બંધાવેલ, ઢસા જંકશન ઉપર રૂપિયા દશ હજારના ખર્ચે શ્રીમદ્ ભગવત્‌ગીતા પાઠશાળા સ્થાપેલ અને ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનમાં રૂપિયા ચાર હજાર ખરચીને દવાખાનાનું મકાન બંધાવી આપેલ તથા દવાઓ અને દવાખાનાની બીજી જરૂરી વસ્તુઓ લઈ આપેલી. તેઓ સંવત ૧૯૮૬ ના માગશર વદ ૧૦ ના રોજ સ્વર્ગવાસી થયેલા.

શ્રી સુંદરજીભાઇ ગુજરાતી છ ચોપડીનો અભ્યાસ કરીને પિતાના લોખંડના ધંધામાં જોડાઇ ગયેલા અને એ ધંધાની તેમણે સારી ખીલવણી કરેલી. તેમનું વાર્ષિક કામકાજ લગભગ બાર લાખ રૂપિયા જેટલું થવા જાય છે. તેમની દુકાનો મુંબઇ અને ભાવનગરમાં છે.

તેમણે પણ પોતાના પિતાની માફક સખાવતનાં કેટલાંક કાર્યો કર્યા છે, જેમાંનાં કેટલાંકની નોંધ નીચે મુજબ છે :—

(૧) ભાવનગરમાં આશરે રૂપિયા ચાલીસ હજાર ખરચીને તેમણે 'શેઠ સુંદરજી મોતીભાઇ આરોગ્ય ભૂવન' બંધાવેલ છે. (૨) ભાવનગર તાબાના પોતાના વતન સથરા ગામમાં બે હજાર રૂપિયા ખરચીને 'હરિજનશાળા' બંધાવી છે. (૩) માયાવાડાના રામમંદિરમાં પ્રતિષ્ઠા કરવામાં તથા તેના નિભાવ માટે દરબારી જમીન આપવામાં રૂપિયા બે હજાર ખર્ચ કર્યો છે, આ શિવાય પરચુરણ સખાવતનાં કેટલાંક કાર્યો કર્યાં છે, અને જ્ઞાતિભોજનમાં તથા પુસ્તકો આપવામાં કેટલોક ખર્ચ કરેલ છે.

શ્રી સુંદરજીભાઇ પણ પોતાના પિતાની માફક ધાર્મિક વૃત્તિના હોઇને તેમણે ચારે ધામની જાત્રા કરેલી છે. બીજી વખત ત્રણ ધામની જાત્રા મૉટરમાં કરેલી, જે વખતે દસ હજાર માઇલની મુસાફરી કરેલી.

કેટલોક વખત થયાં તેઓ કાને બહેરા થઇ ગયેલા હોવાથી ધંધાની ઉપાધિ ઓછી કરી નાખી છે.

એમનાં પત્નીનું નામ શ્રીમતી કાશીબાઇ છે. તેઓ પણ તેમના પતિની માફક ધાર્મિકવૃત્તિનાં છે.

આ દંપતીને ઇશ્વરે કાંઇ સંતાન આપેલ નથી. શ્રી સુંદરજીભાઇના મોટા ભાઇ શ્રી વિઠ્ઠલભાઇને એક દીકરો છે. જેના ઉપર આ દંપતી પુત્રવત્ પ્રેમ રાખે છે અને તેને પોતાનો જ દીકરો માને છે.



## શ્રીયુત ડૉ. વિઠ્ઠલદાસ લાધાભાઇ પરમાર.

એફ. આર. સી. એસ.



Doctor Vithaldas Ladhabhai Parmar.

F. R. C. S.

## શ્રાયુત મોરારજી આણદજી તન્ના

બી એ., એલએલ. બી.

માજી દીવાન, ભાવનગર, પાલનપુર અને પન્ના



**Mr. Morarji Anandaji Tanna.**

**Ex Divan, Bhavnagar, Palanpur and Panna.**

**શ્રીયુત મોરારજીભાઇ ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સંવત ૧૯૨૧ ના ચૈત્ર માસમાં દ્વારકા પાસેના વરવાળા નામના ગામમાં એમને મોશાળ થયો હતો.**

એમના વડિલો જામનગરના પીંડારા ગામના વતની હતા. એમના પિતામહને છ ભાઇઓ હતા, અને પિતાને પણ છ ભાઇઓ હતા, જેમાંનાં ત્રણનાં કુટુંબ હાલ હૈયાત છે. વડિલોનો ધંધો પરચુરણ વેપાર અને ધીરધારનો હતો. છ ભાઇઓમાં મોરારજીભાઇના પિતા આણંદજીભાઇ સહુથી મોટા હતા, તેઓ મોરારજીભાઇની ઉંમર પાંચ વરસની હતી ત્યારે એટલે કે સંવત ૧૯૨૬ માં પોતાના બે ભાઇઓને સાથે લઈને મુંબઈ આવેલા હતા.

શ્રી મોરારજીભાઇની બાલ્યાવસ્થા મુંબઈમાં જ વીતેલી અને તેમણે ગુજરાતી અંગ્રેજી અભ્યાસ પણ મુંબઇમાં જ કર્યો હતો. બુદ્ધિવર્ધક શાળામાં ગુજરાતી અભ્યાસ, ગોકળદાસ તેજપાળ એંગ્લો વર્નાકયુલર સ્કૂલમાં અંગ્રેજી ત્રણ ધોરણ અને એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કરીને સને ૧૮૮૧ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી, તે પછી એલ્ફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરીને સને ૧૮૮૪ માં બી. એ. ની પરીક્ષા પહેલે નંબરે પસાર કરી હતી. ત્રણ વરસ એલ્ફીન્સ્ટન કૉલેજમાં ફેલો તરીકે રહ્યા હતા, અને સને ૧૮૮૭ માં એલ એલ. બી. ની પરીક્ષા પસાર કરી હતી.

એલ એલ. બી. ની પરીક્ષા પસાર કર્યા પછી તેમણે મુંબઇમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો, અને બે વરસ પછી (સને ૧૮૮૯ માં) ભાવનગર રાજ્યની નોકરીમાં ન્યાયાધીશ તરીકે જોડાયા હતા. ત્યાર પછી સને ૧૯૦૦ તેમની નિમણુક રાજકોટ ખાતે ભાવનગર સ્ટેટ વકીલ તરીકે થઇ હતી. તે પછી સને ૧૯૦૪ માં નાયબ દીવાન, પછી એકટીંગ દીવાન અને સને ૧૯૧૨ માં કાયમી દીવાન તરીકે તેમની નિમણુક

થઇ હતી. રાજ્યમાં પોલીટીકલ, રેલ્વે, બંદર, કસ્ટમ્સ, જ્યુડીશીયલ તથા પોલીસ એ એમના ખાસ અંગત ચાર્જના વિષયો હતા. ભાવનગરની નોકરી દરમ્યાન એમણે તાતા સ્ટીલ કંપની, તાતા હાઇડ્રો ઇલેકટ્રીક કંપની, બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપની વિગેરે પ્રસિધ્ધ કંપનીઓમાં આશરે બારેક વરસ સુધી સ્ટેટ તરફના ડાયરેકટર તરીકે કામ કર્યું હતું. સને ૧૯૧૪–૧૮ ની મોટી લડાઇને અંગે સરકારને મદદ કરવા માટે એમને બ્રિટીશ સરકાર તરફથી સર્ટિફીકેટ ઓફ મેરિટ મળ્યું હતું.

આઠેક વરસ ભાવનગરના દીવાનનો હોદો ભોગવીને સને ૧૯૨૦ માં તેઓ પેન્શન ઉપર નિવૃત્ત થઇને મુંબઇ વસ્યા હતા. ત્યાર પછી સને ૧૯૨૫ અને ૨૬ એમ બે વરસ પાલનપુરના દીવાન તરીકે કામ કર્યું હતું. પાલનપુરના નવાબ સાહેબે એમની નોકરીની કદર કરીને એમને દોહરી તાઝીમ તથા છત્રી મશાલનું માન આપ્યું હતું. અને ૧૯૨૬ થી ૧૯૩૦ સુધીનાં ચાર વરસ પન્નાના દીવાન નિમાયા હતા.

સને ૧૯૩૦ થી તેઓ મુંબઇ આવીને વસ્યા પછી કોઇ કોઇ રાજ્યના સલાહકાર તરીકે કામ કરતા, પરંતુ હવે એ મૂકી દીધું છે.

શ્રી મોરારજી ભાઇ સને ૧૯૧૦ માં મુંબઈમાં મળેલી પહેલી લોહાણા પરિષદના પ્રમુખ ચુંટાયા હતા, અને હાલ કેટલાંક વરસથી મુંબઈ હાલાઇ લોહાણા મહાજનના પ્રમુખ છે.

તેઓ મુંબઇની કેટલીક લીમીટેડ કંપનીઓના ડીરેકટર છે, લોહાણા જ્ઞાતિની કેટલીક સંસ્થાઓની કમિટીના પ્રમુખ છે, અને કેટલીક સંસ્થાઓના ટ્રસ્ટી પણ છે.



# શેઠ શૂરજીભાઇ વલ્લભદાસ.

એક આગેવાન શહેરી.



**Sheth Shoorjibhai Vallabhadas.**

A prominent Citizon.

શેઠ શૂરજીભાઇ ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સંવત ૧૯૪૪ માં કચ્છના સુંથરી ગામમાં થયો હતો.

એમના પ્રપિતામહ વાલજીભાઇ એક પ્રતાપી પુરૂષ હતા. તેઓ દેવનાગરી ભાષાના ભક્ત હતા, અને તે ભાષામાં તેમણે કેટલાક લેખો પણ લખ્યા હતા એમ કહેવાય છે. વાલજીભાઇના પુત્ર કર્મસિંહ મુંબઇના મોટા વેપારી હતા, તેઓ પણ હિંદી ભાષાના પ્રેમી હતા. તેમને પસંદ પડતી કવિતાઓ તેઓ એક પુસ્તકમાં ઉતારી લેતા અને પ્રસંગોપાત તે ગાતા. કર્મસિંહના પુત્ર વલ્લભદાસ પણ હિંદી ભાષાના પ્રેમી હતા અને એમણે એ ભાષાનાં પુસ્તકોથી પોતાના ઘરને શણગાર્યું હતું. હિંદી ભાષા અને હિંદી પુસ્તકો પરનો વડિલોનો પ્રેમ શ્રી શૂરજીભાઇમાં પણ છે.

શ્રી શૂરજીભાઈએ અભ્યાસની શરૂઆત પાંચ વરસની ઉંમરે પોતાના વતનમાં કરી હતી. ગુજરાતી સાત અને અંગ્રેજી બે ચોપડી ભણીને બાર વરસની ઉંમરે, સંવત ૧૯૫૬ માં તેઓ મુંબઇ આવ્યા હતા. મુંબઇ આવીને, ગોકલદાસ તેજપાળ હાઇસ્કૂલમાં તેઓ દાખલ થયા હતા. જ્યાં બીજું ધોરણ પસાર કર્યાં પછી એસ્પ્લેનેડ હાઇસ્કૂલમાં દાખલ થયા હતા. ત્યાં ત્રીજું ધોરણ ભણ્યા પછી અભ્યાસ બંધ કરીને પંદરેક વરસની ઉંમરે ધંધાની શરૂઆત કરી હતી.

ધંધાની શરૂઆતમાં તેમના પિત્રાઇ ભાણજીભાઇએ તેમને સીડવીડના દલાલ સાથે ભાગમાં જોડ્યા હતા. નવ મહિના એ ભાગદારી ચલાવ્યા પછી ઝવેરાતના એક દલાલ સાથે ભાગદારી કરી હતી, જે આઠ મહિના ચલ્યા પછી તેમના ભાઇએ તેમને 'લીપોલ્ડ કેસેલા કંપની'ના ડીરેક્ટર શ્રી ઇ. એ. ગોલ પાસે મુકેલા. એ જર્મન કંપનીની કલર લેબોરેટરી હતી. તેમાં રંગની જુદીજુદી જાતો જાણવા માટે સંવત ૧૯૬૧ માં

તેમને દાખલ કર્યા હતા. એ જગ્યાએ ત્રણ વરસમાં મેળવી શકાય એટલું જ્ઞાન તેમણે માત્ર નવ મહિનામાં મેળવી લીધું હતું. લેબોરેટરીમાં પોતે ધંધાની તાલીમ લેતા ત્યારે પણ હમેશાં વ્હેલા ઉઠી, સ્નાન, સંધ્યા આદિ નિત્યકર્મ કરીને પછી સંસ્કૃત અભ્યાસ માટે બાલકૃષ્ણ શર્મા નામના પંડિત પાસે તેઓ જતા.

સંવત ૧૯૬૪માં એમના પિત્રાઇ ભાણજીભાઇ નિઃસંતાન ગુજરી જતાં ધંધાનો બધો બોજો શૂરજીભાઇ પર આવી પડયો હતો. સને ૧૯૨૧ માં રંગ અને રસાયનના પોતાના ધંધા સંબંધે વધુ માહિતી મેળવવા, નવા વેપારીઓની સાથે પરિચય સાધવા અને બીજા દેશો જોવાના ત્રિવિધ આશયથી તેઓ પરદેશની મુસાફરીએ ગયા હતા, અને ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની બેલ્જીયમ, ઓસ્ટ્રીયા, સ્વીટઝર્લેન્ડ, સર્વિયા અને ઇજીપ્ત આદિ દેશોમાં ફર્યા હતા.

સને ૧૯૩૦ની રાષ્ટ્રીય લડત વખતે તેમણે ખાદી ઉત્પન્ન કરનારાં મથકો ખોલેલાં અને મુંબઇની પ્રજાને શુદ્ધ સ્વદેશી ચીજો મળી શકે એટલા માટે મોટી રકમ રોકી 'શ્રી શૂરજી વલ્લભદાસ સ્વદેશી બજાર લીમીટેડ'ની સ્થાપના કરી હતી. આ સ્ટોર્સમાં ત્રણ ચાર લાખ જેવડી મોટી ખોટ જતાં તે બંધ કરવો પડયો હતો. હાલમાં તેનો માત્ર ઓર્ડર વિભાગ ચાલુ છે. હિંદના વહાણવટાનો ગૌરવવંતો વાવટો દૂર દૂરનાં બંદરોમાં ઉન્નત્ત અને સ્વતંત્રપણે ફરકે તે ધ્યેયની સિદ્ધિ માટે હિંદનું વહાણવટું હિંદીઓ બહોળા પ્રમાણમાં ખેડે અગત્યનું છે. શ્રી શૂરજીભાઇ આ ધંધામાં વરસોથી રસ લેતા પરંતુ બીજી રોકાણોને લઇને સક્રિય રીતે તેમાં ધ્યાન આ

શકતા નહિ. ઉપરોક્ત સ્વદેશી ભંડાર બંધ કર્યો પછી મલબાર બાજુની પ્રખ્યાત સ્ટીમર કંપની, ધિ મલબાર સ્ટીમશીપ કંપની લીમીટેડ (કરાંચી અને મુંબઇથી લઇને મલબાર કિનારા પર આ કંપનીની સ્ટીમરો દોડે છે.) ના વીસ વરસને માટે તેઓ મેનેજીંગ એજન્ટસ નિમાયા.

શ્રી શૂરજીભાઇના ધંધાની શરૂઆતથી આજસુધીની ઉપર આપેલી હકીકતથી વાંચનાર જોઇ શકશે કે રંગ, સ્વદેશી વસ્તુઓ અને વહાણવટું એ તેમનાં ધંધાનાં મુખ્ય કેંદ્રો છે, અને એ બધાં કેંદ્રોમાં એમણે નોંધવા લાયક કામ કર્યું છે.

(૧) સ્વામી દયાનંદ સરસ્વતીના સિદ્ધાંતોથી આકર્ષાઇને આર્યસમાજની સેવા શ્રી શૂરજીભાઇ યુવાવસ્થથી બજાવે છે, અને હાલ તેઓ મુંબઈ આર્યસમાજ મંદિરના મેનેજીંગ ટ્રસ્ટી છે.

(૨) સને ૧૯૨૬ માં, કચ્છી પ્રજાની એકજ માત્ર રાજકિય સંસ્થા "શ્રી કચ્છી પ્રજાકિય પરિષદ" નાં પહેલાં સંમેલનના પ્રમુખ તરીકે તેમને ચુંટવામાં આવ્યા હતા.

(૩) સને ૧૯૨૧ માં કચ્છ રાજ્ય તરફથી 'ખેડુત દુઃખ તપાસ કમિટી' નિમવામાં આવેલી તેમાં રાજ્યના ત્રણ અમલદારો સાથે પ્રજાપક્ષના જે એક સભ્ય નિમવામાં આવેલા તે નિમણુકનું માન શ્રી શૂરજીભાઇને મળ્યું હતું.

(૪) સને ૧૯૩૧ માં સ્થપાયેલી 'કચ્છી ખેડુત પ્રજાસંગઠન સમિતિ' ના તેઓ પ્રમુખ થયેલા. એ વખતે તેઓ કમિટીના બીજા સભ્યોની સાથે કચ્છનાં ગામડાંઓમાં ફરેલા.

(૫) 'કચ્છ લોહાણા કેળવણી જનરલ ફંડ'ના મંત્રી તરીકે કેટલોક વખત કામ કર્યો પછી હાલ તેઓ તેના ઉપપ્રમુખ તરીકે કામ કરે છે. આ ફંડ તરફથી કચ્છનાં ગામડાંઓમાં પ્રાથમિક શાળાઓ ચાલે છે, જેમાં લોહાણા જ્ઞાતિનાં બાળકો શિવાય

બીજી જ્ઞાતિનાં બાળકોને પણ દાખલ કરવામાં આવે છે, અને નૂતન કેળવણીની પદ્ધતિ ધ્યાનમાં રાખીને શિક્ષણ અપાય છે. કચ્છમાં ખાનગી કેળવણીની સંસ્થાઓમાં સ્વ. શેઠ ગોકળદાસ તેજપાળ ચેરીટીઝની સંસ્થાઓ પછી બીજે નંબરે કેળવણી પ્રચારમાં આ સંસ્થા આવે છે.

(૬) જન્મભૂમિ, સન અને નવરાષ્ટ્ર આદિ વર્તમાનપત્રોની મેનેજીંગ કમિટીના ડીરેકટર તરીકે પણ તેમણે કામ કરેલ છે શ્રી શૂરજીભાઇની નોંધવા લાયક સખાવતો નીચે મુજબ છે.

(૧) સને ૧૯૧૯ માં માંડવી મુકામે લોહાણા જ્ઞાતિની પરિષદ્ મળેલી ત્યારે તેમણે કેળવણીના ઉદ્દેશ માટે રૂા. ૫૧૦૦૦) એકાવન હજારની બાદશાહી રકમ આપેલી. જે રકમનું રજીસ્ટર્ડ ટ્રસ્ટ કરીને 'શ્રી કચ્છ લોહાણા જનરલ કેળવણી ફંડ' સ્થાપવામાં આવ્યું છે, અને તેમાંથી ઉપર કહ્યું તેમ કચ્છનાં ગામડાંઓમાં ૫૩ પ્રાથમિક શાળાઓ ચલાવવામાં આવે છે. (૨) દુકાળના વખતમાં કચ્છનાં ગામડાંઓમાં કુવાઓ વિગેરે ખોદાવવામાં, મુંગાં જનાવરોને ઘાસચારો આપવામાં, પાણીનાં પરબો બેસાડવામાં, અને સસ્તા ભાવે ગરીબ લોકોને અનાજ આપવાની દુકાનો ચલાવવા માટે જરૂરીયાતની વખતે તેમણે બનતી સખાવતો કરેલી છે.

(૩) વડોદરાનાં જુમ્માદાદા વ્યાયામ મંદિરને રૂા. ૫૦૦૦) પાંચ હજાર આપેલા છે. એ વ્યાયામ મંદિરની ઉદ્ઘાટન ક્રિયા એમના હાથે થયેલી અને એ પ્રસંગે પ્રમુખ પણ તેઓ જ નિમાયેલા. શ્રી શૂરજીભાઇ રાષ્ટ્રપ્રેમી છે, ખાદીધારી છે અને રાષ્ટ્રીય સ્વતંત્રતા મેળવવા તેમણે સક્રિય ફાળો આપ્યો છે. સને ૧૯૩૦ અને ૧૯૩૨ ની રાષ્ટ્રીય લડત વખતે એમણે લડતમાં લીધેલ ભાગના બદલામાં તેમને જેલની મ્હેમાની સ્વીકારવી

પડી હતી. શ્રી શૂરજીભાઇ વિલાયતનો પ્રવાસ કરીને આવ્યા ત્યારે તેમને પ્રાયશ્ચિત કરાવવું જોઇએ એવી અરજી કોઇએ મહાજનને કરેલી, તે ઉપરથી મહાજને શ્રી શૂરજીભાઇને પ્રાયશ્ચિત લેવાનું કહેવરાવ્યું, જેનો નમ્ર અને સંતોષકારક જવાબ શ્રી શૂરજીભાઇ તરફથી આપવામાં આવ્યે; તોપણ એ વાત કેટલાય દિવસ સુધી ચર્ચાણી અને કેટલાય સારા માણસેને કેટલીય રાતોના ઉજાગરા થયા. લોહાણા જ્ઞાતિના એક અગ્રેસર શેઠ વિસનજી જીવણદાસે શ્રી શૂરજીભાઇને સમજાવ્યું કે તમે માત્ર એટલુંજ મહાજનની પાસે કહો કે મેં દરીયામાં નાહીને પ્રાયશ્ચિત કરી લીધું એટલે બસ. એના જવાબમાં શ્રી શૂરજીભાઇએ કહ્યું કે હું શુદ્ધ રહ્યો છું અને તેથી પ્રાયશ્ચિત લેવાની મારે જરૂર હોવાનું હું સ્વીકારતો નથી, એટલે દરીયામાં ન્હાવાની કે ન્હાયા વગર ન્હાયો છું એવું અસત્ય બોલવાની મારો આત્મા મને ના કહે છે.

આ ચર્ચા પછી મહાજન મળ્યું ત્યારે શ્રી શૂરજીભાઇને બોલાવવાથી તેઓ મહાજન સમક્ષ હાજર થયા, અને પોતાની શુધ્ધતાની વિનયભરી વાણીમાં સહુને ખાત્રી આપવાથી મહાજને નિર્ણય કર્યો કે શૂરજીભાઇને સાંભળ્યા પછી એમને પ્રાયશ્ચિતની જરૂર નથી. શ્રી શૂરજીભાઇને પરિવારમાં હાલ પાંચ પુત્રીઓ અને ત્રણ પુત્રો છે. પુત્રોનાં નામ અને ઉમર નીચે મુજબ છે:–

(૧) પ્રતાપસિંહ, ઉંમર વરસ ૨૦, (૨) વિક્રમસિંહ, ઉંમર વરસ ૧૫. (૩) દિલિપસિંહ, ઉંમર વરસ ૪ પ્રતાપસિંહ કૉલેજમાં વેપારી શિક્ષણ લે છે, અને વિક્રમસિંહ હાઇસ્કૂલમાં અભ્યાસ કરે છે.

પુત્રીઓનાં નામ અને ઉમર નીચે મુજબ છે:–

(૧) શ્રી લક્ષ્મીબાઇ, ઉંમર વરસ ૨૨. (૨) સરસ્વતી,

ઉંમર વરસ ૧૭. (૩) સાવિત્રી, ઉંમર વરસ ૧૨. (૪) શાન્તિ, ઉંમર વરસ, ૧૦, અને (૫) ભારતી, ઉંમર વરસ ૭.

બ્હેન લક્ષ્મીબાઇ, સરસ્વતી તથા પ્રતાપસિંહ અંગ્રેજી ઉપરાંત કાશીની સંસ્કૃત વિદ્યાપીઠની 'મધ્યમા' સુધીનું જ્ઞાન ધરાવે છે. બીજાં સંતાનો પણ યથ.ઉંમર ગુજરાતી, અંગ્રેજી ઉપરાંત સંસ્કૃતનો પણ અભ્યાસ કરે છે. હિંદી સર્વને આવડે છે અને મરાઠીનું પણ વ્યવહારિક જ્ઞાન છે.

સંવત ૧૯૮૯ માં અજમેરમાં સ્વામી દયાનંદ સરસ્વતીની અર્ધશતાબ્દિ ઉજવાયેલી ત્યારે સંસ્કૃત ભાષાની વક્તૃત્વની હરીફાઇ માટે, ત્યાંના વિદ્વાનોએ આપેલા વિષય ઉપર, કશી પણ પ્રાર્થમિક તૈયારી વગર ત્યાં ને ત્યાં બોલવાને શિક્ષાગુરૂ અને પિતાની લક્ષ્મીબાઇને આજ્ઞા થતાં, આપેલા વિષય ઉપર તેમણે સંસ્કૃતમાં વિદ્વતાપૂર્ણ ભાષણ આપ્યું હતું, જેની ભારે પ્રશંસા થઇ હતી અને તે બદલ તેમને પહેલા નંબરનો સોનાનો ચાંદ આપવામાં આવ્યો હતો. તેવીજ રીતે મુંબઇમાં એક જાહેર સભામાં ભાષણ આપવા બદલ 'વાગ્ વિશારદા'ની પદવી તેમને મળેલી છે. શ્રી લક્ષ્મીબાઇ કાબેલ ઘોડેશ્વર છે, અને લાઠી, પટ્ટા તથા નિશાનબાજીની પ્રવીણતા બદલ સોનાના ચાંદો મળેલા છે.

શ્રી શૂરજીભાઇ પોતાનાં બાળકોને સંસ્કારી બનાવવા માટે સારી કાળજી રાખે છે. આખાં કુટુંબે સવારમાં વહેલાં પાંચ વાગે ઉઠવું, તે પછી કસરત કરવી અને તે પછી યજ્ઞાદિ નિત્યકર્મ કરવાના એમને ત્યાં પળાતા નિયમો આજનાં ઘણાં ઓછાં શ્રીમંત અને સુખી કુટુંબોમાં પળાતા હશે. સાઇકલીંગ, ઘોડેશ્વારી, તરવાનું શિક્ષણ અને થોડે અંશે નિશાનબાજીની તાલીમ પણ તેમનાં સંતાનોને અપાય છે.

# શેઠ દેવચંદ ધર્મસિંહ શેઠીઆ. જે. પી.

કોલસના આગેવાન વેપારી.



**Sheth Devchand Dharamsinh Shethia.**

A Leading Coal Merchant

શ્રીયુત દેવચંદભાઈ ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સંવત ૧૯૪૩ના ચૈત્ર સુદ ૧ના રોજ અંજાર (કચ્છ) માં થયો હતો.

શ્રી દેવચંદભાઇના પિતા અંજારના મોટા વેપારી હતા, અને કાઠિયાવાડ સાથે પણ તેમને વેપારનો સંબધ હતો. વવાણીઆ બંદર મોરબીના હાથમાં ગયા પછી કાઠિયાવાડ સાથેનો એમનો વેપાર બંધ થયો હતો.

શ્રી દેવચંદભાઈની બાલ્યવસ્થા અંજારમાં વ્યતીત થયેલી અને ગુજરાતી અભ્યાસ તેમણે ત્યાંજ કરેલો.

સને ૧૯૧૩-૧૪ માં મેંગેનીસની ખાણના કંટ્રાકટથી તેમણે ધંધાની શરૂઆત કરી, પણ એ અરસામાં લડાઈ શરૂ થતાં એ ધધો બંધ કરીને સને ૧૯૧૪ની આખરમાં 'એસ. ડી શેઠીયા' ના નામથી કોલસાનો ધંધો શરૂ કર્યો. ત્યારથી આજ સુધી તેઓ એ ધંધો કરે છે, અને કોલસાના આગેવાન વેપારીઓમાં તેમની ગણત્રી થાય છે. મુંબઈ ઉપરાંત કલકત્તા તેમજ અમદાવાદ અને ભાવનગરમાં તેમની શાખાઓ છે.

સને ૧૯૨૫ માં એંગાલ કોલ કંપની 'ની એજન્સી રાખ્યા પછી વિલાયતી તથા આફ્રીકન કોલસો મગાવવાનું તેમણે બંધ કરેલું. એ એજન્સી સને ૧૯૩૩ સુધી તેમની પાસે હતી.

સને ૧૯૩૦ માં મધ્ય હિંદુસ્થાનમાં થતા 'જક્રખાન' જાતના દેશી કોલસાની તેમણે એજન્સી લીધી, જે હજુ પણ ચાલુ છે.

કાનપુર તથા એલ્જીન મીલ્સના કાપડની એજન્સી તેમને મળેલી, જેનો વહીવટ હલ તેમના ભત્રીજાઓ કરે છે, જે કાનપુર મીલ્સ ડીપોના નામે ઓળખાય છે.

શ્રી દેવચંદભાઈ સને ૧૯૧૦ માં કલકત્તામાં હતા ત્યારે ત્યાં તેમણે 'મજુર મંડળ'ની સ્થાપના કરી હતી, અને એજ વરસમાં ત્યાં ટ્રામ કામદારોએ હડતાલ પાડેલી તેનું સમાધાન કરવા જે કમિટી નિમાયેલી તેના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. શ્રી જે. એમ. સેનગુપ્ત, શ્રી એન. સી. સેન, શ્રી પિયૂષકાન્તિ ઘોસ અને શ્રી બાજપેયી એ કમિટીના સભ્યો હતા.

ઇસ્ટર્ન સ્ટીમ નેવીગેશન કુંપની લી. અને ન્યુ કયસરે હિંદ મીલ્સ કંપની લી. ના તેઓ ડીરેકટર છે, ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરના સભ્ય છે, મુંબઇ પ્રાંતિક હિન્દુ મહાસભાના ઉપપ્રમુખ છે, અને મુંબઇનાં કચ્છી બેતડાં લોહાણા મહાજનના પ્રમુખ છે.

સને ૧૯૩૪ માં નામદાર સરકારે તેમને જે. પી. નો ઇલ્કાબ આપીને તેમની કદર કરી છે.



# શેઠ શિવજી ધર્મસિંહ શેઠીયા.

કોલસાના આગેવાન વેપારી.



**Sheth Shivaji Dharamsinh Shethia.**

A Leading Coal Merchant.

શ્રીયુત શિવજીભાઇ ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સંવત ૧૯૪૯ ના મહા વદ ૧૪ ના રોજ અંજારમાં થયો હતો.

શ્રી શિવજીભાઇના પિતા અંજારના મોટા વેપારી હતા, અને કાઠીઆવાડ સાથે પણ તેમને વેપારનો સંબંધ હતો.

વવાણીયા બંદર મોરબીના હાથમાં ગયા પછી કાઠીઆવાડ સાથેનો તેમનો વેપાર બંધ થયો હતો.

શ્રી શિવજીભાઈની બાલ્યાવસ્થા અંજારમાંજ વ્યતીત થયેલી, અને ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ તેમણે ત્યાંજ કરેલો.

સંવત ૧૮૬૭ માં અઢાર વરસની ઉંમરે તેઓ મુંબઇ આવ્યા અને 'એસ. ડી. શેઠીયા'ના નામથી કંતાનની દુકાન ખોલી, પણ મુંબઈનું પાણી માફક ન આવવાથી કલકત્તા ગયા. ત્યાં કાપડની જર્મન પેઢીમાં નોકર રહ્યા. ત્યાર પછી સને ૧૯૧૪ માં એમના મોટા ભાઇ શ્રી દેવચંદભાઇએ મુંબઇમાં ધંધો ચાલુ કરતાં કલકત્તા શાખા ખોલી તેમની સાથે જોડાઇ ગયા. સને ૧૯૨૨ સુધી તેઓ કલકત્તામાં રહ્યા, અને કોલસાના પોતાના ધંધાની ખીલવણી કરી. તે પછી તેઓ મુંબઇ આવ્યા.

કલકત્તાના નિવાસ દરમ્યાન શ્રી શિવજીભાઇ 'લોહાણા સ્વયંસેવક મંડળ'ના સેક્રેટરી હતા અને જગન્નાથજીની ગૌશાળાના સભ્ય હતા. કલકત્તામાં યુરોપીયન પેઢીઓની સાથે તેમણે સારો સંબંધ કેળવ્યો હતો. સને ૧૯૧૪ થી ૧૯૧૮ ની લડાઇ વખતે રેલ્વેનાં વેગનો મેળવવાની હાડમારી પડતી હોવાથી, મુંબઇની કેટલીક મીલો તરફથી શ્રી શિવાજીભાઇને પોતાની વતી સહી કરવાનો હક્ક Power of Attorney મળ્યો હતો.

સને ૧૯૨૨ થી તેઓ મુંબઈમાં વસે છે, અને 'એસ. ડી. શેઠીયા એન્ડ કું.' તેમજ 'શેઠીઆ બ્રધર્સ'ના નામથી પોતાના મોટા ભાઇની ભાગદારીમાં ચાલતી પેઢીની ખીલવણી કાળજીપૂર્વક કરે છે. કોલસાનું તેમનું બીઝનેસ મોટા પાયા પર ચાલે છે, અને મુંબઇ ઉપરાંત કલકત્તામાં તેમની શાખાઓ છે, અને ભાવનગર તથા અમદાવાદમાં ઑફીસો છે.

મુંબઇની જાહેર અને જ્ઞાતિપ્રવૃત્તિઓમાં શ્રી શિવજી ભાઇ ભાગ લે છે. તેઓ 'ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર' અને 'યંગમેન્સ હિંદુ એસોસીએશન' ના સભ્ય છે. 'કોલ મરચન્ટસ એસોસીએશન' ના કેટલાંક વરસો સુધી સભ્ય હતા. અમદાવાદ વિગેરે સ્ટેશનો માટે રેલ્વે દર ઘટાડવા બાબતની કમિટી સમક્ષ તેઓ બે વખત કલકત્તા ગયા હતા. વિલેપારલે કેળવણી મંડળ હસ્તક ચલતી ગોકળીબાઇ હાઇસ્કૂલની મેનેજીંગ કમિટીના તેઓ પ્રમુખ છે અને એ સંસ્થાને બનતી આર્થિક મદદ પણ તેમણે કરી છે.



## શ્રીયુત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય.

બી. એ., બાર-ઍટ-લૉ., જે. પી., એમ. આર. એ. એસ.



**Mr. Visvanath Prabhuram Vaidya.**

B. A., Bar-at-Law., J. P., M. R. A. S.

A Welknown Oriental Scholar.

શ્રીયુત વિશ્વનાથભાઇ ન્યાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ સંવત ૧૯૧૯ના ફાગણ સુદ ૮ ના રોજ (સને ૧૮૬૩) પોરબંદરમાં થયો હતો.

એમના વડવા શ્રી રામજી વ્યાસ મૂળ જામ જોધપુરના વતની, તેમને વૈદ્યવિદ્યા તથા કથાકીર્તનમાં કુશળતા બદલ તે વખતના જામ શ્રી રણમલજી તરફથી ગરાસ બાંધી આપવામાં આવ્યો હતો, અને બાટવાના બાબી દરબારોએ નવું પરગણું વસાવતી વખતે તેમની પાસે ગામને તોરણ બંધાવીને તેમને ગરાસ બાંધી આપ્યો હતો. રામજી વ્યાસના પૌત્ર શ્રી દેવકૃષ્ણ વ્યાસને પોરબંદરના રાણા શ્રી સુલ્તાનજીએ પોતાને ત્યાં બોલાવીને તેમની પાસે એક યજ્ઞ કરાવેલો, અને એક યજ્ઞ વ્યાસજીએ પોતે કરેલો. રાણા સાહેબે યજ્ઞ કરાવ્યો તે જગ્યા પર શ્રી જગન્નાથજીનું મંદિર બંધાયું અને વ્યાસજીએ યજ્ઞ કર્યો તે જગ્યા તેમને કૃષ્ણાર્પણ કરીને ત્યાં અગ્નિકુંડની સ્થાપના કરાવીને શ્રી દેવકૃષ્ણ વ્યાસને અગ્નિહોત્રી બનાવ્યા. સંવત ૧૮૫૧ માં એ બનાવ બન્યા પછી સંવત ૧૯૩૦ સુધી (લગભગ એંસી વરસ) એ અગ્નિકુંડ ચાલુ રહ્યો. દેવકૃષ્ણ વ્યાસથી ચોથી પેઢીએ શ્રી જયકૃષ્ણ તથા શ્રી પ્રભુરામભાઇ નામના બે ભાઈઓ થયા, જેમાં શ્રી જયકૃષ્ણ ભાઇએ આચાર્ય તરીકે અને શ્રી પ્રભુરામભાઈએ વૈદ્ય તરીકે પ્રખ્યાતી મેળવી. સને ૧૯૨૬ માં લગભગ પાંત્રીસ વરસની ઉમરે શ્રી. પ્રભુરામભાઇએ મુંબઇમાં આવીને વસવાટ કર્યો. એમણે મુંબઇમાં 'પ્રભુરામ જીવનરામ ઔષધાલય' તથા 'પ્રભુરામ આયુર્વેદ કૉલેજ' સ્થાપીને 'વેદધર્મ સભા' ના કામકાજમાં આગળ પડતો ભાગ લઇને અને ત્રણ યજ્ઞો કરીને મુંબઇમાં સારી આબરૂ મેળવી.

શ્રી વિશ્વનાથભાઇની બાલ્યાવસ્થા પોરબંદરમાં વ્યતીત થયેલી અને શરૂઆતનો અભ્યાસ પણ તેમણે ત્યાંજ કરેલો,

પરંતુ એમના પિતાશ્રીની સાથે મુંબઇ આવવાનું થતાં બાકીનો અભ્યાસ તેમણે મુંબઇમાં કર્યો હતો. સને ૧૮૮૩ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરીને તેઓ એલ્ફીસ્ટન કૉલેજમાં દાખલ થયા હતા અને ૧૮૯૫ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી.

શ્રી વિશ્વનાથભાઇનાં માતુશ્રી તેમની ન્હાની ઉમર હતી ત્યારે સ્વર્ગવાસી થઇ જવાથી, અને પિતાશ્રી દવાખાનાનું કામ સવારથી લગભગ રાતના નવ વાગ્યા સુધી કરતા હોવાથી, એ વખત રસોઇ કરવાનું, આવક જાવકનો હિસાબ રાખવાનું, ઘરમાં જોઈતી વસ્તુઓની વ્યવસ્થા કરવાનું અને ન્હાનાં ભાંડુ-ઓની સંભાળ રાખવાનું વિગેરે કામો શ્રી વિશ્વનાથભાઇને કરવાં પડતાં હોવાથી, મેટ્રિક થયા પછી બી. એ. ની ડીગ્રી મેળવતાં તેમને અગીઆર વરસ વીતિ ગયાં હતાં.

સને ૧૮૯૫ માં જેમ વિશ્વનાથભાઇએ બી. એ. ની પરીક્ષા પસાર કરી તેમ તેમના ન્હાનાભાઇએ ડાકટરની પરીક્ષા પસાર કરી એટલે દવાખાનાનું કામ તેમણે અને બીજું કામ-કાજ શ્રી વિશ્વનાથભાઇએ સંભાળી લીધું એટલે એમના પિતાશ્રી નિવૃત્ત થઇ ગયા.

બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી શ્રી વિશ્વનાથભાઇ મેસર્સ ભાઈશંકર એન્ડ કાંગાની સોલીસીટરની પેઢીમાં આર્ટિકલ કલાર્ક તરીકે જોડાયા અને સાથે સાથે ઔદ્યોગિક પ્રવૃત્તિ પણ શરૂ કરી. સને ૧૮૯૬ માં વઢવાણકેમ્પમાં 'સર વાઘજી મીલ' ની સ્થાપનામાં, સને ૧૮૯૭ માં સ્વ. શેઠ લખમીદાસ ખીમજીની સાથે સોલાપુરમાં 'લક્ષ્મી કૉટન મીલ' ની સ્થાપના કરવામાં, સને ૧૮૯૯ માં સ્વ. શેઠ દ્વારકાદાસ ધરમશીની સાથે 'ત્રીકમદાસ મીલ' ની સ્થાપનામાં અને સને ૧૯૦૭ માં સોલાપુરની

'વિષ્ણુ મીલ' સ્થાપવામાં તેમણે ભાગ લીધેલો, જેમાંની ઃ
મીલોના તેઓ ડીરેક્ટર નીમાયેલા. સને ૧૯૦૮ માં તે
મુંબઇમાં દવાનું કારખાનું ઉભું કરવાની તજવીજ કરી, સફળ
મેળવી, એ કારખાનાનું નામ 'ઝંડુ' ફાર્માસ્યુટીકલ વર્ક
લીમીટેડ.' આ સિવાય 'ધિ બ્રીટાનીઆ લાઇફ ઇન્સ્યુર
કંપની લી.' ની સ્થાપના સને ૧૯૧૭ માં કરીને ત
તેઓ ડીરેક્ટર નીમાયેલા. સને ૧૯૩૧ માં એ કંપન
નામ ફેરવીને 'શ્રી લાઇફ ઇન્સ્યુરન્સ કંપની
રાખવામાં આવ્યું છે, જેનું સંચાલન તેઓ પોતે તથા તેમ
પુત્ર શ્રી લક્ષ્મીનારાયણભાઈ કરે છે.

શ્રી વિશ્વનાથભાઈ સને ૧૯૦૧ માં કાયદાના અભ્ય
અર્થે વિલાયત ગયેલા, જ્યાં સને ૧૯૦૪ માં તેમણે બારીસ્ટર
પરીક્ષા પસાર કરેલી, એ સમય દરમ્યાન એમના પિતાશ્રી
સ્વર્ગવાસ થવાથી એક વખત એ કારણસર અને બીજી વખ
કોઈ બીજાં કારણસર તેમને મુંબઇ આવવું પડયું હતું.

વિલાયતના વસવાટ દરમ્યાન વૈદ્યવિદ્યા તથા સંસ્
ભાષાની શ્રી વિશ્વનાથભાઇની કુશળતાને લીધે તમને માનચ
મળ્યાં હતાં. ત્યાં તેમણે રાજકીય ચળવળમાં પણ ભાગ લી
હતો, અને એ વખત જર્મની ગયા હતા. તેઓ પહેલી વખ
જર્મની ગયા ત્યારે ત્યાંના જાણીતા પ્રોફેસર શ્રી ડોયર
Dr. Deusson ની તેમને મુલાકાત થયેલી. પાશ્ચિમાત્યો
દર્શનશાસ્ત્રમાં તેઓ સહુથી વિશેષ પ્રવીણ હોવાનું
વિશ્વનાથભાઇનું મંતવ્ય છે. એ વિદ્વાને તત્ત્વજ્ઞાન પર જર્મ
ભાષામાં બાર પુસ્તકો લખેલાં, જેમાંનાં છ હિંદને લગતાં
એ પુસ્તકો તેમણે શ્રી વિશ્વનાથભાઇને બતાવતાં પાતંજ

યોગ દર્શનમાં ખામી જણાતાં શ્રી ડૉયસન, એમનાં પત્ની, એમને ત્યાં શીખવા આવેલ એક અમેરીકન અને શ્રી વિશ્વનાથ ભાઇ એક એકાન્ત ટાપુમાં જઇને રહ્યાં, જ્યાં શ્રી વિશ્વનાથભાઇ પાસેથી પાંતજલ યોગદર્શન બરાબર સાંભળીને શ્રી ડાયસને પોતાના પુસ્તકમાં ઘટતો ફેરફાર કર્યો.

તેમની સાહિત્ય પ્રવૃત્તિમાં, સાહિત્ય પરિષદ્‌માં તેમણે લીધેલો ભાગ, વેદધર્મ સભાના તંત્રી તરીકે તેમણે કરેલું કામ, ૧. ન્યાયસાર (સંસ્કૃતમાં, અંગ્રેજી ટીકા સાથે) ૨. Forceps used in ancient India, ૩ Sushrut and his date. ૪. A short paper on the Indian National Congress ૫ હરિશ્ચંદ્ર (નાટક). ૬. સરસ્વતીચંદ્રનું અવલોકન. ૭. લોર્ડ લૉરેન્સનું ચરિત્ર. ૮. પ્રમાણ વિચાર, અને ૯. અદ્વૈતામૃત વિગેરે તેમણે રચેલાં પુસ્તકો નોંધને પાત્ર છે. રાજકીય પ્રવૃત્તિમાં, કેટલીક કોંગ્રેસની બેઠકોમાં તેમણે આપેલી હાજરી, વાંચેલા ભાષણો, અલ્હાબાદની કોંગ્રેસની બેઠક વખતે તેમણે કોંગ્રેસના બંધારણની રજુ કરેલી યોજના અને વીરમગામની જકાત કાઢી નાખવા માટે વરસો સુધી તેમણે ચલાવેલી લડત વિગેરે નોંધને પાત્ર છે. કેળવણીને લગતી એમની પ્રવૃત્તિમાં, યુનીવર્સિટીના સભ્યોમાં પ્રજા તરફના સભ્યોની સંખ્યા વધારવાની અને સરકાર તરફના સભ્યો ઘટાડવાની તેમની યોજના, શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરશી વીમેન્સ યુનીવર્સિટી, શેઠ તુલશીદાસ ગોપાળજી ચેરીટી ટ્રસ્ટ, ગોકળદાસ તેજપાળ કચ્છ માંડવી હાઈસ્કૂલ, કાનજી ધરમશી ચીચણ હાઇસ્કૂલ, દુર્ગાદેવી ઑાર્ટ્ઝ એન્ડ ગર્લ્સ સ્કૂલ, ચંદા રામજી હિન્દુ કન્યા હાઇસ્કૂલ, વનિતા વિશ્રામ અને કીંગ

જ્યોર્જ હાઈસ્કૂલ કોર બૉયઝ એન્ડ ગર્લ્સ વિગેરે સંસ્થાઓ અંગેની એમની પ્રવૃત્તિ નોંધવા યોગ્ય છે.

શ્રી વિશ્વનાથભાઇની કારકીર્દિને સહુથી વધુ ઝેબ આપે એવી એમની પ્રવૃત્તિ 'ઓરીએન્ટલ કોંગ્રેસ' ને લગતી છે. પુના મુકામે મળેલી પહેલી ઓરીએન્ટલ કોંગ્રેસની સ્વાગત સમિતિના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. સને ૧૯૨૮ માં ઑક્ષફર્ડ ખાતે મળેલી એ કોંગ્રેસની બેઠકમાં હાજરી આપીને 'સુશ્રુત' ને લગતો લેખ તેમણે વાંચ્યો હતો. એ સમયે યુરોપના સંસ્કૃતજ્ઞ વિદ્વાનોએ તેનો સારો સત્કાર કર્યો હતો, એ વખતે પણ તેમણે જર્મનીની મુલાકાત લીધી હતી. સને ૧૯૩૭ માં ત્રિવેન્દ્રમ મુકામે ઓરીએન્ટલ કોન્ફરન્સની બેઠક મળી હતી, જે રાજ્યાશ્રયને લીધે ભવ્યતાથી પરિપૂર્ણ થઇ હતી. સને ૧૯૩૯ માં નામદાર નીઝામનો આશ્રય એ કોંગ્રેસ માટે મેળવવાનું બની શકયું છે, એમની એવીજ બીજી પ્રવૃત્તિ ભારે ખર્ચે મહાભારત તૈયાર કરવાની છે.

શ્રી વિશ્વનાથભાઇ મુંબઇની ઘણી સંસ્થાઓની સાથે સંબંધ ધરાવે છે, અને તેના કામકાજમાં સક્રીય સહકાર આપે છે.

શ્રી વિશ્વનાથભાઈનાં પત્ની સને ૧૯૧૨ માં ૨૬ વરસની જુવાન ઉંમરે સ્વર્ગવાસી થઇ ગયેલાં, એટલે વિદ્યાર્થી અવસ્થામાં જેમ ઘરનો બોજો તેમના પર હતો તેમ થોડાં વરસો પછી પાછો એ બોજો તેમના પર આવી પડેલો હતો.

શ્રી વિશ્વનાથભાઇને સંતાનમાં શ્રી લક્ષ્મીનારાયણભાઈ નામના એક ઉંમરલાયક પુત્ર છે, જેઓ શ્રી લાઈફ ઇન્શ્યુરન્સ કંપનીનું સંચાલન કરે છે.



# મેજર સોરાબ રૂસ્તમજી બામજી.

એફ. આર. એસ. એ., જે. પી., ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



**Major Sorab Rustamji Bamji.**

F. R. S. A., J. P., Honourary Presidency Magistrate.
An alround Businessman.

મેજર સોરાબ ન્યાતે પારસી છે, એમનો જન્મ સને ૧૮૮૭ ના એપ્રીલની અઢારમી તારીખે મુંબઇમાં થયો હતો,

એમના પિતાશ્રીનું નામ રૂસ્તમજી હોરમસજી અને માતુશ્રીનું નામ શ્રીમતી સોનાબાઇ.

મેજર સોરાબે શરૂઆતની કેળવણી 'મઝગામ બૉય્ઝ એન્ડ ગર્લ્સ સ્કૂલ'માં સ્વર્ગસ્થ એરવદ દાદાભાઇ ફરામજી કાંગાના હાથ નીચે લીધી હતી. ત્યારપછી તેમના પિતાશ્રીએ તે વખતે નવી શરૂ થતી 'ઇન્ડીયન મીડલેન્ડ રેલ્વે' જે હવે જી. આઇ. પી. રેલ્વે' હસ્તક છે, તેમાં કંટ્રાકટનું કામ લેવાથી મેજર સોરાબને પણ તેમની સાથે જવું પડયું હતું. સિહોર, ભોપાળ અને સોગર વિગેરે સ્થળે પાંચ વરસ સુધી એ કંટ્રાકટના કામને અંગે રહેવાનું થયેલું, જે સમય દરમ્યાન તેમણે ઉર્દુ ભાષાનો અભ્યાસ કર્યો હતો. સને ૧૯૦૦ માં એમના પિતાશ્રીની સાથે મુંબઇ પાછા આવ્યા પછી 'ફ્રોર્ટ એન્ડ પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ' માં અંગ્રેજી અભ્યાસ કર્યો હતો.

સને ૧૯૦૫ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરીને વધુ અભ્યાસ માટે તેઓ સેંટ ઝેવીયર્સ કૉલેજમાં દાખલ થયા હતા.

સને ૧૯૦૮ માં તેમણે ધંધાની શરૂઆત કરી, અને જાણીતી પેઢી 'ફ્રોર્બ્સ ફ્રોર્બ્સ કેમ્પબેલ'માં હિસાબનું કામ શિખવાનું શરૂ કર્યું. સને ૧૯૧૧ માં 'લંડન ચેમ્બર્સ ઑફ કૉમર્સ' તરફથી લેવાતી પરીક્ષાઓ માનસહિત પસાર કરી અને 'કમર્શીયલ એન્ડ ઇન્ડસ્ટ્રીયલ લૉ' માં 'ટીચર્સ ડીપ્લોમા' આખી દુનિયાના ઉમેદવારોમાંથી તેઓ એકલાજ મેળવવાને ભાગ્યશાળી થયા. સને ૧૯૧૪ માં 'ધિ કોરપોરેશન ઑફ એકાઉન્ટન્ટસ–ગ્લાસગો'ની છેવટની પરીક્ષા પસાર કરી, ઑડીટર થયા. આ સમય દરમ્યાન 'ફ્રોર્બ્સ'ની પેઢીમાં તેઓ ઉંચા હોદ્દા પર આવી ગયા હતા.

સને ૧૯૧૯ માં કૉલર ગોલ્ડ ફીલ્ડઝ ખાતેની એક મોટી પેઢીના તેઓ ચીફ એકાઉન્ટન્ટ અને ઑડીટર નિમાયા. ત્યાં ફેલાયેલ ચોરીચપાટી અને અપ્રમાણિક વહેવાર અટકાવવાની કોશિષ કરતાં, તેમના પર કેટલીક વખત જીવલેણ હુમલા થયેલા, પણ ઇશ્વરકૃપાથી દરેક વખત બચી ગયેલા.

ત્યાર પછી પોતાનાં વૃદ્ધ માતાપિતાની ઇચ્છાને માન આપીને તેમણે એ નોકરી છોડી દીધી અને મુંબઇમાં રહીને સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. કેટલીક વીમા કંપનીઓની અને કેટલીક અમેરીકન પેઢીઓની એજન્સી મેળવી.

સને ૧૯૦૮ માં 'પુના વોલન્ટીયર્સ'માં દાખલ થઇને તેમણે લશ્કરી તાલીમ મેળવેલી, અને ૧૯૧૪–૧૮ ની મહાભારત લડાઇ વખતે જુદે જુદે ઠેકાણે લશ્કરી સેવા બજાવેલી, જેના બદલામાં તેમને War Medal આપવામાં આવેલા છે.

પુના રાઇફલ્સ, કોલર ગોલ્ડફીલ્ડઝ રાઇફલ્સ, બાઁમ્બે રાઇફલ્સ, ૧$\frac{૨}{૧}$ બાઁમ્બે પાયોનીયર્સ, $\frac{૩}{૮}$ હૈદ્રાબાદ રેજીમેન્ટ, $\frac{૩}{૮}$ પંજાબ રેજીમેન્ટ, $\frac{૪}{૮}$ પંજાબ રેજીમેન્ટ અને ડોગરા રેજીમેન્ટ વિગેરે લશ્કરી ટુકડીઓ સાથે સેવા બજાવીને છેવટે મેજર સોરાબે 'આર્મી ઇન ઇન્ડીઆ રીઝર્વ ઓફીસર્સ', માં કેપ્ટનની પદવી મેળવી, સને ૧૯૩૨ માં 'ફીલ્ડ ઑફીસર્સ એકઝામીનેશન' આપીને મેજરની પદવી મેળવી.

વેપાર ધંધા તથા લશ્કરી પ્રવૃત્તિ ઉપરાંત મેજર સોરાબ પોતાની કોમની સેવા પણ સારા પ્રમાણમાં કરે છે. મુંબઇના પારસી મીલ કામદારો માટે 'ટેક્ષટાઇટલ લીગ' સ્થાપવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો છે, અને તે સંસ્થાની સ્થાપનાથીજ તેઓ તેના ઑનરરી સેક્રેટરી તરીકે કામ કરે

છે. 'ઝોરાસ્ટ્રીયન ફીઝીકલ કલ્ચર લીગ' ના પણ તેઓ ઑનરરી સેક્રેટરી છે. મુંબઇની મ્યુનીસીપલ સ્કૂલ્સ કમિટીમાં A વોર્ડના ઑનરરી સેક્રેટરી તરીકે સને ૧૯૨૯ થી તેઓ કામ કરે છે. તે શિવાય (૧) રીલીઝડ પ્રીઝનર્સ એઇડ સોસાઇટી (૨) ઇરાન લીગ, (૩) કામા ઓરીએન્ટલ ઇન્સ્ટીટયુટ (૪) યંગમેન્સ પારસી એસોસીએશન અને બીજાં કેટલાંક મંડળોના જીંદગી સુધીના અથવા સામાન્ય સભાસદ છે. (૫) પારસી પંચાયતની ૧૦૦ ની કમિટીના સભાસદ અને (૬) મુંબઇની પારસી મેટ્રીમોનીયલ કોર્ટના ડેલીગેટ છે. મોબેદી પંથના હોવાથી 'નાવર' ની ક્રિયા કરીને, સને ૧૯૦૨ માં તેઓએ 'એરવદ' ની પદવી મેળવી છે. તેઓ એક જાણીતા ફ્રીમેસન પણ છે. (૧) ગુજરાત રેલ સંકટ નિવારણ ફંડ (૨) સિંધ રીલીફ ફંડ (૩) કવેટા રીલીફ ફંડ અને (૪) ડો. માસીના હૉસ્પીટલ ફંડ વિગેરે ફંડોના લાભ માટે નાણાં ભેગાં કરવામાં તેમણે વખતોવખત ભાગ લીધો હતો.

મુંબઈમાં ફાટી નિકળેલાં કોમી રમખાણ વખતે તેમણે સરકાર અને પ્રજાની બનતી સેવા બજાવેલી છે.

ઉછરતી પારસી પ્રજામાં ધાર્મિક સંસ્કારો દાખલ કરવાના હેતુથી તેમણે દોઢ વરસ સુધી દર અઠવાડીયે 'જામે જમશેદ'માં 'મજદયસ્તી'ના ઉપનામથી લેખો લખ્યા હતા.

સરકારે તેમને સને ૧૯૩૪ માં જે. પી. નો ઇલ્કાબ આપેલો છે, અને ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ નિમ્યા છે, જે કામગીરી માટે તેઓ દાદર પોલીસ કોર્ટમાં માજીસ્ટ્રેટ તરીકે બિરાજે છે, અને સટ્ટા તથા જુગારના કેસો માટેના એક ખાસ માજીસ્ટ્રેટ પણ નિમ્યા છે. લંડનની 'રૉયલ સોસાઇટી ઑફ આર્ટસ'ના ફેલો હોવાનું માન પણ તેઓ ધરાવે છે, જેના ફેલો અમુક રાજા મહારાજાઓ અને જાણીતા હિંદીઓ છે.

# શેઠ ખરશેદજી લીમજી

જે. પી, ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.

સાઇકલ અને મૉટરના ધંધાના પ્રવીણ આગેવાન.



**Sheth Kharsedji Limji.**

J. P., Honourary Presidency Magistrate.

A Pioner in Cycle and Motor Business.

**શેઠ ખરશેદજી ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૭૮ ના ઑગસ્ટની ૧૨ મી તારીખે મુંબઇમાં થયો હતો**

સને ૧૯૦૦ માં તેઓ 'પુશ' સાઇકલની એજન્સી ધરાવતી 'બૉમ્બે સાઇકલ એજન્સી' માં નોકર રહ્યા હતા. એ પેઢીના સ્થાપક મી. કે. ડી. વાડીઆ હતા. પોતાની વૃદ્ધાવસ્થા અને ખરશેદજી શેઠની કાર્યકુશળતાથી સને ૧૯૧૫ માં તેમને પેઢીમાં ભાગદાર બનાવવામાં આવ્યા અને તેનો વહીવટ તેમના હાથમાં મુકવામાં આવ્યો, ત્યારથી આજ સુધી તે પેઢીનો વહીવટ તેઓ કરે છે, અને આજ સુધીમાં તેની ભારે ખીલવણી થયેલી છે. આ પેઢીની સ્થાપના સને ૧૮૮૫ માં થયેલી હોઇને તે મુંબઇની સહુથી જુની પેઢી છે.

સને ૧૯૧૪ માં ડૉજ બ્રધર્સની સ્થાપના થતાં આ પેઢીએ, બૉમ્બે પ્રેસીડન્સી, સિંધ, બલુચીસ્તાન, નીઝામનો મુલક અને પંજાબના મોટા ભાગ માટેની તેની એજન્સી મેળવી. હિંદુસ્થાનમાં મૉટરની એજન્સી સહુથી પહેલી આ પેઢીએ મેળવી અને ત્યારથી પેઢીનું નામ 'બૉમ્બે સાઇકલ એજન્સી' ને બદલે 'બૉમ્બે સાઇકલ એન્ડ મૉટર એજન્સી' રાખ્યું.

સને ૧૯૨૭ માં 'ડૉજ' કંપની 'ક્રીસલર કોરપોરેશન' માં મળી ગઇ, જેની સોલ એજન્સી પણ આ પેઢી પાસે છે.

પેઢીએ એક મકાન કવીન્સ રોડ ઉપર ખરીદ્યું હતું અને બીજું મકાન 'વુલ્સલી' કંપનીવાળું સેન્ડહર્સ્ટ પુલ નજીક સને ૧૯૩૧ માં ખરીદ કરીને તેમાં જરૂરી સુધારા વધારા કરીને ૧૯૩૨ થી ત્યાં કામ શરૂ કર્યું છે.

સને ૧૯૧૮ માં પેઢીના મૂળ સ્થાપક મી. વાડીઆએ પેઢીમાંનો પોતાનો ભાગ વેચી નાંખતાં પેઢી લીમીટેડ કંપનીમાં ફેરવાઇ ગઇ, અને ખરશેદજી શેઠ તેના મેનેજીંગ એજન્ટ થયા. ત્યારથી આજ સુધી તે હોદ્દો તેઓ ભોગવે છે, અને પેઢીની વખાણવા લાયક ખીલવણી તેમણે કરી છે.

'ડૉજ' ગાડીઓ અને ખટારાઓ ઉપરાંત ક્રીસલર, વોન્ડરર, હોર્ચ અને D. K. W. વિગેરે જુદા જુદા મેકરની મોટરોની પણ એજન્સી આ કંપનીએ રાખી છે.

ખરશેદજી શેઠે સને ૧૯૩૧ માં મોટરો મગાવવા અને વેચવાની સાથે તેના જુદા જુદા ભાગો મગાવીને તેમાંથી મોટરો તૈયાર કરવાનું કારખાનું ખોલ્યું. જેમાં તેમને ક્રીસલર કોરપોરેશનના પૂર્વના દેશોના પ્રતિનિધિ મી. ડેવીડ એસ. ફ્રેન્ચની સહાયતા મળી, જેમણે આ કારખાનામાં કામ કરતા માણસોને એવી સરસ તાલીમ આપી કે તેઓ ઇંગ્લાંડ અને અમેરીકાનાં કારખાનાંઓમાં થતાં કામ જેવું કામ કરવા લાગ્યા. આ કારખાનામાં તૈયાર થતી ગાડીઓ એટલી સરસ બનવા લાગી, કે પરદેશથી આવેલી ગાડીઓની પાસે તેમને મુકવામાં આવે તો તેમાંથી કઇ ગાડી પરદેશથી આવેલી છે અને કઇ આંહીં તૈયાર થયેલી છે, તે ગમે તેઓ હુશિયાર માણસ પણ ભાગ્યેજ જાણી શકે.

આ કારખાનું તારદેવ પર આવેલું છે, અને દર અઠવાડીયે ૫–૬ ગાડીઓ તૈયાર કરી શકે છે. પોતાના જાતભાઇઓ તરફની લાગણીથી પ્રેરાઇને ખરશેદજી શેઠે પોતાની કોમના કેટલાય માણસોને એ કારખાનામાં કામ શિખવાની તક આપી છે.

આ પેઢીની શાખા સીકંદરાબાદમાં છે, અને આ પેઢીનો માલ અનેક વેપારીઓ વેચે છે.

પોતાના ધંધાને ધીકતો કરવા માટે અને તેના વિષેનું જ્ઞાન મેળવવા માટે ખરશેદજી શેઠે યુરોપ, અમેરીકા અને બીજા દેશોની મુસાફરીઓ વખતોવખત કરેલી છે.

આવા એક બાહોશ વેપારી અને આગેવાન શહેરીને નામદાર સરકારે જે. પી. નો ઇલ્કાબ અને ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટનો હોદ્દો આપેલો છે. મ્યુનીસીપાલીટીના કોરપોરેટર તરીકે પણ અમુક વખત તેમણે કામ કર્યું હતું. 'પારસી ચીફ મેટ્રીમોનીયલ કોર્ટ'ના તેઓ ડેલીગેટ છે, અને પંચમ જયોર્જ રાજ્યારોહણના રજત મહોત્સવ વખતે 'રજત મહોત્સવ ચંદ્રક' તેમને આપવામાં આવ્યો હતો.

એમની પેઢી વિષે Times of India લખે છે કે :—

One of the earliest pioneers of the motoring industry in India and certainly the oldest existing Motor Agency in Bombay is the Bombay Cycle and Motor Agency, Ltd" 4 10 1935.

અને એમના પોતાના વિષે Free Press Journal લખે છે કે :—

"Bombay should be proud of a citizen who has rendered such distinct services to the cause of the Country and her trade, and one wishes that there were thousands more of his kind in every Indian City." 10-4-1938.

શેઠ ખરશેદજીની ઝળકતી કારકીર્દિનો ખ્યાલ ઉપરની હકીકતથી વાંચનારને આવી શકશે.



# શેઠ જહાંગીર પાલનજી કાટગરા.

જે. પી., ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.

'જીના એન્ડ કો.' ના માલીક સંચાલક.



**Sheth Jehangir Palanji Katagara.**

J. P., Honourary Prsidency Magistrate.

Managing Proprietor Jeena & Co.

શેઠ જહાંગીર ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૮૫ ના એપ્રીલની પંદરમી તારીખે ધારવાડ મુકામે થયો હતો. તેમણે મુંબઇની ન્યુ હાઇસ્કૂલમાં કેળવણી લીધી હતી.

એમના પિતા સ્વ. શેઠ પાલનજી હોરમસજીએ સને ૧૯૦૦ માં "જીના એન્ડ કો.' નામની આયાત નિકાસની એજન્સી સ્થાપી હતી.

શેઠ જહાંગીરજી સને ૧૯૦૩ માં એ કંપનીમાં જોડાઈ ગયા હતા. સને ૧૯૧૧ માં તેમણે એ કંપનીમાં 'કલીઅરીંગ અને ફોરવર્ડીંગ ડીપાર્ટમેન્ટ' ચાલુ કર્યું હતું. સને ૧૯૧૪ માં તેઓએ જાપાનની મુલાકાત લીધી હતી, અને ૧૯૧૪ થી ૧૯૨૪ સુધીમાં ઘણું કામ મેળવ્યું હતું. સને ૧૯૨૪ માં તેમણે યુરોપની મુલાકાત લીધી હતી, એ વખતે 'થોમસ કુક એન્ડ સન્સ' તથા 'અમેરીકન એક્ષપ્રેસ કું.' જેવી કંપનીઓ તરફથી ચાલતાં 'પેસેન્સજ' અને ટ્રાવેલ ડીપાર્ટમેન્ટ'ની તેમના પર ભારે અસર થઈ હતી. એમને લાગ્યું કે આવાં ખાતાંઓ હિંદમાં કાળજી પૂર્વક ચલાવવામાં આવે તો તે જરૂર ફતેહમંદ નિવડે, અને તેથી સને ૧૯૨૫ માં યુરોપની મુસાફરીએથી પાછા ફર્યા પછી તેમણે 'પેસેન્જર્સ અને ટ્રાવેલ ડીપાર્ટમેન્ટ' ની સાથે વીમા ખાતાની પણ સ્થાપના કરી.

શેઠ જહાંગીરજી પોતે મુસાફર હોવાથી એમની પેઢીને ફતેહ મળી, અને તેથી ઉતેજીત થઈને તેઓ દર વરસે જાપાન અને યુરોપના પ્રવાસ ગોઠવવા લાગ્યા. જીના કંપનીના કાશ્મીર અને સીલોનના પ્રવાસો, અને નોર્ધર્ન ઇન્ડીઆ તથા કલકત્તાની ક્રીસ્ટમસ સ્પેશીયલો હિંદી મુસાફરોમાં પ્રિય થઈ પડી.

શેઠ જહાંગીરજીએ સને ૧૯૩૭ માં લંડનમાં રાજ્યારોહણ, પારીસ પ્રદર્શન અને યુરોપની મુસાફરીની ૯૭ દિવસની સફર ગોઠવેલી, અને તે ફતેહમંદ નિવડેલી.

શેઠ જહાંગીરજી સને ૧૯૩૭ માં 'ઈન્ટરનેશનલ એક્સપોઝીશન' પારીસની 'રીજીઓનલ કમિટી'ના સભ્ય નિમાયેલા. નામદાર સરકાર તરફથી સને ૧૯૩૧ માં તેમને જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો અને સને ૧૯૩૩ માં ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ નિમવામાં આવ્યા હતા. તેઓ 'પારસી ચીફ મેટ્રીમોનીયલ કોર્ટ' ના એક ડેલીગેટ પણ છે.

# શેઠ જીજીભાઈ રૂસ્તમજી બેરામજી જીજીભાઈ

જે. પી., ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



શેઠ જીજીભાઇ ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૮૫ ના સપ્ટેમ્બરની ૨૯ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના પિતામહ શેઠ બેરામજી જીજીભાઇ પોતાની સખાવતોને લઇને મુંબઈમાં સારી રીતે પ્રખ્યાત છે. શેઠ જીજીભાઇનાં માતુશ્રી આવાંબાઈ સર જમશેદજી જીજીભાઇ (બીજા) બેરોનેટનાં પુત્રી હતાં. એટલે કે શેઠ જીજીભાઇનો પિતૃપક્ષ અને માતૃપક્ષ ખૂબ પ્રતિષ્ઠિત છે.

શેઠ જીજીભાઇએ સેંટ ઝેવીયર્સ સ્કૂલ, સેંટ ઝેવીયર્સ કૉલેજ, ડેક્કન કૉલેજ પૂના અને લંડન સ્કૂલ ઑફ ઈકોનો-મીકસ એન્ડ પોલીટીકલ સાયન્સમાં કેળવણી લીધી હતી.

શેઠ જીજીભાઇ સને ૧૯૦૯ માં વીનપેગ (કેનેડા) ખાતે ભરાયેલી The Association of the Advancement of Science ના એક ડેલીગેટ નિમાયા હતા. સને ૧૯૨૧ થી ૧૯૨૫ સુધી પારસી ચીફ મેટ્રીમોનીયલ કોર્ટના ડેલીગેટ હતા, સને ૧૯૨૧ થી 'ઑલ ઈન્ડીઆ કાઉન્સીલ ઑફ નેશનલ લીબરલ ફેડરેશન ઑફ ઇન્ડીઆ'ના ડેલીગેટ, બેરામજી જીજીભાઇ સ્કૂલના મેનેજીંગ ટ્રસ્ટી, રીલીઝડ પ્રીઝનર્સ એઇડ સોસાઈટીના ખજાનચી અને વેસ્ટર્ન ઇન્ડીઆ લીબરલ એસોસીએશન, બેરામજી જીજીભાઇ ચીલ્ડ્રન્સ હોમ તથા રૉયલ એશીઆટીક સોસાયટીની કાઉન્સીલના સભ્ય છે.

માણેકજી અને ફરામજી પીટિટ મીલ્સ, કોલાબા લેન્ડ, ન્યુ સીટી અને ન્યુ ગ્રેટ ઇસ્ટર્ન મીલના તેઓ ડીરેકટર હતા અને બ્રેડબરી મીલના ડીરેકટર સને ૧૯૨૩ થી છે.

સને ૧૯૩૩ માં સરકારે તેમને જે. પી. નો ઇલ્કાબ આપેલો, સને ૧૯૩૪ માં ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તરીકે

તેમની નિમણુક કરેલી અને સને ૧૯૩૯ માં તેમને મુંબઇની જેલોના ઑનરરી વીઝીટર નિમ્યા છે.

શેઠ જીજીભાઇ એક સાહિત્યસેવક પણ છે. Old Bombay ના અભ્યાસનો તેમને ભારે શોખ છે. કેટલાંએક પુસ્તકો અને વર્તમાનપત્રોમાં છૂટાછવાયા લેખો લખવા ઉપરાંત તેમણે (1) Some Unpublished Later Speeches of Sir Phirozshah Mehta (1918), (2) Non Co-operation, its pros & cons 1921), (3) A Biography of Dr. Sir Chimanlal Setalvad, K. C. I. E. વિગેરે પુસ્તકો પણ લખેલાં છે.



## શ્રીયુત માધવલાલ મકનજી ભટ્ટ.

જે. પી., ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



**Mr. Madhavlal Makanji Bhatt.**

J. P., Honourary Presidency Magistrate

શ્રી માધવલાલભાઇ ન્યાતે મોઢ બ્રાહ્મણ છે. એમનો જન્મ સને ૧૮૮૬ ના અકટોબરની ૨૨ મી તારીખે ભુજ (કચ્છ) માં થયો હતો.

એમના પિતા શ્રી મકનજી વાસુદેવ ભટ્ટ કચ્છમાં નોકરી કરતા હતા.

શ્રી માધવલાલભાઇની બાલ્યાવસ્થા ભુજમાં વ્યતીત થયેલી અને તેમણે અભ્યાસ પણ ત્યાંજ કરેલો. ભુજની આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી સને ૧૯૦૫ માં તેઓ ધંધાર્થે મુંબઇ આવ્યા હતા, અને ત્રીકમજી જીવણદાસની કોલસાની ફર્મમાં નોકર રહ્યા હતા. સને ૧૯૦૯ માં કેશવલાલ બ્રધર્સમાં તેમણે કામ કર્યું હતું અને ૧૯૨૪ માં 'માધવલાલ એન્ડ કું.' નામની ખાનગી લીમીટેડ કંપની સ્થાપી હતી, જે કંપની હજુ પણ ચાલે છે, અને કોલસાનું કામકાજ કરનારી એક જાણીતી કંપની ગણાય છે. એ કંપની વરસે ૬–૭ લાખ ટન કોલસાની આયાત નિકાસ કરે છે, અને સી. પી. સીન્ડીકેટ લી., એન્ડરસન રાઈટ, જીલેન્ડર્સ આર્બુથનોટ, એન્ડ્રુ યુલ તથા મેકલીન એન્ડ કંપની લી. વિગેરે કોલીયારીની એજન્સી ધરાવે છે.

શ્રી માધવલાલભાઇ, ફ્રોર્ટ એન્ડ ડીવીઝનલ ઇન્સ્ટીટયુટસના પ્રમુખ તરીકેની, બૉમ્બે કો-ઓપરેટિવ ઇન્સ્યુરન્સ સોસાયટીના એક સ્થાપક તરીકેની, ખાર જીમખાના તથા ખાર એજ્યુકેશન સોસાયટીના સ્થાપક તરીકેની, ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશનના પ્રમુખ તરીકેની અને ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર તથા ચીલ્ડ્રન્સ એઇડ સોસાઇટીના સભ્ય તરીકેની કારકીર્દિ ધરાવે છે. સ્કોલરશીપો, દુકાળો, છાત્રાલયો અને બીજી જરૂરીઆતવાળાંને મદદ કરવામાં તેમણે લગભગ એક લાખ રૂપિયાની સખાવત કરી છે તથા ખારના પબ્લીક પાર્કને પણ સારી મદદ કરી છે.

નામદાર સરકારે સને ૧૯૨૬ માં તેમને જે. પી. નો

ઇલ્કાબ અને ઑનરરી માજીસ્ટ્રેટનો હોદ્દો આપીને તેમની કદર કરી છે.

સને ૧૯૩૧ તથા ૧૯૩૭ માં તેમણે સહકુટુંબ વિલાયતની મુસાફરી કરી છે. અમેરિકા, ચીકાગો, હોલીવુડ તથા વૉશીંગ્ટન વિગેરે જગ્યાએ તેઓ ગયેલા ત્યાં તેમના મિત્રો, વ્યાપારી અને સંબંધીઓ તરફથી તેમનું સારૂં સન્માન થયેલું.

સને ૧૯૩૭ માં તેઓ બર્લીન મુકામે મળેલી 'ઇન્ટરનેશનલ ચેમ્બર ઑફ કોમર્સ' માં મુંબઇની ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બરના પ્રતિનિધિ તરીકે ગયા હતા. તેમણે એમેરિકા, જર્મની, ઈંગ્લાંડ અને બીજા પણ અમુક દેશનો પ્રવાસ પણ કરેલો છે. પ્રવાસ પ્રસંગે વેલ્સ અને ટામાકા (અમેરીકા) ની કોલસાની ખાણો તેમણે જોયેલ છે અને તેનો અનુભવ લેવા ઉપરાંત કોલસાનો અભ્યાસ પણ તેમણે કરેલો છે.

સને ૧૯૩૭ માં તેમણે આંતરજાતીય લગ્ન કરેલ છે. સંતાનમાં એમને બે પુત્રો અને એક પુત્રી છે. એમના મોટા પુત્ર ચી. જનાર્દન મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી કોમર્સનો અભ્યાસ કરે છે.

શ્રી માધવલાલભાઇ એક રોટેરીયન અને મેસન પણ છે.



## શેઠ નૂરમહમદ મહેરઅલી ચીનાઇ.

જે. પી.. ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



**Mr. Noormohmad Maherali Chinay.**

J. P., Honourary Presidency Magistrate.

શેઠ નૂરમહમદભાઇ ન્યાતે ખોજા છે. એમનો જન્મ સને ૧૮૮૮ ના જુલાઇની ૧૫ મી તારીખે મુંબઈમાં થયો હતો.

મુંબઇની ન્યુ હાઇસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી તેઓ એલ્ફીસ્ટન કૉલેજમાં દાખલ થયા હતા. જ્યાં તેમણે પ્રીવીયસ સુધી અભ્યાસ કર્યો હતો.

સને ૧૯૧૦ માં એટલે કે આશરે એકવીસ વરસની ઉંમરે તેઓ ધંધામાં જોડાઇ ગયા હતા, જે ધંધો આજે

લગભગ ત્રીસ વરસ થયાં તેઓ કરે છે; પોતાના ભાઇઓની ભાગદારીમાં ચાલતા 'બોમ્બે ગેરેજ' ના વેચાણ વિભાગના તેઓ ડાયરેકટર છે.

વાહનવ્યવહારના પ્રશ્નોના તેઓ અભ્યાસી છે, અને મૉટરવાળાઓ તથા રસ્તાઓના હિતની તેઓ કાળજી રાખે છે. મૉટર ટ્રાન્સપોર્ટ અને મૉટર ટેક્ષેસનને લગતા તેમના અભિપ્રાયો હિન્દના સત્તાવાળાઓ તરફથી વખતોવખત પુછવામાં આવે છે.

સને ૧૯૩૩ માં હિંદી સરકારે બોલાવેલી 'રોડ રેઇલ કૉન્ફરન્સ' માં 'ઇન્ડીઅન રોડઝ એન્ડ ટ્રાન્સપોર્ટ ડેવલપમેન્ટ એસોસીએશન લી.' ના પ્રતિનિધિ તરીકે તેમણે આગળ પડતો ભાગ લીધો હતો.

સને ૧૯૩૫ માં મુંબઇની ધારાસભામાં 'મૉટર વેઇકલ ટેક્ષ બીલ' લાવવામાં આવ્યું ત્યારે નામદાર મુંબઇ સરકારે તેમની નીમણુંક મુંબઇની ધારાસભામાં કરી હતી.

સને ૧૯૩૬ માં 'મૉટર વેઇકલ ઇન્સ્યુરન્સ કમિટી' માં કામ કરવા માટે નામદાર સરકારે તેમને આમંત્રણ આપ્યું હતું.

સને ૧૯૩૯ ના એપ્રીલમાં નવા કાયદા મુજબ મૉટર વાહનના ધારાઓ વિષે વિચાર કરવા મુંબઇમાં મળેલી 'ટેકનીકલ સબ કમિટી ઓફ ધિ ટ્રાન્સપોર્ટ એડવાઇઝરી કાઉન્સીલ ઑફ ધિ ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆ' માં હિંદી સરકાર તરફથી તેમની નિમણુક કરવામાં આવી હતી.

શેઠ નૂરમહમદ સને ૧૯૨૫ માં 'વેસ્ટર્ન ઇન્ડીઆ ઑટો-મોબાઇલ્સ એસોસીએશન' ના સભ્ય થયા હતા, તે પછી

તુર્તજ તેમની ચુંટણી કાર્યવાહક સમિતિમાં કરવામાં આવી હતી. સને ૧૯૩૩ માં તેમને ઉપપ્રમુખ અને સને ૧૯૩૯ માં પ્રમુખ નિમવામાં આવ્યા હતા. એવીજ રીને સને ૧૯૩૨ માં તેમની ચુંટણી 'મોટર મેન્યુફેકચરર્સ એન્ડ ઈમ્પોર્ટર્સ એસોસીએશન'ના પ્રમુખ તરીકે કરવામાં આવી હતી, એ હોદ્દો પણ તેઓ આજ સુધી ભોગવે છે. 'ઇન્ડીઅન રોડઝ એન્ડ ટ્રાન્સપોર્ટ ડેવલપમેન્ટ એસોસીએશન' ની કાઉન્સીલના તેઓ સભ્ય છે અને તેની મુંબઈની શાખાના સને ૧૯૩૪ થી ૧૯૩૯ સુધી પ્રમુખ હતા.

મોટર ટ્રાન્સપોર્ટ ઓપરેટર્સનાં હિત જાળવવા અને વધારવા માટે ઉત્પન્ન થયેલ 'ફેડરેશન ઑફ મૉટર ટ્રાન્સપોર્ટ એસોસીએશન' ના તેઓ પ્રમુખ છે.

શેઠ નૂરમહુમદભાઇ મોટરના ધંધા ઉપરાંત બીજા ધંધાઓમાં પણ રસ લે છે, અને ધિ સેન્ટ્રલ બેંક ઓફ ઇન્ડીઆ લી., ધિ કલાઇવ ઇન્શ્યુરન્સ કું. લી., ધિ બોમ્બે પ્રોવીન્શીયલ કોઓપરેટિવ લેન્ડ મારગેજ બેંક લી. અને બીજી અમુક કંપનીઓના ડાયરેટર છે. તેઓ ક્રીકેટ કલબ ઑફ ઇન્ડીઆ તથા વેસ્ટર્ન ઇન્ડીઆ ફૂટબૉલ એસોસીએશનના સભ્ય છે.

સને ૧૯૨૨ માં નામદાર સરકારે તેમને જે. પી. નો ઇલ્કાબ અને ૧૯૩૪ માં ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટનો હોદ્દો આપીને તેમની કદર કરી છે.



## શ્રીયુત ભવાનીદાસ નારણદાસ મોતીવાળા

બી. એ., એલએલ. બી.

સેક્રેટરી, સોશીયલ સર્વિસ લીગ.



**Mr. Bhavanidas Narandas Motiwala**

**B. A., LL. B.**

Secretary, Social Service League.

શ્રી મોતીવાળા ન્યાતે વીસા નાગર વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૭૬ ના સપ્ટેમ્બરની ૨૬ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો હીરા મોતીના વેપારી હોવાથી એમની અટક મોતીવાળા પડેલી. શ્રી ભવાનીદાસના દાદા, પિતા તથા કાકા ન્યાતના શેઠ હતા.

શ્રી મોતીવાળાએ ન્યુ હાઇસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધેલું, અને સને ૧૮૯૨ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી. બી. એ. ની પરીક્ષા સને ૧૮૯૯ માં તેમણે સેન્ટ ઝેવીયર્સ કૉલેજમાંથી પસાર કરેલી. ત્યાર પછી તેઓ સોલીસીટરની પેઢીમાં આર્ટિકલ કલાર્કનું કામ શિખવા રહેલા અને સાથે સાથે કાયદાનો અભ્યાસ કરીને સને ૧૯૦૨ માં એલએલ. બી. ની પરીક્ષા પસાર કરેલી.

શ્રી મોતીવાળાએ જાહેર જીવનની શરૂઆત સને ૧૯૦૩ માં 'ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ' ની સ્થાપનાથી કરેલી. સને ૧૯૨૮ માં એ મંડળના રજત મહોત્સવ વખતે એ મંડળ માટે રૂપિયા એક લાખ તેમણે એકઠા કરેલા. મંડળ તરફથી સને ૧૯૩૨ ના ડીસેમ્બરની ત્રીજી તારીખે તેમને માનપત્ર આપવામાં આવેલું, અને એ રીતે તેમની સેવાની કદર કરવામાં આવેલી.

શ્રી મોતીવાળાને સને ૧૯૦૬ માં નામદાર સરકારે ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ બનાવ્યા હતા અને સને ૧૯૦૮ માં તેમને જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. સને ૧૯૨૦ માં પંજાબ હત્યાકાંડને અંગે મહાસભાએ ઇલ્કાબ ત્યાગનો આદેશ ફરમાવતાં શ્રી મોતીવાળાએ એ બંને હોદ્દાનું રાજીનામું આપ્યું હતું.

શ્રી મોતીવાળા સને ૧૯૦૮ માં સેવાસદનની સમિતિના સભ્ય ચુંટાયા હતા. સને ૧૯૧૧ માં તેમણે બીજાઓની સાથે

મળીને સોશીયલ સર્વિસ લીગ સ્થાપી હતી. સને ૧૯૩૬ માં એ સંસ્થાના રજત મહોત્સવ પ્રસંગે શ્રી મોતીવાલાએ એ સંસ્થા માટે દશ હજાર રૂપિયા એકઠા કરવામાં મદદ કરી હતી અને તેમનું નામ માનદ્ આજીવન સભ્ય તરીકે નોંધીને લીગ તરફથી તેમની પચીસ વરસની સેવાની કદર કરવામાં આવી હતી.

શ્રી મોતીવાળાએ સને ૧૯૧૨ માં કાર્લા સેનેટોરીયમ ફંડ કમિટીમાં જોઇન્ટ સક્રેટરી તરીકે, સને ૧૯૧૩ માં બોમ્બે સેન્ટ્રલ ફ્રેમીન રીલીફ ફંડ કમિટીમાં આસીસ્ટન્ટ સેક્રેટરી તરીકે, સને ૧૯૧૫ માં ઑલ ઇન્ડીઆ હિન્દુ કોન્ફરન્સની સ્વાગત સમિતિના એક ઑનરરી સેક્રેટરી તરીકે, સને ૧૯૧૭ માં વડનગર મુકામે મળેલી વીસા નાગર વાણીયાની પહેલી કોન્ફરન્સના પ્રમુખ તરીકે, સને ૧૯૧૮ માં ઑલ ઇન્ડીઆ ટેમ્પરન્સ કોન્ફરન્સમાં મુંબઇની કાઉન્સીલના એક સભ્ય તરીકે, સને ૧૯૨૩ માં પહેલી અને સને ૧૯૨૮ માં બીજી ઑલ ઇન્ડીઆ સોશીયલ સર્વિસ કોન્ફરન્સની એક્ઝીક્યુટિવ કમિટીના એક સભ્ય તરીકે, સને ૧૯૨૬ માં સ્કૂલ બોર્ડ્ઝ કોન્ફરન્સની મુંબઇ મુકામે મળેલી પહેલી બેઠકની સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે, સને ૧૯૨૭ માં હિંદુ મહાસભાના એક ઉપપ્રમુખ તરીકે, સને ૧૯૨૮ માં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ રજત મહોત્સવના એક ઉપપ્રમુખ તરીકે, સને ૧૯૩૦ માં મુક્ત થયેલા કેદીઓ તરફથી જેલમાં તેમની સાથે ચલાવાતાં વર્તનને લગતી ફરીયાદ અને તેમાં જરૂરી સુધારા સૂચવવા માટે સોશીયલ સર્વિસ લીગ તરફની કમિટિના એક સભ્ય તરીકે, સને ૧૯૩૫ માં હિંદી મહાસભાના સુવર્ણ

મહોત્સવ સમિતિના એક સભ્ય તરીકે અને સને ૧૯૩૮ માં ઓમ્મે સ્પેશીયલ વર્કસ કોન્ફરન્સના ઉપપ્રમુખ તરીકે કામ કરેલું છે.

સને ૧૯૨૧ માં તેમણે 'રાષ્ટ્રીય સ્ત્રી સભા'ની સ્થાપના કરી હતી જેમાં પાંચ વરસ સુધી તેમણે કામ કર્યું હતું અને તેને માટે લગભગ રૂપિયા ચાલીસ હજાર એકઠા કર્યા હતા. સને ૧૯૨૨ માં મુંબઇની એકસાઇઝ કમિટિ સમક્ષ સદંતર દારૂબંધીની તરફેણમાં પુરાવા રજુ કર્યા હતા. એજ વરસમાં ઓમ્મે નેશનલ વોલન્ટીયર્સ કોર્પસના વોલન્ટીયર હોવાનું જાહેર કરવું ગેરકાયદેસર હોવા છતાં તેમણે તે પ્રમાણે જાહેર કર્યું હતું.

શ્રી મોતીવાળા સને ૧૯૧૯ થી ૧૯૨૯ સુધી મ્યુનીસીપાલીટીના ચુંટાયેલા સભ્ય હતા અને ૧૯૨૨ માં નેશનાલીસ્ટ પાર્ટી સ્થપાતાં તેઓ તેના તરફથી ચુંટાતા હતા.

સ્ત્રીઓ મ્યુનીસીપાલીટીમાં ચુંટાઈ શકે તેવા પ્રયાસો તેમણે કર્યા હતા, જે સફળ થયા હતા.

સને ૧૯૨૧ થી ૧૯૨૯ સુધી તેઓ સ્કૂલ્સ કમિટિના સભ્ય હતા, અને ૧૯૨૫ માં સ્કૂલ્સ કમિટિના પ્રમુખ ચુંટાયા હતા. એ વરસમાં મુંબઇના એફ અને જી લત્તામાં મફત તથા ફરજીયાત કેળવણીની યોજના કરવામાં આવી હતી.

સને ૧૯૨૧ થી ૧૯૨૭ સુધી ઑમ્મે સ્ટુડન્ટ્સ બ્રધરહૂડના ઉપપ્રમુખ અને સને ૧૯૨૧ થી ૧૯૨૮ સુધી ભુલેશ્વર જીલ્લા કોંગ્રેસ કમિટિના પ્રમુખ તેઓ ચુંટાયા હતા.

શ્રી મોતીવાળા હિંદી મહાસભાના સભ્ય હતા અને સને ૧૯૩૦ સુધી તેની કેટલીક બેઠકોમાં ડેલીગેટ તરીકે તેમણે હાજરી આપી હતી. સને ૧૯૨૯ સુધી ઑમ્મે પ્રોવી-

નશીયલ કોંગ્રેસ કમિટિના તેઓ સભ્ય હતા, જે દરમ્યાન કેટલાંક વરસો સુધી તેના જોડીયા ખજાનચી તરીકે તેમણે કામ કર્યું હતું, અને કેટલાંક વરસો સુધી 'તીલક સ્વરાજ્ય ફંડ' ના એક ટ્રસ્ટી તરીકે તેમણે કામ કર્યું હતું.

શ્રી મોતીવાળાએ એમના પિતાના સ્વર્ગવાસ પછી, તેમના સ્મરણાર્થે કેટલીક સંસ્થાઓમાં નાણાં આપવા ઉપરાંત કેટલીક સંસ્થાઓને પુસ્તકો આપેલાં.

શ્રી મોતીવાલા એક લેખક પણ છે અને તેમણે Karsadass Mulji (a biographical study), નામનું પુસ્તક તથા (1) The Sience of Self-Sacrifice, (2) Pillow of Peace or Treasure House of Comfort and Consolation, (3) Voluntary Service for Primary Schools. (4) A Life-Sketch of Sashipad Benarji, (5) The Bagger Problem in Bombay વિગેરે પુસ્તિકાઓ ઉપરાંત (1) Vegetarian diet as a promoter of Helath and Strength, (2) How to reduce Infant mortality in India અને (3) Social Service in Bombay નામના ત્રણ ઇનામી નિબંધો લખેલા છે.

શ્રી મોતીવાળા જાણીતા સમાજસેવક અને સુધારક છે. સુધારક તરીકે તેમણે હમેશાં, સ્ત્રી કેળવણી, વિધવા પુનર્લગ્ન, આંતરજાતીય લગ્ન, અસ્પૃશ્યતા નિવારણ, જ્ઞાતિખંડન, છાજીયાં બંધી અને પરદેશગમન પછીની પ્રાયશ્ચિતબંધીની હિમાયત કરી છે. એમની પુત્રીનાં લગ્ન એમના ગોળની બહાર થવા બદલ અને એમના પુત્રનાં લગ્ન જૈન કુમારિકા સાથે થવા બદલ

સને ૧૯૩૭ માં તેમને એક દિવસને માટે નાત બહાર મુકવામાં આવ્યા હતા.

શ્રી મોતીવાળાનાં પત્ની શ્રી કલાવતી પણ સમાજ સેવિકા છે, તેઓ રાષ્ટ્રીય સ્ત્રી સભા તથા ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના એક ઉપપ્રમુખ હતાં અને મંડળનાં ઑનરરી પેટ્રન છે. શ્રી મોતીવાળાને પાંચ પુત્રો તથા બે પુત્રીઓ હૈયાત છે.

આંખ તથા હૃદયની નબળાઇને લીધે શ્રી મોતીવાળાએ સને ૧૯૨૯ થી જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનું ઓછું કરી નાખ્યું છે, તોપણ હાલમાં તેઓ :—

(૧) સોશીયલ સર્વિસ લીગના જનરલ સેક્રેટરી તથા એક ટ્રસ્ટી, (૨) બોમ્બે પ્રેસીડન્સી સોશીયલ રિફોર્મ એસોસીએશનની મેનેજીંગ કમિટીના સભ્ય, (૩) મહાદેવ ગોવિંદ રાનાડે સોશીયલ રિફોર્મર્સ ફંડના ટ્રસ્ટી, (૪) ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક ભુલેશ્વર લાયબ્રેરી કમિટિના સભ્ય, (૬) વીસાનાગર વણિક જ્ઞાતિ સમિતિના સભ્ય અને (૭) બોમ્બે પ્રોવીન્શીયલ કોંગ્રેસ કમિટિની મિલ્કત જેમનાં નામ ઉપર છે તેમાં તેઓ પણ છે.

શ્રી મોતીવાળા ગર્ભશ્રીમંત અને મિલ્કતદાર હોવા છતાં સાદું જીવન ગાળે છે, તેમનો સ્વભાવ મળતાવડો તથા નિરાભિમાની છે અને બીજાને ઉપયોગી થવા તેઓ બનતું કરે છે.



શેઠ અલીમહમદ રહીમતુલ્લા મકલાઇ.

જે. પી. ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.



Sheth Alimohmad Rahimtulla Maklai,

J. P., Honourary Presidency Magistrate.

## શ્રીયુત માવજી ગોવિંદજી શેઠ.

શ્રીયુત માવજીભાઇ જ્ઞાતે લોહાણા છે. એમનો જન્મ સને ૧૮૮૩ના જુનની ૧૨ મી તારીખે ભુજ (કચ્છ) માં દીવાન દેવચંદ શેઠના વંશમાં થયો હતો.

એમના પિતામહ રામજીભાઇ એક સંસ્કારી પુરૂષ હતા, અને અંગ્રેજી અભ્યાસ પણ તેમણે કર્યો હતો. એમના પિતા ગોવિંદજીભાઇ શિક્ષક હતા, અને આખી જીંદગી એ ધંધાને અર્પણ કરીને ગોવિંદજી માસ્તરના નામથી તેઓ જાણીતા થયા હતા. તેઓ સને ૧૯૨૧ ના નવેમ્બરની ૯ મી તારીખે સ્વર્ગવાસી થયા હતા.

શ્રીયુત માવજીભાઇની બાલ્યાવસ્થા ભુજમાંજ વ્યતીત થઇ હતી, અને તેમણે ગુજરાતી તથા મેટ્રિક સુધીનો અંગ્રેજી અભ્યાસ ત્યાંજ કર્યો હતો. મેટ્રિકની પરીક્ષા સને ૧૮૯૯ માં તેમણે પસાર કરી હતી. તે પછી કચ્છના રાવ પ્રાગમલજી તથા શેઠ કરમશી દામજીની સ્કોલરશીપ મેળવીને વધુ અભ્યાસ માટે તેઓ સને ૧૯૦૦ માં ભાવનગરની શામળદાસ કૉલેજમાં અને ત્યારપછી અમદાવાદની ગુજરાત કૉલેજમાં (સને ૧૯૦૧ થી ૧૯૦૩) દાખલ થયા હતા.

ત્યાર પછી ભુજમાં રેજીમેન્ટલ ઑફીસરોના ઉર્દુ તથા પરશીયન ભાષાના મુનશી તરીકે અને પછી અમદાવાદ હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યા બાદ યુનીવર્સિટીનું 'કરસનદાસ મુળજી પ્રાઇઝ' સને ૧૯૦૫ માં મેળવ્યું હતું. સને ૧૯૦૫ થી ૧૯૦૯ સુધી રાજકોટમાં 'કાઠીઆવાડ ટાઇમ્સ' પત્રના અધિપતિ તરીકે કામ કર્યું હતું. ધરમપુર રાજકુમારના કમ્પેનીયન તરીકે પણ સાડા ત્રણ મહિના તેમણે કામ કર્યું હતું.

સને ૧૯૦૯ માં મુંબઇ આવીને તેઓ વ્યાપારી ક્ષેત્રમાં પડેલા. શરૂઆતમાં 'હિન્દ કોઓપરેટિવ સ્વદેશી સ્ટોર્સ' ના ડીરેક્ટર બન્યા, અને એક વરસ પછી કમીશન એજન્ટનું કામ કરવા માટે 'માવજી ગોવિંદજી કંપની' ની સ્થાપના કરી. સને ૧૯૧૨ થી ૧૯૧૬ સુધી રાઘવજી પુરૂષોત્તમની કંપની તથા ધરમશી નાનજીની કંપનીના ભાગદાર થયા. ત્યાર પછી મીલીટરી ખોરાકી સામાન પુરો પાડવાનો કંટ્રાકટ પણ રાખ્યો અને નેશનલ ડેમોક્રેટિક પબ્લીસીટી કંપનીના ડાયરેક્ટર તથા ઇન્ડસ્ટ્રીયલ મીલ્સ અને તુલસીદાસ તેજપાલ મીલ્સના ચેરમેન થયા.

સને ૧૯૧૦ માં પહેલી લોહાણા કોન્ફરન્સના જનરલ સેક્રેટરી અને સ્ટેન્ડીંગ કમિટીમાં જોઇન્ટ જનરલ સેક્રેટરી તરીકે તેમણે કામ કર્યું હતું. નારણજી ઇબજી અને ભુલચંદ મેઘજી લોહાણા બોર્ડિંગના સેક્રેટરી તરીકે સને ૧૯૧૨ થી ૧૯૨૩ સુધી કામ કર્યું હતું.

તેઓ જૂના થીઓસોફીસ્ટ હોઇને, ઘણાં વરસ 'બ્લેવટસ્કી લૉજ' ના વાઇસ પ્રેસીડન્ટ હતા, અને ૧૯૨૦ ના અરસામાં 'ઑલ ઇન્ડીઆ ટ્રેડ યુનીયન' ના પણ તેઓ વાઇસ પ્રેસીડન્ટ ચુંટાયા હતા. એ શિવાય 'પ્રેસ વર્કર્સ યુનીયન' ના પ્રેસીડન્ટ અને 'નેશનલ હોમરૂલ લીગ' ના વાઇસ પ્રેસીડન્ટ ચુંટાયા હતા, અને ૧૯૧૮ ની ખાસ મહાસભાના જોઇન્ટ સેક્રેટરી, ૧૯૧૮ થી ૧૯૨૦ સુધી ઑલ ઇન્ડીઆ કોંગ્રેસ કમિટીના તથા બોમ્બે પ્રેસીડન્સી એસોશીએશન, ગુજરાત રાજકીય મંડળ, જી. આઇ. પી. રેલ્વે વર્કર્સમેન યુનીયન, પતિતવર્ગ મીશન, કાઠીઆવાડ હિતવર્ધક સભા, ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર, અને પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ અસોશીએશન ઇત્યાદિ સંસ્થા-

ઓના કમિટી મેમ્બર તરીકે તેમણે કામ કરેલું. તેઓ વૉર્ડન ઇન્સ્યુરન્સ અને બીજી કંપનીના ડાયરેકટર અને જુહુ થીઓસોફીકલ કોલોનીના એક સ્થાપક તરીકેની કારકીર્દિ પણ ધરાવે છે. સને ૧૯૨૨ માં ગોધરા મુકામે અને ૧૯૩૨ માં વડોદરા મુકામે મળેલ થીઓસોફી ફેડરેશનના તેઓ પ્રમુખ હતા, અને સને ૧૯૨૩ માં ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બરના પ્રતિનિધિ તરીકે તેમની ચુંટણી ધારાસભાના સભ્ય તરીકે કરવામાં આવી હતી.

તેઓ વકતા અને લેખક પણ છે, અને જુદાં જુદાં સામાયિકોમાં વખતોવખત તેમણે કેટલાક લેખો લખેલા છે, અને હજુ પણ લખે છે.



# શ્રીયુત નંદલાલ છગનલાલ.

બી. એ., એલ એલ. બી., સોલીસીટર.



Mr. Nandalal Chhaganlal.

B. A., LL. B. Solicitor.

શ્રીયુત નંદલાલભાઇ ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સને ૧૮૯૮ ના માર્ચની ૧૪ મી તારીખે ધોલેરા મુકામે થયો હતો.

એમના સ્વ. પિતા શ્રી છગનલાલ માવજી ધોલેરામાં શિક્ષકનો ધંધો કરતા હતા.

શ્રી નંદલાલભાઈની બાલ્યાવસ્થા ધોલેરામાં વ્યતીત થયેલી, અને શરૂઆતનો અભ્યાસ પણ તેમણે ત્યાંજ કરેલો, ત્યાર પછી તેઓ ભાવનગર લોહાણા બોર્ડીંગ હાઉસમાં દાખલ થયેલા, અને ૧૯૧૩ માં ત્યાંની સનાતન ધર્મ હાઇસ્કૂલમાં મેટ્રિકની પરિક્ષા પસાર કરીને વધુ અભ્યાસ માટે મુંબઇની ઉંચી કેળવણીની લોહાણા બોર્ડિંગમાં દાખલ થયેલા. સને ૧૯૧૮ માં વીલ્સન કૉલેજમાથી બી. એ. ની પરીક્ષા પસાર કરેલી.

બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી તેઓ ભાટીયા હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાઇ ગયેલા અને નોકરી કરતાં કરતાં કાયદાનો અભ્યાસ કરીને એલ એલ. બી. ની પરીક્ષા સને ૧૯૨૯ માં પસાર કરેલી. એલ એલ. બી. ની પરીક્ષા પસાર કર્યા પછી સોલીસીટર થવા માટે દુબાશ કંપનીમાં તેઓ જોડાયેલા અને ૧૯૨૫ માં સોલીસીટરની પરીક્ષા પસાર કરેલી.

હાયર એજ્યુકેશન બૉર્ડિંગની રૂપિયા ત્રણ હજારની લોન અભ્યાસ માટે મેળવનાર તેઓ પહેલા વિદ્યાર્થી હતા, જે તેમણે પાછળથી ખર્ચ સહિત પાછી વાળી હતી.

સને ૧૯૨૫ મા તેઓ મેસર્સ ધર્મસિંહ દાદાચાનજીની સોલીસીટરની પેઢીમાં મદદગાર તરીકે જોડાયેલા. સને ૧૯૩૧ માં તેમને એ પેઢીના ભાગદાર તરીકે સ્વીકારવામાં આવેલા, ત્યારથી આજ સુધી તેઓ એ પેઢીમાં કામ કરે છે. હાલ એ પેઢી મેસર્સ ધર્મસિંહ, દીનકરરાવ અને નંદલાલના નામથી ઓળખાય છે.

શ્રી નંદલાલભાઇની પ્રસિદ્ધિ મુખ્યત્વે તેમની જ્ઞાતિ પ્રવૃત્તિઓને આભારી છે. સને ૧૯૨૬ માં એમણે 'લોહાણા સ્નાતક

મંડળ' અને, 'ઋણ નિવારણ ફંડ' ની સ્થાપનામાં ભાગ લીધેલો, એજ અરસામાં તેઓ 'શેઠ નારણજી ઇમજી તથા શેઠ ભુલચંદ મેઘજી લોહાણા હાયર એજ્યુકેશન બૉર્ડિંગ' ના એક સેક્રેટરી નિમાયેલા, સને ૧૯૨૭ માં 'મોંઘીબાઇ લોહાણા ઉદ્યોગશાળા' ના એક મેનેજીંગ ટ્રસ્ટી નિમાયેલા, એજ વરસમાં 'કાનબાઈ લોહાણા કન્યાશાળા'ના એક સેક્રેટરી નિમાયેલા (સને ૧૯૩૩ સુધી) સને ૧૯૩૩ માં તેના એક ટ્રસ્ટી નિમાયેલા, ૧૯૩૧ માં 'લોહાણા યુવક સંમેલન'ના જનરલ સેક્રેટરી અને સ્ટેન્ડીંગ કમિટીના જનરલ સેક્રેટરી નિમાયેલા, ૧૯૨૭ થી 'બનાતવાળા તથા સુખડવાળા લોહાણા ઓર્ફનેજ'ના એક સભ્ય નિમાયેલા અને એ બધી સંસ્થાઓના કાયદાના સલાહકાર નિમાયેલા. હિંદના અને લોહાણા જ્ઞાતિના બે સપૂતો (૧) શ્રી ઠક્કરબાપા અને (૨) શ્રી વીમાનવીર કબાલીને માનપત્રો આપવામાં આગેવાની લીધેલી અને તેના જનરલ સેક્રેટરી નિમાયેલા, તથા સને ૧૯૩૨ માં લોહાણા સ્વદેશી બજાર ભરવામાં આગેવાની લઇને તેના જનરલ સેક્રેટરી નિમાયેલા.

શ્રી નંદલાલભાઇ વરસો થયાં મુંબઇના લોહાણા ભાઈઓની પ્રીતિ પ્રાપ્ત કરી શકયા છે, અને પોતાની પ્રવૃત્તિઓમાં સફળતા મેળવી શકયા છે.

સને ૧૯૨૭ માં તેમણે કરેલી સેવાના બદલામાં ભાવનગર મહાજને તેમને માનપત્ર આપ્યું હતું.

જે સંસ્થા (હાયર એજ્યુકેશન બૉર્ડિંગ) માં રહીને અને જેની લોન લઇને પોતે ઉંચો અભ્યાસ કરી શકયા તે સંસ્થાની સ્થાપનાને પચ્ચીસ વરસ પુરાં થતાં તેનો 'રજત મહોત્સવ' ઉજવવા માટે તેમણે ભારે પરિશ્રમ લીધેલો અને તેમાં તેમને

સફળતા મળેલી. એ પ્રસંગે સંસ્થાના ફંડ માટે લગભગ રૂપિયા ચાલીસ હજારનો ફાળો થયેલો છે, અને જ્ઞાતિની ઘણીખરી માહિતી પુરી પાડતો 'રજત મહોત્સવ ગ્રંથ' પણ તૈયાર થયો છે.

સને ૧૯૩૯ ના નવેમ્બરની ૨૫ મી તારીખે તેઓએ 'હાયર એજ્યુકેશન બૉર્ડિંગ'ના મંત્રીપદેથી નિવૃત્તિ લીધી ત્યારે તે સંસ્થામાંથી તેમને નિવૃત્ત ન થવા દેવા ખાતર ઉપપ્રમુખનો નવો હોદ્દો ઉત્પન્ન કરીને તેમને ઉપ-પ્રમુખ નિમવામાં આવેલા, અને તે દિવસે તેમના માનમાં 'પ્રીતિભોજન'નો સમારંભ ગોઠવવામાં આવેલો, ત્યારે હાજર રહેલા લોહાણા જ્ઞાતિના આગેવાનોએ તેમની કાર્યશક્તિ અને સેવાપરાયણતાની પ્રશંસા કરેલી.

શ્રી નંદલાલભાઇનાં લગ્ન સને ૧૯૧૯ માં રાજકોટ મુકામે શ્રી માણેકલાલ રતનશીનાં પુત્રી શ્રીમતી કમળા બ્હેનની સાથે થયેલાં છે. સંતાનમાં તેમને જ્યોતિર્માળા અને મધુરી નામની બે પુત્રીઓ અને વીરેન્દ્ર નામનો એક પુત્ર છે. જેમની ઉંમર અનુક્રમે ૧૨, ૧૦ અને ૮ વરસની છે.



## શ્રીયુત પુરૂષોત્તમ મેઘજી કબાલી.

વિમાનવીર.



Mr. Purusottam Meghaji Kabali.

વિમાન જગતમાં હિંદુસ્થાનનું નામ રાખનાર અને હિંદુસ્થાનને જગપ્રખ્યાત કરનાર શ્રીયુત કબાલી ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સને ૧૯૦૬ ના એપ્રીલની ૮ મી તારીખે ઘાટકોપર (મુંબઇ)માં થયો હતો.

શ્રીયુત કબાલીની બાલ્યાવસ્થા ઘાટકોપરમાં વ્યતીત થઇ હતી, અને તેમણે અંગ્રેજી પાંચ ચોપડી જેટલો અભ્યાસ કર્યો હતો.

એમના પિતા શ્રીયુત મેઘજી વલ્લભદાસ સારા વેપારી હતા એટલે શ્રી કબાલીને ગુજરાનની ખાસ ચિન્તા જેવું નહોતું.

અભ્યાસ મુકયા પછી એમનું ધ્યાન એ વખતે અણુખેડાયેલ વિમાનના ક્ષેત્ર તરફ દોરાયું અને 'લાગ્યું તો તીર નહિ તો તુક્કો' એ હિસાબે તેમણે તેમાં ઝુકાવ્યું.

માણસે ખાસ ધ્યેય વિના આદરેલી પ્રવૃત્તિ પણ કોઇ કોઇ વખત તેને કેટલી બધી કીર્તિ, લક્ષ્મી અને સફળતા અપાવે છે એનું દ્રષ્ટાંત શ્રી કબાલીના જીવનમાંથી મળી આવે છે.

શ્રી કબાલી ઇંગલાંડમાં વિમાનનું શિક્ષણ લેતા હતા ત્યારે પોતાના શિક્ષકની સાથે તો વિમાનમાં રોજ ઉડે, પણ એકલા ઉડવાની હિંમત ચાલે નહિ. તેમના કડક શિક્ષકે એક વખત સખ્તાઇથી કહ્યું: 'તું નહિં શીખી શકે, ચાલ્યો જા; નાહિંમત હિંદીઓનું આ કામ નહિ.'

શ્રી કબાલીને આ વાકય તીરની મફક આરપાર નિકળી ગયું. રાત્રે નકકી કર્યું કે જીવ જાય તો ભલે જાય, પણ કાલે વિમાન એકલા ઉડાડવું અને બતાવી આપવું કે હિંદીઓ પણ હિંમતવાન છે. બીજા દિવસે શિક્ષક પાસે તેમણે, પોતાને એકલાને વિમાન ઉડાડવા દેવાની માગણી કરી.

શિક્ષકે કહ્યું કે એ નહિ બને, તું મરી જા તો મારા માથે ખૂનનો આરોપ આવે.

શ્રી કબાલીએ કહ્યું કે તો તમે સાથે આવો, પણ સંચાને ન અડવું. તે દિવસે શ્રી કબાલીએ શિક્ષકની મદદ વગર એકલે હાથે વિમાન ચલાવ્યું. પછીથી તો તેમને એકલા હાથે વિમાનમાં ઉડવા દેવાની પરવાનગી મળી ગઈ.

કેટલાક માણસો એ કામ એક વરસે પણ શીખી શકતા નથી તે કામ શ્રી કબાલી ૫૫ દિવસમાં શિખ્યા.

આથી ઈંગ્લાંડના વિમાનખાતાં (Air Mynistry) ને શક પડયો અને શ્રી કબાલીની ફરીથી પરીક્ષા લેવા માટે એક ખાસ

કમિટી નિમી. શ્રી કબાલીની જે દિવસેપરીક્ષા હતી તેના બીજા દિવસથી 'પાયલટ'ની પરીક્ષાના નવા કાયદા લાગુ પડવાના હતા, એટલે તેજ દિવસે શ્રી કબાલી પરીક્ષા ન આપે તો તેમને પણ નવા કાયદા લાગુ પડે, જેના પરિણામે એકાદ વરસ વધારે તેમને ત્યાં રોકવું પડે. બીજી બાજુથી તે દિવસે લંડનમાં સખત ધુમ્મસ હતું. આમ શ્રી કબાલીની સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી હતી.

આવાં ગાઢ ધુમ્મસમાં હવામાં દોઢ સો માઇલ ઉડવાનું હતું. સવારથી સાંજ સુધી રાહ જોઇ, પણ ધુમ્મસ તો વધતું જ ગયું. અનુભવી પાયલટ પણ એવા ધુમ્મસમાં ઉડવાની હિંમત ન કરે.

શ્રી કબાલીના અંગ્રેજ મિત્રોએ એમને સમજાવ્યા કે ભલો થઇને ઉડવાની વાત માંડી વાળ. જીંદગી કરતાં પરીક્ષાની કિંમત વધારે નથી! પણ કબાલી ન ચળ્યા. રાતના બાર વાગ્યે વરસતા ધુમ્મસમાં તેઓ ઉડ્યા. પરીક્ષકો અને મિત્રોએ ધાર્યું કે કબાલી જીવતો નહિ આવે.

એ સફરનું વર્ણન કરતાં શ્રી કબાલી કહે છે કે જેવો મેં ધુમ્મસનો થર પસાર કર્યો કે ઉપર આકાશ ચોખ્ખું હતું, ચંદ્ર પ્રકાશતો હતો અને નીચે લંડન ઉપર જાણે સફેદ ચાદર પાથરી હોય એમ લાગતું હતું. મને હિંમત આવી ગઇ. હું છ હજાર ફીટ ઉંચે ઉડયો. આજુબાજુ ખુબ રખડયો. સાડા ત્રણ વાગે ધુમ્મસ પીગળવા માંડયું અને ઝીણી રેશમી સાડીમાંથી શરીર દેખાય તેમ નીચે લંડન દેખાવા માંડયું. પરીક્ષકો અને મિત્રોએ માનેલું કે હું મરી ગયો હોઇશ, ત્યાં તો તેમના અચંબા વચ્ચે હું નીચે ઉતર્યો.

પછી તો એમણે ઘણી સફરો કરી. મુસાફરોને લઈને ઈંગ્લાંડથી ફ્રાન્સ ગયા, ઉત્તરમાં સ્વીડન સુધી જઈ આવ્યા અને આખો યુરોપ ખંડ ફરી વળ્યા.

શ્રી કબાલી માને છે કે બધું એક સેકન્ડમાં જ નક્કી કરવું જોઈએ, મોતની બીક રાખ્યે ન પાલવે.

સને ૧૯૨૯ માં તેમણે એ અને બી પાયલટના પરવાના મેળવ્યા. આવા પરવાના મેળવનાર તેઓ પહેલાજ હિંદી હતા.

ઈંગ્લાંડથી કરાંચી, ઓસ્ટ્રીયા અને અમેરીકા જતાં વિમાનોની કિંમત એ વખતે પચાસ હજાર પાઉંડ જેટલી હતી. એવાં વિમાનો મોટી સરકારો કે મોટા શ્રીમંતોજ ખરીદી શકે, એટલે શ્રી કબાલીએ પોતાના વિમાનમાં સ્વદેશ આવવાની ઈચ્છાથી પોતાની શક્તિ પ્રમાણે એક હજાર પાઉન્ડનું એક વિમાન કરાવ્યું હતું. એ વિમાન એટલું નાનું હતું કે એમાં એકજ માણસ બેસી શકે અને માત્ર ચાર કલાક તે ઉડી શકે. આવા વિમાનમાં ઈંગ્લાંડથી હિંદુસ્થાન આવવાની હિંમત કરવી એ એક સાહસજ હતું, પણ આપણા શ્રીમંતો અને રાજવંશીઓ આપણા સાહસવીરોને માટે કાળજી રાખતા ન થાય ત્યાં સુધી આપણે એ રીતે ચલાવ્યા શિવાય બીજો ઉપાય નથી. શ્રી કબાલી હિંદ આવવા માટે લંડનથી સવારમાં વહેલાં ઉડ્યા, અને એક દિવસમાં ત્રણ કટકે–બાર કલાક સુધી ઉડીને પારીસ, ડીઝાં અને લીઆં થઈને માર્સેલ્સ પહોંચ્યા. ત્યાંથી પીસા અને ત્યાંથી રોમ પહોંચ્યા. ત્યાંથી તેમને ભૂમધ્ય સમુદ્ર ઓળંગવાનો હતો. ચાર કલાકથી વધારે વખત તેમનું વિમાન કામ આપે તેમ નહોતું, એટલે ભૂમધ્ય સમુદ્ર ઓછામાં ઓછો પહોળો હોય ત્યાંથી તેમણે તે ઓળંગવો જોઈએ, અને રસ્તામાં

અકસ્માત થાય કે ભુલા પડાય તો શું કરવું તેનો વિચાર કરવો જોઇએ. એને માટે તેમણે દોરનાર બીજા પાયલટની ઇટાલીયન સરકાર પાસે માંગણી કરી.

ઇટાલીના ડીકટેટર મુસોલીનીના સેક્રેટરીને તેમણે આ બાબતમાં ચીઠ્ઠી લખી હતી તેના જવાબમાં તેણે તેમને ખાણા માટે બોલાવ્યા અને મુસોલીનીની મુલાકાત કરાવી દીધી. ઇટાલીયન સરકારે તેમને બધી સગવડ કરી આપી.

રોમમાં શ્રી કબાલીને અપૂર્વ માન મળેલું. તે ઉતર્યા ત્યારે હજારો માણસો તેમને જોવા આવેલા, જેમાં ત્રણ સો જેટલા તો ફીલ્મ અને ફોટા લેનારા જ હતા. હિંદીઓ આવા બાહોશ છે એવી ખબર ઇટાલીને તો ત્યારે જ પડી.

રોમથી નેપલ્સ જઇ, ભૂમધ્ય સમુદ્ર ઓળંગી, સામે આફ્રીકાના કિનારે ટ્રીપોલીના ટયુનીસ મુકામે તેઓ પહોંચી ગયા. યુરોપમાં મુશ્કેલ એવો આલ્પસ પર્વત અને ભૂમધ્ય સમુદ્ર બે મોટી મુશ્કેલીઓ તો તેઓ ઓળંગી ગયા હતા એટલે હવે ટુંક વખતમાં હિંદ પહોંચી જવાશે એવી તેમને ખાત્રી થઇ ગયેલી, પણ ત્યાં તેમને પીળો તાવ લાગુ પડયો, એટલે ચાર દિવસ ટ્રીપોલીમાં રોકાઇ રહેવું પડયું. પાંચમે દિવસે તાવ નરમ પડતાં તેઓ ટ્રીપોલીથી કેરો જવા ઉપડ્યા. ચાર સો માઇલ તેમણે પસાર કર્યા ત્યાં તેમને રેતીનું તોફાન નડયું. રેતીનો એક મોટો વંટોળીયો તેમની સામે ધસ્યો આવતો હતો એ આફતમાંથી બચવા તેમણે વિમાનને ઉંચે ચડાવ્યું, તો પણ રેતી પેટ્રોલની નળીમાં દાખલ થઇ ગઇ, યંત્ર અટકી પડયું, અને તુર્તજ વિમાન નીચે જઇ પડયું. તેની પાંખો અને પૈડાં તુટી ગયાં, પણ શ્રી કબાલી બચી ગયા.

શ્રી કબાલીએ કોટ અને ખમીશ ફેંકી દીધાં અને પાણીના બે શીશા તથા ખોરાકના બે ડબ્બા લઇને તેઓ બેએક માઇલ ચાલ્યા, પણ કોઇ માણસ કે ગામ દેખાયું નહિ, એટલે સામી દિશામાં ચાર માઇલ ચાલ્યા અને માર્ગે ચડી ગયા. એજ વખતે દૂરથી એક મોટર દેખાણી.

એ મૉટર બળવાખોર આરબોને જેર કરવા જતી હતી, એટલે કોઇ માણસને દેખતાં દૂરથીજ તેને ગોળીથી વીંધી નાખતી હતી, પણ શ્રી કબાલીના કોટ પાટલુને તેમને બચાવી લીધા. આરબ લોકો કોઇ દિવસ કોટ પાટલુન પહેરતા નથી, એટલે એ માણસ આરબ નથી એમ ધારીને મોટરમાંથી તેમના પર ગોળી છોડવામાં આવી નહિ, પછી તો ઇટાલીયન સરકારે તેમને એક મુકામથી બીજે મુકામ પહોંચાડયા અને અને તેમના ભાંગેલાં વિમાનની પણ ભાળ કઢાવી.

શ્રી કબાલીએ સને ૧૯૩૬ માં 'Air Services of India' ના નામથી વિમાનમાં મુસાફરો અને ટપાલ લાવવા લઇ જવાનો ધંધો શરૂ કરેલ છે, અને જુહુથી ભાવનગર, રાજકોટ, જામનગર અને કચ્છની વચ્ચે તેમનાં વિમાનો દોડે છે.

શ્રી કબાલી વિમાનના ધંધામાં ભારે રસ લે છે. તેઓ 'બૉમ્બે ફલાઇંગ કલબ' ના સેક્રેટરી અને 'ઇન્ડીયન ગ્લાઇડીંગ એસોસીએશન'ના સ્થાપક છે.

'એર સર્વિસીસ ઑફ ઇન્ડીઆ' ની નોકરીમાં તમામ માણસો હિંદીજ રાખવાનો શ્રી કબાલીનો નિયમ છે, જે પ્રસંશા કરવા જેવોજ છે.

હિંદી વિમાનના ઇતિહાસમાં શ્રી કબાલીનું નામ સોનાના અક્ષરે લખાયેલું છે અને રહેશે.

# શ્રીયુત નરભેરામ નરસિંહદાસ પોપટ.



Mr. Narbheram Narsidas Popat.

શ્રીયુત નરભેરામભાઈ ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સને ૧૯૧૧ ના જુનની ૧૧ મી તારીખે અંજાર (કચ્છ)માં થયો હતો.

એમના વડિલો મૂળ રેહા (કચ્છ) ના વતની, જ્યાંથી એમના પિતામહ શ્રી ગાંગજી કુંવરજી સંવત ૧૯૪૫ ના અરસામાં મુંબઇમાં આવેલા અને અનાજનો ધંધો ચાલુ કરેલો. તેઓ ભાગદારીમાં રૂનું કામકાજ પણ કરતા હતા, જે બંને કામકાજ શ્રી નરભેરામના પિતાશ્રીએ ચાલુ રાખેલા, પણ સને

૧૯૩૦ માં રૂના કામકાજમાંથી તેઓ પોતાના ભાગદારોથી છૂટા થઇ ગયેલા છે, અને હાલમાં સ્વતંત્ર પેઢી ચલાવે છે.

એમના વડિલોએ પોતાના વતન રેહામાં પચીસ હજારના ખરચે બે પુલો બંધાવેલા છે, અને આઠેક વરસ સુધી એક હરિજન શાળા નભાવેલ હતી. સને ૧૯૩૦–૩૨ ના સત્યાગ્રહ વખતે મહાસભાના સ્વયંસેવકોના રસોડાંની શરૂઆત એમણે કરેલી.

શ્રી નરભેરામભાઇની બાલ્યવસ્થા મુંબઇમાં પસાર થયેલી અને એમના રાષ્ટ્રવાદી વિચારના પિતાશ્રીની ઇચ્છાથી એમણે પ્રાથમિક શિક્ષણ મુંબઇની રાષ્ટ્રીય શાળામાં લીધેલું અને ત્યાર પછી વધુ અભ્યાસ માટે તેઓ ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાલયમાં જોડાયેલા, જ્યાં છ ધોરણ સુધી અભ્યાસ કર્યા પછી, નરમ તબીયતને લીધે તેમણે અભ્યાસ મુકી દીધેલો.

શ્રી નરભેરામભાઇના પિતાશ્રી હૈયાત હોવાથી અને તેમનો ધંધો સારી રીતે ચાલતો હોવાથી શ્રી નરભેરામભાઇને એ બાબતની ઝાઝી ઉપાધિ નહિ હોવાથી સને ૧૯૨૭ માં અભ્યાસ મુકયા પછી તુર્તજ તેમણે જાહેર જીવનમાં ઝુકાવેલું અને બોમ્બે યુથ લીગની સ્થાપના તથા સંચાલનમાં તેમણે ભાગ લીધેલો. સને ૧૯૩૦–૩૨ ની સત્યાગ્રહની ચળવળમાં તેમણે ભાગ લીધેલો અને મુંબઇમાંથી પહેલા જેલ જવાનું માન મેળવેલું. જેલમાં તેમને બ વર્ગ અને બીજાઓને ક વર્ગ મળતાં બ વર્ગનો તેમણે અસ્વીકાર કરી, બધાની સાથે સમાન વર્તાવની માગણી કરેલી અને તેને માટે ભૂખમરાની હડતાલ તેમણે નવ દિવસ સુધી રાખેલી. ત્યારથી આજ સુધી તેઓ

મહાસભાની પ્રવૃત્તિઓમાં સારો ભાગ લીએ છે. તેઓ મુંબઇ પ્રાંતિય મહાસભા સમિતિના સભ્ય છે. સને ૧૯૩૯ ની કચ્છની પ્રજાકિય ચળવળમાં પણ તેમણે ભાગ લીધેલો, અને ૧૯૩૯ ના માર્ચની ૨૬, ૨૭, ૨૮ તારીખે માંડવી મુકામે મળેલી 'અખિલ કચ્છ યુવક પરિષદ્'ની બીજી બેઠકના તેઓ પ્રમુખ ચુંટાયેલા, એ વખતે કચ્છનાં ગામડાંઓનો અભ્યાસ કરવા માટે અને ત્યાં પ્રચાર કરવા માટે તેમણે ગામડાંઓનો પ્રવાસ કરેલો. તેઓ કચ્છી પ્રજાકિય પરિષદના મુંબઇની શાખાના મંત્રી છે.

સને ૧૯૩૯ માં કોંગ્રેસ પાર્ટી તરફથી તેઓ મ્યુનીસીપલ ચુંટણીમાં ઉમેદવાર તરીકે ઉભા રહેલા અને બધા કોંગ્રેસ ઉમેદવારોમાં પહેલે નંબરે આવેલા. મ્યુનીસીપાલીટીના અત્યારના બધા સભ્યોમાં તેઓ ઉંમરમાં સહુથી નાના youngest છે.



## શ્રીયુત ડૉ. જીવરાજ નારાયણ મ્હેતા

એમ.ડી., એમ. આર.સી. એસ., એલ. એમ. એન્ડ એસ., એફ. આર. સી. એસ.
ડીન, કીંગ એડવર્ડ મેમોરીયલ હૉસ્પીટલ અને ગો. રધનદાસ સુંદરદાસ મેડિકલ કૉલેજ



Doctor Jivraj Narayan Mehta.

M. D., M. R. C. S., L. M. & S., F. R. C. S.
Dean, K. E. Memorial Hospital & G.S. Medical College.

ડૉ. મ્હેતા ન્યાતે કપોળ વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૮૭ ના ઓગષ્ટની ૨૯ મી તારીખે અમરેલીમાં થયો હતો.

એમના પિતા અમરેલીમાં વેપાર કરતા હતા, પરંતુ તેમાં તેમને ખોટ જવાથી તેઓ કરજદાર થઇ ગયા હતા અને

મુશ્કેલીથી પોતાનું ગુજરાન ચલાવતા હતા. આવી ગરીબ હાલતમાં ડા. મહેતાનો જન્મ થયો હતો અને એ બીજ સ્થિતિમાં તેઓ ઉછર્યા હતા ન્હાનપણમાં વરસો સુધી ભોગવેલી ગરીબીની છાપ ડાકટર મહેતાની ઉપર એટલી સજ્જડ પડેલી છે કે તેઓ શ્રીમંત અને અમલદાર થવા છતાં એ છાપ તેમના દિલમાંથી ભુંસાણી નથી, અને તેથી તેઓ બને એટલી સાદી રીતે પોતાનું જીવન ગાળે છે.

ડા. જીવરાજે અભ્યાસની શરૂઆત ૫-૬ વરસની ન્હાની ઉંમરે અમરેલીમાં કરી હતી. અભ્યાસમાં જોઇતાં પુસ્તકો કે ફી આપવાની તેમના પિતાની તો શક્તિ નહોતી, પણ અમરેલીમાં પ્રાથમિક શિક્ષણ મફત હોવાથી તેમને મુશ્કેલી પડી નહોતી. અંગ્રેજી અભ્યાસ વખતે, તેઓ હુશિયાર હોવાથી તેમની ફી માફી થયેલી અને સ્કોલરશીપ મળેલી તેમાંથી પુસ્તકો વિગેરેનું ખર્ચ નિકળતું. આમ અભ્યાસની ચિન્તા તો મટી, પણ ઘરખરચની ચિન્તા ઉભી હતી, એટલા માટે ભણતાં ભણતાં ૧૩-૧૪ વરસની ઉંમરે તેમણે ખાનગી ભણાવવાનું શરૂ કર્યું, અને તેમાંથી જે આવક થતી તે ઘરખર્ચ માટે આપવા લાગ્યા. એ વખતના અમરેલીના સીવીલ સર્જન ડા. દાદાચાનજીના પુત્રને ખાનગી ભણાવવાની તેમણે શરૂઆત કરેલી. એમના એ શિષ્ય આજે કીંગ એડવર્ડ મેમોરીયલ હોસ્પીટલમાં તેમના મદદનીશ (આસીસ્ટન્ટ ડીન) છે.

આ રીતે ગાડું ગબડાવતાં સને ૧૯૦૩ માં તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી, પણ પછી વધુ અભ્યાસ માટે શું કરવું તેની મુંઝવણ ઉભી થઇ.

અંતે વધુ અભ્યાસ માટે તેઓ મુંબઇ ગયા, જ્યાં તેમની હુશિયારીથી 'શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગ' માં

માફી વિદ્યાર્થી તરીકે તેમને દાખલ કરવામાં આવ્યા, અને તેમનો રહેવાનો, જમવાનો તથા કપડાં લત્તાં વિગેરેનો બંદોબસ્ત થઇ ગયો. ઉપરાંત એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કરતાં સુધી તેમને સ્કોલરશીપ પણ મળેલી, જેના પૈસા તેઓ બારોબાર ઘર ખરચ માટે ઘેર મોકલી આપતા. એમને આ સંસ્થામાં દાખલ કરાવવામાં મોટો હાથ તે વખતના અમરેલી હાઇ સ્કૂલના હેડમાસ્તર સ્વ. ગણેશ શ્રીધર આપ્ટેનો હતો.

ડૉ. મ્હેતાએ ગ્રાન્ટ મેડિકલ કૉલેજની ચોથા વરસની પરીક્ષા એવી રીતે પસાર કરી કે આઠમાંથી સાડા સાત ઈનામ તેમને મળ્યાં. એ સંસ્થાના ઇતિહાસમાં ૯૪ ટકા ઇનામ મેળવનાર વિદ્યાર્થી તરીકે ડૉ. મ્હેતા પ્હેલાજ હતા. ઇનામ વહેંચતી વખતે મુંબઇના તે વખતના ગવર્નર લૉર્ડ સીડનહામે એટલાં બધાં ઇનામો મેળવવા બદલ ડૉ. મ્હેતાને અભિનંદન આપ્યું હતું. આ પ્રમાણે સને ૧૯૦૮ માં તેમણે એલ. એમ. એન્ડ એસ. ની ડાકટરી ડીગ્રી માન સાથે મેળવી હતી.

ત્યાર પછી વધુ અભ્યાસ માટે વિલાયત જવાનો તેમણે વિચાર કર્યો, પણ પૈસાની ચિન્તા પાછી સામી આવીને ઉભી રહી. પ્રયાસ કરતાં પૈસાની સગવડ થઇ ગઇ. જમશેદજી નસરવાનજી શિક્ષણ ફંડમાંથી ચાર ટકાના વ્યાજે તેમને લોન મળી અને મુંબઇ યુનીવર્સિટી તરફથી વાર્ષિક અઢાર સો રૂપિયાની મંગળદાસ નથુભાઈ ટ્રાવેલીંગ સ્કોલરશીપ ત્રણ વરસને માટે મળી. સને ૧૯૦૯ ના એપ્રીલ માસમાં, એકવીસ વરસની ઉંમરે ડૉ. મ્હેતા એમ. ડી. નો અભ્યાસ કરવા વિલાયત ગયા.

લંડનના અભ્યાસ દરમ્યાન તેમણે 'લંડન ઇન્ડીઅન એસોસીએશન' ની સ્થાપના સ્વ. શ્રી ગોખલેના હસ્તે, શ્રી

ઝીણા અને શ્રી સરોજીની નાયડુના સહકારથી કરી અને બે વરસ સુધી પોતે તેના પ્રમુખ તરીકે કામ કર્યું.

ઈંગ્લાંડમાં એ વખતે લંડન હોસ્પીટલ બહુ મોટી ગણાતી, અને તેમાં કોઈ હિંદીને રેસીડન્ટ મેડીકલ ઓફીસર તરીકે સ્થાન આપવામાં ન્હોતું આવતું, તો પણ ડૉ. મ્હેતાને 'મેડિકલ એકસટર્નક' અને ત્યાર પછી 'પાયથોલોજીકલ આસીસ્ટન્ટ' ની જગ્યાઓ મળી હતી.

ડૉ. મ્હેતાએ સને ૧૯૧૪ માં પ્રતિષ્ટા સાથે M. D. ની પરીક્ષા બધા વિષયમાં પહેલે નંબરે પસાર કરી, અને સોનાનો એક ચાંદ મેળવ્યો. આના પરિણામે મુંબઈ યુનીવર્સિટીના તે વરસના પદવીદાન સમારંભ વખતે તે વખતના ચેન્સેલર લૉર્ડ મેકીનેને પરદેશમાં હિંદી વિદ્યાર્થીએ બતાવેલ બાહોશીનો ઉલ્લેખ કરીને અભિનંદન આપ્યું હતું. એ પરીક્ષા પસાર કર્યા પછી ડૉ. મ્હેતાએ લંડન હોસ્પીટલની હેલ્થ કલીનીક લેબોરેટરીના હંગામી આસીસ્ટન્ટ ડીરેકટર તરીકે થોડા મહિના કામ કર્યું હતું.

ત્યાર પછી તેમણે એમ. આર. સી. પી. નો અભ્યાસ શરૂ કર્યો, જેમાં તેમણે લેટીન અને જર્મન ભાષાઓ લીધી. એ પરીક્ષા પણ તેમણે ઉંચે નંબરે પસાર કરી હતી.

સને ૧૯૧૫ માં હિંદમાં પાછા આવીને ડૉ. જીવરાજે ડાકટર તરીકે ધંધો શરૂ કર્યો હતો.

તેમના પ્રયાસથી તે વરસે લૉર્ડ સિંહાના પ્રમુખપદે મળેલી મહાસભાની બેઠકમાં પરદેશમાં અભ્યાસ કરતા હિંદી વિદ્યાર્થીઓને પડતી અડચણો દૂર કરવાને લગતો ઠરાવ પ્રો. પ્રાંજપેએ રજુ કર્યો હતો.

સને ૧૯૧૬ માં સર રતન તાતા બિમાર પડતાં તેમની સારવાર માટે ડૉ. મ્હેતા તેમની સાથે વિલાયત ગયા હતા, એ વખતે લડાઇ ચાલતી હોવાથી એક પ્રસંગે સર રતન તાતા સાથે તેઓ જે સ્ટીમરમાં હતા તે સ્ટીમર અરેબીઆને ટોરપીડો લાગતાં સ્ટીમર ભાંગી ગઇ હતી, અને સર રતન તાતા, લેડી તાતા, ડૉ. મ્હેતા તથા બીજા ઉતારૂઓ મહામુશ્કેલીએ તેમાંથી બચ્યાં હતાં. આ અકસ્માતમાં નડેલી મુશીબતોની અસર તેમની તબીયત ઉપર થઇ અને તેમને ક્ષયનું દરદ લાગુ પડ્યું. તે માટે તેઓ સ્વીટ્ઝર્લાંડ તબીયત સુધારવા માટે ગયેલા, ત્યાં તેમને સ્વ. ગાયકવાડ સર સયાજીરાવની મુલાકાત થતાં (સને ૧૯૨૧ માં) તેમના ખાનગી ડાકટર નિમવામાં આવ્યા હતા. અને બે વરસ પછી વડોદરા રાજ્યના ચીફ મેડિકલ ઑફીસર નિમવામાં આવ્યા હતા.

વડોદરાના તેમના નિવાસ દરમ્યાન ડૉ. મ્હેતાને તે વખતના વડોદરાના દીવાન સર મનુભાઇનાં પુત્રી શ્રીમતી હંસાની સાથે પરિચય થયો હતો, જે પરિચય પ્રેમમાં પરિણમતાં સને ૧૯૨૪ ના જાન્યુઆરીમાં બંનેનાં લગ્ન થયાં હતાં એ લગ્ન આંતરજાતીય હોવાથી એ બાબત ભારે ઉહાપોહ થયો હતો.

સને ૧૯૨૫ માં મુંબઇમાં કીંગ એડવર્ડ મેમોરીયલ હોસ્પીટલ અને ગોરધનદાસ સુંદરદાસ મેડિકલ કૉલેજ સ્થપાવાની હોવાથી તેના ડીન માટે હુશિયાર ડાકટરની જરૂર હતી, જેને માટે ડૉ. મ્હેતાએ અરજી કરતાં મુંબઇની મ્યુનીસીપાલીટીએ તેમની અરજી કબૂલ રાખી એ બંને હોદ્દા પર તેમની નિમણુંક કરી હતી. ત્યારથી આજ સુધી–પંદરેક વરસ થયાં–ડૉ. જીવરાજ એ બંને સંસ્થાઓના ડીન તરીકેના હોદ્દાઓ ભોગવે છે, અને એ સંસ્થાઓને

આબાદ કરવા માટે પોતાથી બનતા પ્રયત્નો કરે છે. પંદર વરસોમાં આ બંને સંસ્થાઓની આબાદી ઘણી વધી છે, જે આબાદીમાં ડૉ. મ્હેતાનો હિસ્સો નોંધને પાત્ર છે.

કીંગ એડવર્ડ મેમોરીઅલ હૉસ્પીટલમાં તેઓ કાળજીપૂર્વક કામ કરે છે, અને બીજાં માણસો કાળજીપૂર્વક કામ કરે તેને માટે ચાંપતી દેખરેખ રાખે છે. તેઓ કેટલીક વખત અણધાર્યા વખતે દવાખાનામાં જઇ ચડે છે, અને પોતાના હાથ નીચેનાં માણસો કેવી કાળજી રાખે છે તેની તપાસ રાખે છે. તેમની એ ટેવથી સહુને પોતાની ફરજ પર બરોબર હાજરી આપવી પડે છે. આ શિવાય તેમનો એક નિયમ એવો છે કે હૉસ્પીટલમાં જેટલા ગંભીર દરદીઓ હોય તેની યાદી હમેશાં સાંજે તેમના મેજ પર મુકાઇ જવી જોઇએ. એ યાદીવાળા દરદીઓને કઇ દવા અપાય છે? કયાં અને કેટલાં ઇંજેકશનો (જરૂરી હોય તો) અપાય છે? અને શું ખોરાક અપાય છે? એ બધી બાબતની પુછપરછ તેની સારવાર કરનાર ડાકટરને તેઓ પુછે છે, જેને લીધે ડાકટરો દરદીની જોઇતી કાળજી રાખે છે.

ડૉ. મ્હેતા રાષ્ટ્રીય ભાવનાવાળા હોવાથી સને ૧૯૩૦-૩૨ ના સત્યાગ્રહ વખતે, તેઓ આવા મોટા અમલદાર હોવા છતાં તેમાં આગળ પડતો ભાગ લીધો હતો. તેમને અટકાયતમાં રાખ્યા પછી, બીજી વખત ચળવળમાં ભાગ ન લેવાનું કબૂલ કરે તો છોડી મુકવાનું જણાવવામાં આવ્યું હતું, પરંતુ ડૉ. મ્હેતાએ એ વાત કબૂલ નહિ કરવાથી તેમને બે વરસની સખ્ત જેલની સજા કરવામાં આવી હતી, અને વિજાપુર જેલમાં 'બ' વર્ગમાં રાખવામાં આવ્યા હતા. ત્યાં શ્રી મુનશી અને નરીમાન તેમના સાથી હતા.

જેટલામાં ડો. મ્હેતાની તબિયત લથડતાં, ડાકટરે ગભરાઈને તેમને છોડી મુકવાની ભલામણ કરતાં, તેમનો છુટકારો છ અઠવાડિયાં વહેલો થયો હતો.

ડો. મ્હેતાનું સ્થાન ડાકટર જગતમાં ઘણું ઉંચું છે. સને ૧૯૩૧ માં પુનામાં મળેલી All India Medical Conference ના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. મુંબઈ યુનીવર્સિટીના કામમાં તેઓ સારો રસ લે છે. ૧૯૨૬ માં યુનીવર્સિટીના ફેલો નીમાયેલા અને સીન્ડીકેટના પણ મેમ્બર હતા. Medical Council of India અને Bombay Medical Council ના પણ તેઓ મેમ્બર છે, અને Indian Reserve Fund Association ની Governing Body માં તેઓ હિંદી યુનીવર્સિટીઓના એક પ્રતિનિધિ તરીકે ઘણાં વર્ષોથી બેસે છે. શ્રી જવાહરલાલ ન્હેરૂએ પોતાના આત્મવૃત્તાંતના પુસ્તકમાં 'પિતાની બિમારી' નામના પ્રકરણમાં ડો. મ્હેતાનો ઉલ્લેખ કરતાં 'Eminent Doctor નું' એમને બિરૂદ આપ્યું છે.

ડો. મ્હેતાએ ડાકટર થવાનું કેમ પસંદ કર્યું? તેના જવાબમાં તેઓ જણાવે છે કે:—

મારા વતન અમરેલીની નિશાળમાં હું અભ્યાસ કરતો હતો ત્યારે પહેલાં તો મારી ઇચ્છા સીવીલીઅનની પરીક્ષા પસાર કરીને મોટા સરકારી અમલદાર થવાની અને ખુબ પૈસા પેદા કરવાની હતી, પરંતુ અભ્યાસ દરમ્યાન મારા જીવન પર બે વ્યક્તિઓની અસર થઈ એક તો મારાં વૃદ્ધ દાદીમા અને બીજા અમરેલીના સીવીલ સર્જન ડોકટર બેહરામજી રૂસ્તમજી દાદાચાનજી. મારાં દાદી વૃદ્ધ અને આંધળાં હતાં, છતાં એ સ્થિતિમાં પણ તે પોતાના હાથે રાંધતાં, બીજું કામ પણ

હાથે કરતાં અને મારા વડિલને તથા કુટુંબનાં માણુસોને મદ
કરતાં. એની કર્તવ્યપરાયણુતાની મારા મન પર ભારે અસ
થઇ. એની ઉદ્યોગશીલતા હજુ પણુ મારી નજર સામે ત
છે. ડા. દાદાચાનજી તો ગરીબોના બેલી હતા. લોકકલ્યાણ
માટે તેમને ધગશ હતી. ગરીબોને દવા મફત આપતા અ
જાતે તેમની સારવાર કરતા. તેમની સેવાવૃત્તિથી આખું ગા
તેમને વડિલની માફક ગણુતું અને પ્રેમ રાખતું. એમ
ઘર મારા માટે જાત્રાનું ધામ હતું. સંખ્યાબંધ માણુસો તેમ
મળવા આવતા, પોતાનાં દુઃખની વાત કરતા અને તેમ
સલાહ પૂછતા. એમની નિઃસ્વાર્થ સેવાવૃત્તિની મારા મન પ
ભારે અસર થઇ, અને મને થયું કે લોકસેવા કરવી હો
તો ડાકટર થવું જોઇએ.

વર્તમાનપત્રો વાંચનરાઓ સારી રીતે જાણે છે કે પૂજ
ગાંધીજી જ્યારે જ્યારે ઉપવાસ કરે છે અથવા બિમાર પ
છે ત્યારે તેમની તબિયત ડા. જીવરાજ મ્હેતા તપાસે છે
ગાંધીજી જ્યાં હોય ત્યાં તેઓ એટલા માટે જાય છે. અમસ્ત
પણુ તેઓ વખતે વખતે શેગાંવ જઇને ગાંધીજીની તબીય
તપાસી આવે છે. સંખ્યાબંધ ડાકટરો ઠેકઠેકાણે હોવા છ
એવે પ્રસંગે ડા. મ્હેતા એ કામ કરે છે તેનું કારણુ દે

'સાત ડગલાં સાથે ચાલીએ એટલે મિત્ર બની જાય
એવી સજ્જનની કોઇએ વ્યાખ્યા કરી છે. પૂજ્ય ગાંધીજ
અને ડા. મ્હેતાનું કંઇક એવુંજ છે. ડા. મ્હેતા સને ૧૯૧
માં લંડનમાં એમ. ડી. નો અભ્યાસ કરતા હતા એ વખ
સ્વ. શ્રી ગોપાળકૃષ્ણુ ગોખલે 'પબ્લીક સર્વિસ કમીશન'
કામ માટે લંડન ગએલા, ત્યાં તેઓ બિમાર પડતાં ડા. મ્હેત

તેમની દવા કરતા હતા. એજ અરસામાં પૂજ્ય ગાંધીજી આફ્રીકાથી હિંદ આવવા નિકળેલા ત્યારે શ્રી ગોખલેને મળવા માટે લંડન ગયેલા ત્યાં બિમાર પડી ગયા. શ્રી ગોખલેની દવા કરનાર ડો. મ્હેતાએ પૂજ્ય ગાંધીજીની પણ દવા કરી અને ત્યારથી તેમની વચ્ચે સંબંધ બંધાઇ ગયો, જે આજે વરસો થયાં ચાલુ છે.

ડો. મ્હેતાએ અંગ્રેજી ડીગ્રીઓ લીધેલી હોવા છતાં હવે તેઓ એથી વિરૂદ્ધ છે. એના ખુલાસામાં તેઓ કહે છે કે એ વખતની અને આજની સ્થિતિમાં ફેર છે, તે વખતે આપણે ત્યાં ઉંચી ડીગ્રીઓ મેળવવાની સગવડ નહોતી, અને પરદેશી ડીગ્રીઓનો લોકોને મોહ પણ હતો. આજે વાતાવરણ જુદું જ છે.

જેને ભણવા માટે ફી અને ચોપડીઓની સગવડ નહોતી, અને સમજશક્તિ આવી ત્યારથી ગુજરાનની તથા ઘરની ચિન્તા હતી એવો ગરીબ વિદ્યાર્થી આટલો બધો અભ્યાસ કરે, માન સાથે ઉંચી ડીગ્રીઓ મેળવે, મોટી મોટી સંસ્થાઓનો જવાબદાર અમલદાર થાય, ભારે પગાર મેળવે, જબરી લાગવગ ધરાવે, અને આગેવાન દેશજન ગણાય એ દ્રષ્ટાંત એના જેવા ગરીબ વિદ્યાર્થીઓને માટે દીવાદાંડી રૂપ છે. જે પાણીદાર વિદ્યાર્થી કેવળ ગરીબીના કારણેજ જીવનમાં આગળ વધતાં નાસીપાસ થતો હોય, પાછો પડતો હોય તેની સામે અમે ડો. જીવરાજ મ્હેતાના જીવનની ઝગહગતી જ્યોત ધરીએ છીએ, અને એને પોતાનું નિશાન બનાવીને આગેકૂચ કરવાની ગરીબ પાણીદાર વિદ્યાર્થીઓને પ્રેરણા આપીએ છીએ.

ડો. મ્હેતા પોતાની ગરીબ સ્થિતિ ભૂલી નથી ગયા, બલ્કે તે યાદ રાખે છે અને પ્રસિદ્ધિમાં મુકે છે, એથી એમની શોભા અને મહત્તા વધે છે.

ડાકટર રત્નાકર ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સને ૧૮૮૧ માં જુનાગઢમાં થયો હતો.

તેમણે ગુજરાતી તથા મેટ્રિક સુધીનો અંગ્રેજી અભ્યાસ જુનાગઢમાં કર્યો હતો.

૧૯ વરસની ઉંમરે, મેટ્રિકની પરીક્ષા પસાર કરીને વધુ અભ્યાસ માટે તેઓ મુંબઇ આવ્યા હતા. વધુ અભ્યાસ માટે જુનાગઢ રાજ્ય તરફથી તેમને સ્કોલરશીપ મળી હતી.

ડાકટર રત્નાકરનાં લગ્ન તેમનાં માતાપિતાએ તેમની ઉંમર નાની હતી ત્યારે કરી નાખ્યાં હતાં.

તેઓ એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષામાં બેસવાના હતા તે અગાઉ થોડા સમયે તેમનાં માતપિતાનો સ્વર્ગવાસ થવાથી તેમને આઘાત થયો હતો, તોપણ તેઓ એ પરીક્ષામાં સને ૧૯૦૫ માં પસાર થયા હતા. આગળ અભ્યાસ કરવાની તેમની ઇચ્છા હતી, પણ ત્યાં ૧૯૦૬ માં એમનાં પત્ની ગુજરી ગયાં અને રાજ્ય તરફથી મળતી સ્કોલરશીપ બંધ થઇ, એટલે લાચારીથી આગળ અભ્યાસ લંબાવવાનો વિચાર માંડી વાળીને મુંબઇમાં દવાખાનાની સ્થાપના કરી.

એક વરસ દવાખાનું ચલાવ્યા પછી માસિક રૂપિયા ૧૫૦) ના પગારથી મ્યુનીસીપલ હેલ્થ ડીપાર્ટમેન્ટમાં દાખલ થયા. ત્યાંની ચાર વરસની એમની કામગીરીની કદર કરીને વધુ અભ્યાસ માટે તેમને વિલાયત જવાની સગવડ કરી આપવામાં આવી.

સને ૧૯૧૩ માં તેઓ વિલાયત ગયા અને ૧૯૧૪ માં પાછા આવ્યા. પાછા આવીને તેમણે નોકરી છોડી દીધી અને ૧૯૧૫ માં ફરીથી વિલાયત ગયા. તેજ વરસમાં લીવરપુલમાં

આંખની સર્જરીનો સી. એચ. ઓ. નો તેમણે ડીપ્લોમા મેળવ્યો. એ સમયે યુરોપમાં ભયંકર લડાઈ ચાલતી હતી.

માંચેસ્ટરની આંખની હૉસ્પીટલ ઇંગ્લાંડમાં સરસ ગણાય છે, ત્યાં એક વરસમાં લગભગ સવા લાખ આંખનાં દરદોના કેસો આવે છે, તે હૉસ્પીટલમાં સને ૧૯૧૬ માં ડો. રત્નાકર હાઉસ સરજન તરીકે નોકર રહ્યા. છ મહિના પછી, બધા ડાકટરોને લડાઇમાં જવાનું થતાં, આખી હૉસ્પીટલ ડો. રત્નાકરના ચાર્જમાં આવી. ત્યાં રેસીડન્ટલ સર્કલ ઑફીસર તરીકે ચાર વરસ સુધી કામ કરીને ડો. રત્નાકરે સારો અનુભવ મેળવ્યો. એ હૉસ્પીટલમાં આવી ઉંચી પદવી મેળવનાર હિંદી તરીકે ડો. રત્નાકર પહેલાજ હતા. ત્યાં તેમને ઘણાં સર્ટિફીકેટો પણ મળેલાં.

સને ૧૯૨૦ માં એ નોકરી તેમણે છોડી દીધી, અને ઓકસફર્ડ યુનીવર્સિટીની ડી. ઓ. ની પરીક્ષા આપીને તે ડીગ્રી સંપાદન કરી, બાદ તેજ અરસામાં લંડનમાં ડી. ઓ. એમ. એસ. ની પરીક્ષા આપીને તે અધરી ડીગ્રી પણ સંપાદન કરી.

સને ૧૯૨૧ માં મુંબઇ આવીને 'ચરક કલીનીક' નામની હોસ્પીટલ ઉઘાડી. સવાર સાંજ ફાજલ પડતા વખતમાં ભટ્ટવાડી તથા માંડવીના લત્તામાં મફત દવાખાનાં ખોલ્યાં. વ્યવસાય વધી પડતાં એ દવાખાનાં બંધ કરવામાં આવેલાં

ડોકટર રત્નાકરની હુશિયારીની કદર તરીકે મુંબઇની 'કૉલેજ ઑફ ફીઝીશીયન્સ એન્ડ સર્જન્સ' તરફથી સને ૧૯૨૩ ના જુલાઇ મહિનામાં તેમને 'ફેલો ઑફ ધિ કૉલેજ ઑફ ફીઝીશીયન્સ એન્ડ સર્જન્સ' ની ડીગ્રી આપવામાં આવી હતી, અને તેજ મહિનામાં 'પોલીસ ઓફથેલ્મીક

સર્જન' નો હેદ્દો આપવામાં આવ્યો હતો. જે હેદ્દાની રૂએ મુંબઇની ભાડુતી મોટર હાંકનારાઓએ તેમને દર વરસે પોતાની આંખો બતાવીને, આંખો સારી હોવાનું સર્ટિફીકેટ મેળવવું જોઇએ.

ડો. રત્નાકરનાં બીજાં લગ્નથી તેમને એક પુત્રની પ્રાપ્તિ સને ૧૯૦૯ માં થયેલી છે, જેનું નામ સૂર્યકાન્ત છે અને હાલ તે જાપાનમાં રૂનો ધંધો કરે છે.

ડો. રત્નાકર ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કૉલેજના પ્રોફેસર ઑફ ઓફથેલ્મોલોજી છે, અને કીંગ એડવર્ડ મેમોરીઅલ હોસ્પીટલ, પારસી જનરલ હોસ્પીટલ, વાડીઆ ચીલ્ડ્રન્સ હોસ્પીટલ તથા વાડીયા મેટરનીટી હોસ્પીટલના ઑનરરી ઓફથેલ્મીક સર્જન છે. મુંબઇ યુનીવર્સિટીની છેલ્લી એમ. બી. બી. એસ., ડી. ઓ. ડી., તથા ડી. ઓ. એમ. એસ. ની પરીક્ષામાં આંખના વિષયના પરીક્ષક તરીકે ડો. રત્નાકર સને ૧૯૨૪ થી નિમાય છે.

ડો. રત્નાકરની ડોકટર તરીકેની કારકીર્દિ ઘણી ઝળકતી છે, અને મુંબઇમાં તેમની ગણત્રી, આંખના પ્રખ્યાત ડાકટરોમાં થાય છે.

સને ૧૯૪૦ ની ઓલ ઇન્ડીયા ઓફથેલ્મોલોજીકલ કોંગ્રેસના તેઓ પ્રેસીડન્ટ નીમાયા છે.



## શ્રીયુત વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય,

આયુર્વેદ માર્તંડ.



Vaidyaraj Jadavaji Trikamji Acharya.

Ayurved Martand.

વૈદ્યરાજ જાદવજીભાઈ ન્યાતે પુષ્કરણા બ્રાહ્મણ છે. એમનો જન્મ સંવત ૧૯૩૮ ના માગસર સુદ બીજના રોજ પોરબંદરમાં થયો હતો.

એમના પિતા ત્રિકમજીભાઇ પોરબંદરના રાણાસાહેબના રાજવૈદ્ય હતા. સંવત ૧૯૪૫ માં તેઓ મુંબઇ આવ્યા હતા અને વૈદ્ય તરીકે ધંધો ચાલુ કર્યો હતો.

જાદવજીભાઇના અભ્યાસની શરૂઆત પોરબંદરની પાઠશાળામાં થઈ હતી, પરંતુ પોતાના પિતાની સાથે મુંબઇ આવ્યા પછી પંડિત વાસુખીમજી વાલજી, વ્યાસ બેચારામ મથુરાદાસ અને શાસ્ત્રી જીવરામ લલ્લુભાઇની પાસે વ્યાકરણ, કાવ્ય વિગેરે શીખીને પંડિતશ્રેણીમાં તેમણે પ્રવેશ કર્યો હતો.

સંસ્કૃત અભયાસ પુરો કર્યા પછી, તેમણે પોતાના પિતા તથા રાજસ્થાનનિવાસી શ્રીમાન પંડિત ગૌરીશંકર વૈદ્યની પાસે આયુર્વેદનો અભ્યાસ પુરો કર્યો, અને તેની સાથે તે વખતે મુંબઇમાં રહેતા પ્રયાગનિવાસી હકીમ રામનારાયણની પાસે યુનાની વૈદ્યનું જ્ઞાન મેળવ્યું.

એમની ઉંમર અઢાર વરસની થઇ ત્યારે એમના પિતાનો સ્વર્ગવાસ થવાથી કુટુંબના ગુજરાનનો બોજો તેમના ઉપર આવી પડયો હતો.

સને ૧૮૯૯ માં 'માધવ નિદાન' ( મધુકોષ વ્યાખ્યાન સાથે ) ના સંશોધનનું કામ શરૂ કર્યું અને સને ૧૯૦૧ માં તે પુસ્તક નિર્ણય સાગર પ્રેસે પ્રસિદ્ધ કર્યું. એ વખતે એમની ઉંમર માત્ર ઓગણીશ વર્ષની હતી.

આયુર્વેદનાં પુસ્તકોનાં સંશોધનનું તે વખતથી શરૂ થયેલું કામકાજ સતત્ આજ સુધી ચાલુ છે, અને આજ સુધીમાં ઘણા ગ્રંથોનું સશોધન કરીને પ્રસિદ્ધમાં મુક્યા છે. સંશોધનના કામ માટે તેમણે કેટલાક હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ કર્યો છે.

સને ૧૯૧૦ થી આજ સુધીમાં પ્રસિદ્ધ થયેલા ગ્રંથોનાં નામ નીચે મુજબ છેઃ—

(૧) રસહૃદય તંત્ર (૨) રસપ્રકાશ સુધાકર (૩) ગદનિગ્રહ (૪) રાજમાર્તંડ (૫) નાડી પરીક્ષા (૬) વૈદ્ય મનોરમા (૭) ધારાકલ્પ (૮) આયુર્વેદ પ્રકાશ (૯) રસાયન ખંડ (૧૦) રસપદ્ધતિ (૧૧) લૌહ સર્વસ્વ (૧૨) રસ સાર (૧૩) રસ સંકેત કલિકા (૧૪) રસ કામધેનુ અને (૧૫) ક્ષેમકુતૂહલ.

આ સિવાય નીચેના ગ્રથોનું સશોધન કરીને પ્રસિદ્ધ કરવા માટે નિર્ણય સાગર પ્રેસને આપેલા છે.

(૧) માધવ નિદાન મધુકોશ અને આંતકદર્પણ વ્યાખ્યા સહિત (૨) સુશ્રુત, શ્રી ડલ્લણ વિરચિત, (૩) નિબંધ સંગ્રહ અને ગયદાસ વિરચિત પંચિકા વ્યાખ્યા સહિત (૪) ચરક સંહિતા, શ્રી ચક્રપાણીદત્ત વિરચિત, શ્રી શિવદાસ સેન કૃત વ્યાખ્ય સહિત. (૫) શ્રી ચક્રપાણીદત્ત વિરચિત દ્રવ્ય ગુણ સંગ્રહ, શ્રી શિવદાસ સેન વિરચિત ટીકા સાથે.

એવીજ રીતે પંડિત જયેષ્ઠારામ મુકુંદજી બુકસેલરને નીચેના ગ્રંથો પ્રસિદ્ધ કરવા માટે આપ્યા છે.

(૧) સિદ્ધમંત્ર નિઘંટુ, શ્રી કેશવ વિરચિત, શ્રી પંડિત વામદેવ કૃત વ્યાખ્યા સમેત (૨) વાટદત્તાદિ નિર્ણય, પંડિત નારાયણ વિરચિત (૩) ત્રિશતી, રાવજી શાર્ગંધર વિરચિત.

નીચે મુજબ પુસ્તકો ગુજરાતી પ્રેસને પ્રસિદ્ધ કરવા આપ્યાં છે.

(૧) અનંગ રંગ (૨) પંચસાયક (૩) કંદર્પ ચુડામણિ.

આ સિવાય સ્વ. ડોક્ટર શ્રીમાન વામન ગણેશ દેશાઇ B. Sc. London, L. M & S. Bombay, M. B. London. કૃત 'ઔષધિ સંગ્રહ અને ભારતીય રસશાસ્ત્ર' નામના મરાઠી

ગ્રંથ અને શ્રીમાન્ પંડિત શશિભૂષણ સેન કૃત 'કર્મક્ષેત્ર' નામના બંગાલી ગ્રંથનો ગુજરાતી તરજુમો કરીને પોતાના તરફથી પ્રસિધ્ધ કરેલ છે. એ પુસ્તકનો હિંદીમાં પણ અનુવાદ થયો છે.

આ શિવાય નીચે લખ્યાં પુસ્તકો નીચે લખ્યા પ્રકાશકોને પ્રસિદ્ધ કરવા માટે તેમણે આપ્યાં છે.

(૧) રસેન્દ્ર ચુડામણિ, સોમદેવ વિરચિત. મોતીલાલ બનારસીદાસ સંસ્કૃત બુક ડીપો લાહોરને. (૨) કાક ચંડીશ્વર કલ્પતંત્ર, કાશીના ચૌખંભા સંસ્કૃત પુસ્તકાલયના અધ્યક્ષને. (૩) વસવરાજ્ય અને વૈદ્ય ચિંતામણિ, નાગપુરના શ્રીમાન્ વૈદ્યભૂષણ ગોવર્ધનજી છાંગાણીને (૪) રસરત્નદિપિકા, લાહોરના શ્રીમાન્ કવિરાજ ઠાકુરદત્તજી મુલતાનીને. (૫) શ્રીમંથાનભૈરવ વિરચિત રસાનંદકંદ. વૈદ્યસંમેલન પત્રિકામાં પ્રસિદ્ધ કરવાને.

શ્રીમાન વૈદ્ય પંડિત હરિપ્રપન્નજીને 'રસયોગ સાગર'ના સંગ્રહ માટે નીચે મુજબ હસ્તલિખિત પુસ્તકો આપેલાં.

(૧) ચિકિત્સા રત્નાભરણ (૨) ચિકિત્સા રહસ્ય (૩) ભૈષજ્ય સારામૃત સંહિતા (૪) યોગસમુચ્ચય (૫) રસકંકાલીય (૬) રસ કલ્પલતા (૭) રસ કામધેનુ (૮) ટોડરાનંદ (૯) રસ કૌમુદી, જ્ઞાનચંદ્ર કૃત (૧૦) રસ જ્ઞાન (૧૧) રસદીપિકા (૧૨) રસપધ્ધત્તિ (૧૩) રસપ્રદીપ (૧૪) રસ પારિજાત (૧૫) રસરત્ન મણિમાલા (૧૬) રસ મુક્તાવલી (૧૭) રસરત્ન દીપિકા (૧૮) રસરાજ લક્ષ્મી (૧૯) રસરાજશંકર (૨૦) રસરાજ શિરોમણિ (૨૧) રસ સાગર (૨૨) રસાયન સંગ્રહ (૨૩) રસાવતાર (૨૪) રસાવતાર, માણિકયચંદ્ર જૈન (૨૫) રસાલંકાર (૨૬) રસેન્દ્ર રત્નકલ્પદ્રુપ (૨૭) રસેન્દ્ર ચુડામણિ (૨૮) રસેન્દ્ર મંગલ (૨૯) રસેન્દ્ર રત્નકોષ (૩૦) લોહપધ્ધતિ (૩૧) લોહસર્વસ્વ

(૩૨) યોગચંદ્રિકા (૩૩) વસવરાજીય (૩૪) વૈદ્ય ચિંતામણી લઘુ (૩૫) વૈદ્ય દર્પણ અને (૩૬) સ્ત્રી વિલાસ.

મહામહોપાધ્યાય શ્રી કવિરાજ ગણનાથ સેન વિરચિત 'પ્રત્યક્ષ શારીર'નો ગુજરાતી અનુવાદ ડોકટર બાલકૃષ્ણ અમરજી પાઠક M. B. B. S. પાસે કરાવીને ઝંડુ ફાર્મસીના સંસ્થાપક વૈદ્ય જુગતરામ શંકરપ્રસાદ ભટ્ટની સાથે મળીને પ્રસિદ્ધ કરેલ છે.

સને ૧૯૨૫ માં હરદ્વાર મુકામે મળેલ નિખિલ ભારત વર્ષિય ૧૫ મા વૈદ્ય સંમેલનના અને સને ૧૯૩૧ માં ગ્વાલીયર મુકામે મળેલ ૨૧ મા વૈદ્ય સંમેલનના તેઓ પ્રમુખ થયા હતા, અને કેટલોક સમય સુધી નિખિલ ભારત આયુર્વેદ વિદ્યાપીઠના પ્રધાન હતા.

પંડિત મદનમોહન માલવીયાજીએ તેમને કાશી હિન્દુ વિશ્વ વિદ્યાલયની આયુર્વેદિક કૉલેજના પહેલા પ્રિન્સીપાલ નિમ્યા હતા, પરંતુ અસ્વસ્થતાના કારણે તેઓ મુંબઇ આવતા રહ્યા હતા.

ગુજરાત પ્રાંતીય પંચમ વૈદ્ય સંમેલન વસઈ (જીલ્લો થાણા) લાહોર, અમૃતસર, કાનપુર, પટના, કલકત્તા, બનારસ એ સ્થળોએ ત્યાંના વૈદ્યો અને આયુર્વેદના વિદ્યાર્થીઓએ તેમને માનપત્ર આપ્યું હતું, અને મથુરા મુકામે મળેલી નિખિલ ભારત વૈદ્ય સંમેલનની બેઠક વખતે એમને 'આયુર્વેદ માર્તંડ' ની પદવી આપવામાં આવી હતી.

'રસયોગ સાગર'ના પ્રણેતા પંડિત હરપ્રપન્નજીની સાથે મળીને સને ૧૯૧૧ માં 'મુંબઇ આયુર્વેદીય પાઠશાળા' સ્થાપી છે.

કાશીની 'ત્રિદોષ અને પંચમહાભૂત પરિષદ'ની બેઠકના તેઓ મંત્રી હતા.

કેટલીયે સંસ્થાઓ તરફથી લેવાતી આયુર્વેદની ઉંચી પરીક્ષાઓના તેઓ પરીક્ષક નિમાય છે.

## શ્રીયુત ડૉ. કૃષ્ણલાલ ત્રિભૂવનદાસ ગજ્જર.

બી. એ., બી. એસસી., એમ. ડી., એલ. આર. સી. પી., એમ. આર. સી. એસ.

ઑનરરી પેથૉલૉજીસ્ટ, સર હરકીસનદાસ હૉસ્પીટલ.



**Doctor Krishanlal Tribhoovandass .Gajjar.**

B. A., B. SC., M. D., L. R. C. P., M. R. C. S.

Honourary Pathologist, Sir Harkisandass Hospital

## શ્રીયુત ડૉ. ગોપાળ વિનાયક દેશમુખ.

એલ. એમ. એન્ડ એસ., એફ. આર. સી. એસ., એમ. ડી.



Doctor Gopal Vinayak Deshmukh.

L. M. & S., F. R. C. S., M. D.

# સ્વ. રાજવૈદ્ય બાલાશંકર બાવાભાઇ.

પ્રાણાચાર્ય.



Late Rajavaidya Balashankar Bavabhai.

Pranacharya.

સ્વ. રાજવૈદ્ય બાલાશંકરભાઇ ન્યાતે વડનગરા નાગર હતા. એમનો જન્મ સંવત ૧૯૧૨ ના જેઠ વદ ૧૪ ના રોજ જામનગરમાં થયો હતો.

એમના સ્વ. પિતાશ્રી બાવાભાઇ અચળજી ભારે પ્રખ્યાત અને સમર્થ વૈદ્ય હતા.

શ્રી બાલાશંકરભાઇના જન્મ વખતે એમના પિતાનો નિવાસ જામનગરમાં હતો. અને જ્યારે એમની ઉંમર એક વરસની થઇ ત્યારે ઉદયપુરના મહારાણાના આમંત્રણથી તેમને ઉદયપુર જવાનું થતાં શ્રી બાલાશંકરભાઇની સાત વરસની ઉંમર સુધીની બાલ્યવસ્થા ઉદયપુરમાં વ્યતીત થઇ હતી. બાલ્યાવસ્થા મેવાડમાં ગાળવાથી તેઓ મેવાડી ભાષા શીખ્યા હતા, અને ઘણે ભાગે તેજ ભાષા બોલતા હતા.

બાલાશંકરભાઇના મામા શ્રી કૃપાશંકરભાઇ તેમના સમવયસ્ક અને સહાધ્યાયી હતા. તે વખતમાં નિશાળોની વ્યવસ્થા નહિ હોવાથી શ્રી બાલાશંકરભાઇ અને તેમના મામાના શિક્ષણનો પ્રબંધ જામનગર નિવાસી જ્યોતિર્વિદ પંડિત શ્રી કેશવજી શાસ્ત્રી પાસે કરવામાં આવ્યો હતો. અત્રે એક વાતનો ખુલાસો કરવાની જરૂર છે કે શ્રી બાવાભાઇને સાત પુત્રો હતા, જેમનાં નામ અનુક્રમે અંબાશંકર, બાલાશંકર, ગિરિજાશંકર વિશ્વનાથ, પુલશંકર, મણિશંકર અને શિવશંકર હતાં. તેમાં બીજા, ચોથા અને સાતમા પુત્રોની આંખો ખામીવાળી હતી. તેથી કૃપાશંકરભાઇ વાંચતા અને બાલાશંકરભાઇ સાંભળતા. એ રીતે ત્રણ વરસમાં તેમણે કૌમુદી, પંચકાવ્ય, કાદમ્બરી અને કોષ વિગેરેનો સારો અભ્યાસ કર્યો. ત્યાર પછી એમના પિતાશ્રીને રાજકોટ રહેવાનું થતાં, બાલાશંકરભાઇનો અભ્યાસ રાજકોટના પ્રખ્યાત શાસ્ત્રી શ્રી જીવણરામ મહીધરની પાસે ચાલુ થયો. આ વખતે આયુર્વેદ સંબંધી શિક્ષણ તેમને આપવાનું પણ શરૂ કરવામાં આવ્યું, અને નિદાનનું કામ પણ તેમને સોંપવામાં

આવતું. ઇશ્વરકૃપાથી શ્રી બાલાશંકરભાઇ વૈદ્યવિદ્યામાં કુશળ થઇ ગયા. એ અરસામાં ગોંડળના હાલના ઠાકોર શ્રી ભગવતસિંહજીનાં માતુશ્રી મોંઘીબાના આમંત્રણથી શ્રી બાલાશંકરભાઇને ગોંડલ જવાનું થયું. ત્યાં રાજ્ય તરફથી એક ઔષધાલય ખોલવામાં આવ્યું, તથા વિદ્યાર્થીઓને માટે બંદોબસ્ત કરવામાં આવ્યો એટલે બાલાશંકરભાઈએ ચિકિત્સાનું તેમજ વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવવાનું કામ ચાલુ રાખ્યું, અને પોતે પણ ત્યાંના પ્રખ્યાત શાસ્ત્રીજી કેવળરામભાઇ પાસે સાહિત્યનો અભ્યાસ ચાલુ રાખ્યો. ગોંડળના નિવાસ દરમ્યાન મધ્ય કાઠીયાવાડનાં જેતપુર, બાબરા વિગેરે રાજ્યોના દરબારોમાં શ્રી બાલાશંકરભાઇની સુકીર્તિ ફેલાવાથી તેઓ પણ તેમને સન્માનપૂર્વક આમંત્રણ આપી તેમના જ્ઞાનનો લાભ લેવા લાગ્યા. ગોંડળના નિવાસ દરમ્યાન શ્રી બાલાશંકરભાઇના સહકારી શ્રી કાનજી માધવજી ભટ્ટ હતા. તંત્રગ્રંથોનો અભ્યાસ શ્રી બાલાશંકરભાઇએ કાશીના પ્રખ્યાત શાસ્ત્રી શ્રી રમાનાથજી પાસે કર્યો હતો. શ્રી બાલાશંકરભાઇની વિદ્વતા અને લાયકાતથી પ્રસન્ન થઇને રાજ્યમાતુશ્રી મોંઘીબા સાહેબે રાજ્યમાં આવતા વિદ્વાનો અને કળાકારોના સત્કારનું કામ તેમને સોંપ્યું હતું.

સ્વ. શેઠ નારણદાસ ઠાકરસી મુલજીની તબીયત બગડતાં સંવત ૧૯૪૧ માં તેઓ કાઠીઆવાડમાં આવેલા ત્યારે વૈદ્યરાજ બાવાભાઇની સારવારથી તેમને આરામ થતાં, તેમણે મુંબઇમાં દવાખાનું ખોલવાનું વૈદ્યરાજને આમત્રંણ કર્યું, જેનો સ્વીકાર કરીને સંવત ૧૯૪૨ માં પ્રિન્સેસ સ્ટ્રીટમાં દવાખાનું ખોલવામાં આવ્યું. એ સમયે લગભગ ૭૦ સદ્‌ગૃહસ્થો એ દવાખાનાના સભ્ય થયા અને તે બધાએ વૈદ્યરાજને વર્ષાસન બાંધી આપ્યાં

વૈદ્યરાજ બાવાભાઇએ થોડો વખત આ દવાખાનું ચલાવ્યા પછી ગોંડળથી તેમણે બાલાશંકરભાઇને બોલાવીને તે સોંપી દીધું, સહાયક તરીકે એમના મામાને પણ બોલાવી લીધા અને પોતે જામનગર જઇ પોતાનું અગ્નિહોત્ર વિગેરે સંભાળી લીધું.

શ્રી. બાલાશંકરભાઈએ દવાખાનાના સર્વ સભ્યોની, તેમના નોકરચાકરોની અને બીજી પ્રજાની પ્રીતિ પોતાના અદ્ભૂત નાડીજ્ઞાનને લીધે ટુંક સમયમાં મેળવી લીધી. તેઓ દરદીની નાડી હાથમાં લઇને વગર પ્રશ્ને દરદનાં લક્ષણો, દરદીની પ્રકૃતિ, આદત વિગેરે કહી શકતા હતા, એટલુંજ નહિ પણ એજ દરદી બે વરસ પછી પાછો આવે અને પોતાનું નામ આપ્યા વગર નાડી હાથમાં આપે તો (સારો પરિચય હોય તો) તેનું નામ પણ કહી શકતા. તેઓ રિષ્ટારિષ્ટ ચિહ્‌ન જોઈ અસાધ્ય રોગની ચિકિત્સા કરતાજ નહિ તેથી અને કેટલાક દેખાતા અસાધ્ય છતાં શાસ્ત્રદૃષ્ટિએ સાધ્ય એવા બીજાથી ચુંથાયેલા વ્યાધિ મટાડવાથી તેમની કીર્તિ ખુબ વધી ગઇ હતી. સંવત ૧૯૪૨ થી સંવત ૧૯૮૧ માં પોતે સ્વર્ગવાસી થયા ત્યાં સુધી એટલે કે લગભગ ઓગણચાલીસ વરસ સુધી શ્રી બાલાશંકરભાભાઇએ મુંબઇમાં દવાખાનું ચલાવ્યું. જે દરમ્યાન મુંબઇના ઘણા શ્રીમંતો અને તમામ કોમના દેશી તેમજ પરદેશી માણસોએ તેમના દવાખાનાનો લાભ લીધેલો. ઉપરાંત કેટલાંક વરસ સુધી વડગાદી ઉપર પણ તેમણે પોતાના દવાખાનાની શાખા રાખેલી, અને વચમાં જયપુર અને ઉદયપુર વિગેરેના મહારાજાઓનાં આમંત્રણો આવેલાં ત્યારે ત્યાં પણ જઇ આવેલા.

સંવત ૧૯૭૦ ના અરસામાં મુંબઇમાં ડાકટરોએ વૈદ્યોની વિરૂધ્ધ જબ્બર આંદોલન ઉપાડેલું અને વૈદ્યોને ધંધો

કરતા અટકાવવાનો પ્રયાસ કરેલો, એને અંગે જે કેસ ચાલેલો તેમાં શ્રી બાલાશંકરભાઇએ ડો. પોપટભાઇની સાથે આગેવાની-ભર્યો ભાગ લીધેલો. એ કેસમાં લવાદ તરીકે કામ કરનાર પુનાના સરકારી સર્જને વૈદ્યોની તરફેણમાં ચુકાદો આપેલો. વૈદ્યોનો વિરોધ કરનાર એક ડાક્ટરે એક કેસના નિદાનમાં શ્રી બાલાશંકરભાઇનું વર્ચસ્વ સ્વીકારેલું.

મુંબઇના નિવાસ દરમ્યાન સુવૈદ્ય તરીકે પ્રખ્યાતી મેળવવા ઉપરાંત શ્રી બાલાશંકરભાઇ 'પ્રભુરામ જીવનરામ આયુર્વેદ વિદ્યાલય' ના ઉપપ્રમુખ નિમાયેલા, અને એ સંસ્થા તરફથી તેમને પ્રાણાચાર્યની માનવંતી પદવી સંવત ૧૯૭૦ માં આપવામાં આવેલી. તેઓ એ સંસ્થાની વૈદ્યકીય પરીક્ષાઓના પરીક્ષક પણ દર વરસે નિમાતા હતા.

શ્રી બાલાશંકરભાઇએ આખુ જીવન અવિવાહિત ગાળ્યું હતું, એટલે તેમને પોતાને બાલબચ્ચાંની જંજાળ હતી નહિ, પરંતુ પોતાના ભાઇઓ અને તેમનાં બાળકોને તેમણે આજીવન પોતાનાંજ કરીને રાખ્યાં હતાં.

સંવત ૧૯૮૧ ના ફાગણ સુદ ૫ ના રોજ ૬૯ વરસની ઉંમરે મુંબઇમાંજ તેમનો સ્વર્ગવાસ થયો હતો. પોતાના સ્વર્ગવાસ પછી મુંબઇનું પોતાનું દવાખાનું પોતાના બે ભાઇઓ શ્રી મણીશંકર અને શ્રી શિવશંકર ચલાવે એવું તેમણે વીલ કર્યું હતું, તે મુજબ દવાખાનું ચલાવતા શ્રી મણીશંકરભાઇ સંવત ૧૯૯૩ માં સ્વર્ગવાસી થતાં હાલમાં તે દવાખાનું શ્રી શિવશંકરભાઇ અને શ્રી મણીશંકર ભાઇના મોટા પુત્ર શ્રી દેવીપ્રસાદભાઇ તથા શ્રી પદ્મનાભભાઇ (ભિષગ્વર) ચલાવે છે.

## શ્રીયુત વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ.

કોંગ્રેસ વૈદ્યરાજ.



Vaidyaraj Prataproy Trimbaklal.

Congress Vaidyaraj.

વૈદ્યરાજ પ્રતાપરૉય ન્યાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ સંવત ૧૯૫૪ના અધિક આસો વદ ૧૪ ને ગુરૂવારના રોજ તેમના વતન સાવર કુંડલામાં થયો હતો.

તેમની બાલ્યાવસ્થા મુંબઇમાં પસાર થયેલી, અને પ્રાથમિક શિક્ષણ તેમણે મુંબઇમાં લીધેલું.

વૈદ્યવિદ્યા તથા વિદ્વતા એ કુટુંબમાં વંશપરંપરાથી ચાલી આવે છે. તેઓશ્રીના પિતામહ મહાત્મા જટાશંકર કેવળરામની

વૈદ્યવિદ્યા સરસ ગણાતી. ભાવનગરના સ્વ. મહારાજા સર તખ્તસિંહજીના કુટુંબમાં પણ દવા કરીને તેમણે ભારે માન મેળવ્યું હતું. તેમણે સંસ્કૃત પુસ્તકો પણ લખેલાં છે. તેઓ ચૂસ્ત વૈષ્ણવ હતા અને ધર્મપરાયણ જીવન ગાળતા હતા. તેમના પુત્ર શ્રી ત્ર્યંબકલાલે મુંબઇમાં ભારે કીર્તિ મેળવેલી, તેમજ રાજસ્થાનોમાં વૈદ્ય તરીકે નામના મેળવેલી. ભાવનગર અને પોરબંદર જેવાં પહેલા વર્ગનાં અને બીજાં કેટલાંક નાનાં રાજ્યોનાં કુટુંબોમાં તેઓ રાજવૈદ્ય હતા. તેઓશ્રીએ મુંબઇમાં દવાખાનું ચાલુ કર્યું તે પહેલાં તેમનો નિવાસ ભાવનગરમાં હતો અને ભાવનગરના સ્વ. મહારાજા શ્રી ભાવસિંહજી તેમને વૈદ્યરાજ તરીકે સ્વારીમાં સાથેજ રાખતા અને મુંબઇમાં આવતા ત્યારે પણ તેમના દવાખાનામાં આવીને જુનો સંબંધ જાળવતા હતા.

વૈદ્યરાજ પ્રતાપરૉયભાઇએ પોતાના પિતામહની પાસે કુંડલામાં રહીને આયુર્વેદના મહત્વના ગ્રંથોનો પ્રાચીન પ્રથા અનુસાર અભ્યાસ કર્યા પછી એમના પિતાશ્રી પાસે મુંબઇમાં પ્રત્યક્ષ રીતે ચિકિત્સા, નાડી પરીક્ષા અને ઔષધ ઉપચારનું જ્ઞાન લીધું હતું. આવા સમર્થ વિદ્વાનો પોતાના બાળકને વિદ્યા આપે ત્યારે તેમાં શું ખામી રાખે ?

સને ૧૯૦૧ માં મુંબઇમાં પોતાના પિતાએ સ્થાપેલ દવાખાનાને સને ૧૯૨૨ માં 'ચિકિત્સાલય' નું નામ આપીને વૈદ્યરાજ પ્રતાપરૉય ભાઇએ તે ચલાવવું શરૂ કરેલું અને પોતાની કાર્યદક્ષતા, નિદાનશક્તિ તથા ઔષધઉપચાર માટે જનતામાં માન ઉત્પન્ન કરાવી શકયા હતા. એમણે કેટલાંક ભયંકર દરદો સારાં કરીને આજના ડાકટરી જમાનામાં આયુર્વેદની મહત્તાની પ્રજાને પ્રતિતિ કરાવી આપી છે.

દવાખાનું ચલાવવા ઉપરાંત વૈદ્યરાજે વરસો થયાં જાણીતાં માસિકો, અઠવાડિકો અને રોજીંદાં છાપાઓમાં 'આયુર્વેદના પ્રયોગો' લખીને પ્રજાની સેવા બજાવી છે. તે ઉપરાંત વખતો વખત ફાટી નિકળતા, મેલેરીયા, કોલેરા, શિતળા અને વાળા વિગેરે ભયંકર રોગો સંબંધે પણ પ્રસંગોપાત લેખો લખીને એ દરદોથી કેમ બચવું તથા તેની કેવી રીતે માવજત કરવી તેની સૂચનાઓ વખતોવખત પ્રજાને આપ્યા કરે છે. વૈદ્યકીય લેખો ઉપરાંત તેઓ વાર્તાઓ વિગેરે પણ લખે છે, જે જાણીતાં માસિકો વિગેરે પત્રોમાં પ્રસિદ્ધિ પામી ચુકેલ છે. સને ૧૯૩૩ માં મુંબઇ, ભાવનગર, કલકત્તા અને બેંગલોર વિગેરે સ્થળે શિતળાનો રોગ ફાટી નિકળ્યો ત્યારે વૈદ્યરાજે મુંબઇનાં રેડીઓ સ્ટેશન પરથી શિતળાનો રોગ, તેની સારવાર અને ઉપચાર સંબંધે માહેતીપૂર્ણ ભાષણ બ્રોડકાસ્ટ કર્યું હતુ. હિંદમાં આયુર્વેદને લગતું એ પહેલું જ બ્રોડકાસ્ટ થયેલું ભાષણ હતું.

સને ૧૯૩૦ ની સત્યાગ્રહની લડત વખતે વૈદ્યરાજે વૈદ્ય તરીકે પોતાની સેવા મહાસભાને અર્પણ કરી હતી. સત્યાગ્રહની લડત શરૂ થઇ ત્યાર પછી (તા. ૮-૪-૧૯૩૦) વૈદ્યરાજે લાઠીમાર વિગેરેથી ઘાયલ થતા સ્વંયસેવકોની સારવાર કરવાનું શરૂ કરેલું, જે બદલ 'મુંબઇ પ્રાંતિય મહાસભા સમિતિ' (B. P. C. C.) એ તેમની સેવાઓ વિષે વર્તમાનપત્રોમાં નીચે મુજબ ઉલ્લેખ કરીને તેમને જાહેર માન આપ્યું હતું.

કોંગ્રેસ વૈદ્યરાજ તરીકે જાણીતા થયેલા વૈદ્યરાજ પ્રતાપરાય ત્રંબકલાલે આજે એક વરસ થયાં એટલે કે સત્યાગ્રહ જંગ શરૂ થયો ત્યારથીજ સહુથી પ્રથમ બહાર પડીને અયુર્વેદિક પધ્ધત્તિથી દેશસેવકોની

દવા વિના મુલ્યે કરવાનું શરૂ કરેલું. આ જાતની વૈદ્યકિય મદદ પુરી પાડીને હિંદમાતાને ચરણે અગત્યની દેશસેવા ધરનાર તેઓશ્રી આખા હિંદમાં સહુથી પ્રથમ હતા, અને છેવટ સુધી તેઓએ દવાઓ આપીને તેમજ સારવાર કરીને ઉત્તમ સેવા બજાવી છે. મોરાર બાગ, માંડવી રોડ, ભુલેશ્વર વૉર્ડ અને કોંગ્રેસ હાઉસ વિગેરે છાવણીઓમાં જાતે જઈને ઘાયલ તેમજ બિમારોની દવા કરીને તેમજ કોંગ્રેસ ગેરકાયદેસર ઠર્યા છતાં ભુલેશ્વર કેથીડ્રલ સ્ટ્રીટમાં આવેલાં પોતાના દવાખાનામાં પણ સ્વયંસેવકોએ સારો લાભ લીધો હતો. અત્યાર સુધીમાં હજારો સ્વયં-સેવકો અને દેશસેવકો વૈદ્યરાજની દવા કરી આરામ પામ્યા છે. વૈદ્યરાજ જરૂર પડયે કિંમતી દવાઓનો પણ ઉપયોગ કરતા હતા. દરેક જણ તેમના દવાખાનેથી સંતોષ પામીને ગયેલ છે. એજ તેમની દેશસેવા માટેની અંતરની લાગણી દેખાડી આપે છે. આ વૈદ્યકિય મદદને લગતું દરેક ખર્ચ તેમણે દેશસેવા ખાતર પોતાના તરફથી કર્યું છે, અને કોઈની પણ પાસેથી મદદ લીધી નથી. તેમને માટે શ્રી મોતીલાલ નહેરૂ અને સરદાર વલ્લભભાઈ પટેલ વિગેરે દેશનેતાઓએ ધન્યવાદના વાકયો ઉચ્ચાર્યાં હતાં. આ સ્વરાજ વૈદ્યરાજ પ્રતાપરૉયની અગાઉની કારકીર્દિ પણ ઝળકતી છે. આયુર્વેદમાં નવો શોધો તેમણે કરી છે, તેથી આયુર્વેદ શોધક, વૈદ્યશ્રેષ્ટ, અને કોંગ્રેસ વૈદ્યરાજ વિગેરે નામોથી પણ પ્રખ્યાત છે. તેઓ જનસેવા માટે તત્પરજ રહે છે.

આ સેવાથી કોંગ્રેસ વૈદ્યરાજે આયુર્વેદનું ગૌરવ પણ વધાર્યું છે. કારણ કે વૈદ્યરાજે આયુર્વેદની મહત્તા માત્ર મોઢેથી બોલી ન બતાવતાં સક્રીય ભોગ આપીને સમાજ ઉપર આયુર્વેદ પદ્ધત્તિ માટે સારી છાપ પાડી છે. આ શિવાય વાળા અને શિતળાનાં દરદો માટે નવી દવાઓની શોધ કરીને આયુર્વેદનું ગૌરવ વધારવામાં તેમણે સુંદર ફાળો આપ્યો છે.

(મુંબઈ સમાચાર તા. ૨-૫-૧૯૩૧)

**સને ૧૯૩૦ માં મુંબઇમાં શિતળાનું દરદ ફાટી નિકળ્યું ત્યારે મોટા મંદિરના વૈષ્ણવ ધર્મના વડા ધર્માચાર્ય શ્રી ગોકુળ-**

નાથજી મહારાજનાં બાળકોમાં પણ એ રોગે દેખાવ દીધેલો, અને તેનાં સઘળાં ચિહ્નો શરૂ થયાં હતાં. મહારાજશ્રી એ સમયે બાળકો માટે ભયથી ચિંતાગ્રસ્ત થઇ ગયા હતા, કારણ કે શહેરમાં ઘણા કેસો ખરાબ થતા, અથવા આ રોગ પછી ભયંકર રીતે ખોડખાંપણ રહી ગયાના દાખલા રોજ સંભળાતા. વળી શિતળાની રસી પણ ધર્મને અંગે મહારાજોથી લઇ શકાતી નથી. એ સમયે વૈદ્યરાજે શિતળા માટે નવી શોધ કરી ખાસ દવા શોધી હતી, અને ઘણાંને એ રોગથી બચાવ્યાં હતાં. જે રોગ માટે દવાજ નથી એમ કહેવાતું હતું એવા સંજોગોમાં મહારાજશ્રીનાં દરેક બાળકોને દવા શરૂ કરી, વૈદ્યરાજે પુરતા માન સાથે જશ મેળવી પોતાની નવી શોધની ઉત્તમતા પુરવાર કરી, એથી મહારાજશ્રી ગોકુળનાથજી એટલા પ્રસન્ન થયા કે તા. ૧૬–૭–૧૯૩૦ ના રોજ વિદ્વાનો અને પંડિતોની સભા ભરીને તેમની સમક્ષ આ નવી શોધ માટે અને વૈદ્યકિય કુશળતા માટે પ્રમાણપત્ર એનાયત કરી વૈદ્યરાજને "વૈદ્ય શ્રેષ્ટ"ના ઇલ્કાબથી નવાજી જાહેર માન આપ્યું હતું, તેમજ અતિ પ્રશંસા કરી હતી.

કેટલાક માણસો એવા હોય છે કે તેઓ પોતાના વ્યક્તિત્વથી સંખ્યાબંધ માણસોમાંથી જુદા તરી આવે છે, અને સહુનું ધ્યાન ખેંચે છે. વૈદ્યરાજ પ્રતાપરૉય એ કોટિના છે. તેમના પ્રભાવશાળી વ્યક્તિત્વથી તેઓ સહુથી જુદા તરી આવે છે. એમનો દેખાવ પ્રતિભાશાળી અને સ્વભાવ મળતાવડો, હસમુખો તથા દયાળુ છે. પોતાને દવાખાને આવનાર દરેક માણસ સંતુષ્ટ થઇને જાય એવી તેમની ભાવના છે.

# શ્રીયુત રાજવૈદ્ય સુરજમલ્લ ગિરિધરલાલ શર્મા.

જાણીતા દેશી વૈદ્ય



**Rajvaidya Surajmall Sharma.**

A Welknown Physician.

શ્રીમાન્ રાજવૈદ્ય શર્માજી ન્યાતે ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ છે. એમનો જન્મ સંવત ૧૯૫૩ ના ફાગણ વદ ૧૩ ના રોજ મેવાડમાં ઉદયપુર પાસેના ચૌરવડી નામના ગામમાં થયો હતો.

શ્રી શર્માજીના મામાને સંતાન નહિ હોવાથી તેમણે શ્રી શર્માજી નવ મહિનાના હતા ત્યારે તેમને દત્તક લીધા હતા, પરંતુ બારેક વરસ પછી એમના મામાને સંતાન પ્રાપ્તિ થતાં દત્તકની જરૂર ન્હોતી.

શ્રી શર્માજીએ ઉદયપુરની મહારાણા હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી મેવાડના રાજવૈદ્ય શ્રી મગનલાલ લક્ષ્મીરામની પાસે આયુર્વેદનો અભ્યાસ કર્યો હતો.

સને ૧૯૨૧ માં તેમણે અમદાવાદમાં દવાખાનું ખોલ્યું હતું, અને અમદાવાદમાં સારાં ગ્રાહકો મેળવવા તેઓ શકિતવાન થયા હતા. અમદાવાદના નિવાસ દરમ્યાન ચાર વરસ સુધી તેઓ અમદાવાદની વૈદ્યસભાના પ્રમુખ હતા, અને અમદાવાદ વૈદ્યસભા તથા આયુર્વેદ વાંચનાલયની બનતી સેવા કરી હતી. સને ૧૯૩૨ માં ગુજરાત, કચ્છ કાઠીયાવાડનું પાંચમું વૈદ્ય સંમેલન વસઇ મુકામે મળેલું તેના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. અમદાવાદના એમના વસવાટ દરમ્યાન, ત્યાં વૈદ્ય સંમેલન બોલાવવાની તેમને ઇચ્છા થતાં, તે બાબતમાં તેમણે પ્રયાસ કરેલો, અને તેમની તે ઇચ્છા પાર પડેલી. એ પ્રસંગે તેઓ સ્વાગત સમિતિના પ્રમુખ ચુંટાયેલા.

સને ૧૯૩૫ થા તેઓ મુંબઈમાં આવીને રહ્યા છે, અને નવી ભટ્વાડીમાં દવાખાનું ચાલુ કરેલ છે. મુંબઇના શ્રીમંત વર્ગમાં ટુંક વખતમાં તેઓ જાણીતા થઈ ગયા છે, અને તેમનું દવાખાનું સારા પાયા પર ચાલે છે.

શ્રીમાન શર્માજી ઉદયપુરની હકુમતમાં જાગીર ધરાવે છે, અને ઉદયપુર મહારાણાની સાથે તેમને સારો સંબંધ છે. રાજ્યના કરવેરા તેમને માટે માફ છે, તેઓ જ્યોતિષનું જ્ઞાન પણ ધરાવે છે, અને આધ્યાત્મિક બાબતો પર ચર્ચા કરી શકે છે.

## શ્રીયુત મથુરાદાસ ત્રિકમજી. બી. એ.
મ્યુનીસીપાલીટીના મહાસભાપક્ષના નેતા.



**Mr. Mathuradas Trikamji.** B. A.
Leader, Congress Municipal Party.

શ્રીયુત મથુરાદાસભાઇ ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૯૪ ના ઓગષ્ટની ૩૧ મી તારીખે મુંબઈમાં થયો હતો. એમના વડિલો મૂળ પોરબંદરના વતની, જ્યાંથી શ્રી મથુરાદાસભાઈના પિતા શ્રી ત્રિકમજી રૂગનાથજી પ્રથમ મુંબઈ આવીને વસેલા. તેઓ ડેવીડ સાસૂનની કંપનીમાં દલાલ હતા. શ્રી મથુરાદાસભાઇની ઉંમર સાતેક માસની થઇ ત્યારે તેઓ સ્વર્ગવાસી થયા હતા.

શ્રી મથુરાદાસભાઇની બાલ્યાવસ્થા મુંબઇમાંજ વ્યતીત થયેલી. અને તેમણે અભ્યાસ પણ મુંબઇમાંજ કરેલો. ન્યુ હાઇ સ્કૂલમાંથી સને ૧૯૧૦ માં મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી, ઝેવીયર્સ કૉલેજમાં તેઓ દાખલ થયેલા અને ૧૯૧૪ માં બી. એ. ની પરીક્ષા પસાર કરેલી. ત્યાર પછી ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં કાયદાના અભ્યાસ માટે તેઓ દાખલ થયેલા. એમના અભ્યાસની પ્રગતિ એમનાં મોટાં બ્હેન શ્રી રામકુંવરબાઇને આભારી છે. લૉ કૉલેજમાં તેમને દાખલ થયાં પાંચ દિવસ થયા ત્યાં ગાંધીજી આફ્રિકાથી હિંદમાં આવ્યા, અને શ્રી મથુરાદાસભાઇ તેમની પ્રવૃત્તિઓમાં જોડાઇ ગયા, જે જોડાણ પ્રતિ દિવસ દ્રઢતર થતું ગયું અને આજે અવિછિન્ન ચાલુ છે.

શ્રી મથુરાદાસભાઇની પહેલી પ્રવૃત્તિ સ્વ. શ્રી ગોખલેનાં ભાષણોનો અંગ્રેજીમાંથી ગુજરાતી અનુવાદ કરાવીને છપાવવાની ગાંધીજીની ઇચ્છાને અમલમાં મુકવાની હતી. ત્યારપછી ૧૯૧૯ માં ગાંધીજીના કેટલાક ગુજરાતી લેખો અને કેટલાક અંગ્રેજી લેખોનો અનુવાદ કરીને 'મહાત્મા ગાંધીજીની વિચારસૃષ્ટિ'ના નામથી એક પુસ્તક તેમણે પ્રસિદ્ધ કરેલું. ગુજરાતને ગાંધીજીનો વધુ પરિચય કરાવનાર એ પહેલું પ્રકાશન હતું. સને ૧૯૧૯ માં ગાંધીજીએ રૉલેટ એકટના વિરોધમાં સત્યાગ્રહ શરૂ કર્યો તે હિલચાલ શ્રી મથુરાદાસભાઇએ ઉપાડી લીધેલી. ત્યાર પછી પંજાબના માર્શલ લૉની તપાસ કરવા ગાંધીજી ગયા ત્યારે તેમના મંત્રી તરીકે શ્રી મથુરાદાસભાઇ સાથે ગયેલા, અને તપાસ પંચ સમક્ષ પડેલી જુબાનીઓનો તરજુમો કરીને પ્રસિદ્ધ કરવામાં મહાસભાને તેમણે સહાયતા કરેલી.

સને ૧૯૨૦માં નાગપુર મુકામે મળેલી મહાસભાની બેઠકમાં નવું બંધારણ ઘડવામાં આવ્યું અને ઠરાવો કરવામાં આવ્યા તેનો

અમલ કરવા માટે મુંબઇના કોટ વિભાગમાં મુંબઇ જીલ્લા સમિતિની સ્થાપના કરી, અને મુંબઇ પ્રાંતિક સમિતિના તેઓ સભ્ય થયા અને ખજાનચી તરીકે ચુંટાયા. 'તીલક સ્વરાજ્ય ફંડ' ઉઘરાવવામાં પણ તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો અને તેના એક ટ્રસ્ટી નિમાયા. સને ૧૯૨૨માં તેના સેક્રેટરી શ્રી શંકરલાલ બૅંકર ગીરફતાર થતાં તેમની જગ્યાએ શ્રી મથુરાદાસભાઇ સેક્રેટરી નિમાયા. 'સ્વરાજ્ય સભા' જે અગાઉ 'હોમરૂલ લીગ' ના નામથી ઓળખાતી તેના પણ તેઓ સેક્રેટરી નિમાયા. સ્વ. શ્રી વિઠ્ઠલભાઇ પટેલ તરફથી મ્યુનીસીપલ કોરપોરેશનમાં ભાગ લેવા માટે 'નેશનાલીસ્ટ પાર્ટી'ની સ્થાપના થઇ તેમાં પણ શ્રી મથુરાદાસભાઇ જોડાયેલા અને મ્યુનીસીપાલીટીની ઉમેદવારીમાં ૧૯૨૩ ની સાલમાં ફતેહમંદ થયેલા. સને ૧૯૨૫ માં એમને ક્ષયની બિમારી લાગુ પડતાં, સંપૂર્ણ આરામ લેવા માટે બધી પ્રવૃત્તિઓમાંથી નિવૃત્તિ લીધી અને શરીર સુધારવા માટે ચારેક વરસ સુધી દેવલાલી, માથેરાન, પંચગની અને અલમોડા વિગેરે સ્થળોએ નિવાસ કર્યો. એટલો સમય દરમ્યાન એમણે ક્ષય રોગનો અભ્યાસ કર્યો અને તેને લગતું 'મરૂકુંજ' નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. એ પુસ્તકની પ્રસ્તાવના પણ જેમના ઉપર ક્ષયનો હુમલો થયેલો એવા અનુભવી અને પ્રખ્યાત ડાક્ટર જીવરાજ મ્હેતાએ લખી આપી.

સને ૧૯૩૦ માં તબિયત સુધરી જતાં પાછી તેમણે પ્રવૃત્તિઓ ઉપાડી લીધેલી. કોંગ્રેસ વર્કિંગ કમિટીના તેઓ સભ્ય થયા અને શ્રી જમનાલાલ બજાજની જગ્યાએ તેના ખજાનચી નિમાયા. એ વરસના ઑગષ્ટ માસમાં દિલ્હીમાં ડો. અનસારીને ત્યાં વર્કિંગ કમિટીની બેઠક મળેલી તે વખતે વાઇસરોયના હુકમથી બધા સભ્યોની ધરપકડ કરવામાં આવી, તેમાં શ્રી મથુરાદાસભાઇ પણ

પકડાયા, અને છ માસની સજા થઇ. પંદર દિવસ તેમને ત્યાં રાખ્યા પછી તેમને બેલગામની જેલમાં લઇ જવામાં આવ્યા, જ્યાં તેમને સાથીઓથી છૂટા રાખવામાં આવ્યા. ૧૯૩૧ ની શરૂઆતમાં સુલેહ થતાં બધાની સાથે તેમને પણ છુટા કરવામાં આવેલા. સને ૧૯૩૨ માં ફરીથી સત્યાગ્રહની લડત શરૂ થતાં મુંબઇના ચાળીસેક આગેવાનોને પરોઢીયે ચાર વાગ્યે એક સાથે પકડી લેવામાં આવ્યા, તેમાં શ્રી મથુરાદાસ ભાઇ પણ પકડાઇ ગયા. હુંમેશ પોલીસ ચોકી પર હાજરી આપવાની શરતે છોડી મુકવાનું જણાવવામાં આવ્યું, પણ તે કબૂલ ન કરવાથી એક વરસની સજા થઇ. એ વખતે જુદે જુદે સ્થળે તેમને ફેરવવામાં આવ્યા. તેઓ નાસીકની જેલમાં હતા ત્યારે નાસીકનો જેલર સત્યાગ્રહી કેદીઓને મારપીટ કરતો હતો, તેમ ન કરવા શ્રી મથુરાદાસભાઇએ તેને સમજાવ્યો પણ તે માન્યો નહિ અને તેમની બદલી બેલગામ જેલમાં કરી. ત્યાં સત્યાગ્રહી કેદીઓએ જેલમાં હડતાળ પાડી, જેનું સમાધાન શ્રી મથુરાદાસભાઇએ કરી આપ્યું.

સને ૧૯૩૩ ની શરૂઆતમાં છૂટા થતાં હરિજનના કામ માટે તેમણે કાશી અને અલ્લાહાબાદમાં પંડિત મદનમોહન માલવીયાજી પાસે જઇને બનતું કામકાજ કર્યું. એ વરસના મે મહિનામાં ગાંધીજીએ ઉપવાસ શરૂ કરતાં તેમણે મંત્રી તરીકે કામ કર્યું, તેમજ એ વરસના ઑગષ્ટ મહિનામાં ગાંધીજીએ ઉપવાસ કરતાં એ વખતે પણ તેઓ તેમની પાસે રહેલા.

સને ૧૯૩૪માં મુંબઇમાં મહાસભાની બેઠક મળતાં સ્વાગત સમિતિના તેઓ ખજાનચી નિમાયેલા અને અબ્દુલગફારખાન નગરની બાંધકામ સમિતિના ત્રણ પૈકી એક સભ્ય નિમાયેલા.

સને ૧૯૩૫ માં મુંબઇની મ્યુનીસીપલ ચુંટણી વખતે કોટ વિભાગ તરફથી તેમણે ઉમેદવારી નોંધાવેલી, અને તેમાં તેઓ ફતેહમંદ થયેલા. સને ૧૯૩૯ માં કોગ્રેસ પાર્ટી તરફથી મ્યુનીસીપાલીટીના ઉમેદવાર તરીકે તેમણે ઉમેદવારી નોંધાવેલી અને તેમાં પણ ફતેહમંદ થયેલા. ઉપરાંત એ પાર્ટીના તેઓ આગેવાન તરીકે ચુંટાયા છે.

સને ૧૯૩૮ માં કોંગ્રેસ પ્રધાન મંડળે મુંબઇ, અમદાવાદ અને સોલાપુરનાં મકાનોનાં ભાડાંની તપાસ કરવા 'Rent Enquiry Committee' નિમેલી તેના પ્રમુખ તરીકે તેમની નિમણુક થયેલી. શ્રી મથુરાદાસભાઇ સને ૧૯૧૫ થી તમામ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેતા આવ્યા છે. તેઓ ગાંધીજીના એક વિશ્વાસપાત્ર મદદનીશ અને આગેવાન મહાસભાવાદી ગણાય છે. ઉપરાંત તેઓ મુંબઇની મ્યુનીસીપાલીટીના પણ એક આગેવાન ગણાય છે. એમને લગતા નીચેના ઉદ્ગારોથી એમની મહત્તાનો ખ્યાલ વાંચનારને આવી શકશે.

"The Guide, Philosopher and Friend of the Bombay Municipal Corporation."

"And in truth, there are to day very few aspects of civic Progress in Bombay to which this simple, silent, strong and sincere worker has not substantially contributed."

"All said and done, no man is better constituted to lead the largest party in the Corporation than the genial, disarming and statesman like leader of the Congress Municipal Party."

Sunday Standard, 30-4-1939.

## શ્રીયુત ડો. જેઠાલાલ વનમાળીદાસ વોરા.

એલ. એમ. એન્ડ એસ.

પ્રમુખ, મ્યુનીસીપલ સ્ટેન્ડીંગ કમિટી.



**Dr. Jethalal Vanmalidas Vora.** L. M. & S.

President, Municipal Standing Committee.

ડોકટર જેઠાલાલભાઇ ન્યાતે કપોળ વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૮૩ ના ડીસેમ્બરની પહેલી તારીખે મહુવામાં થયો હતો.

એમના વડિલોની સ્થિતિ સાધારણ હતી, પ્રાથમિક શિક્ષણ લીધા પછી વધુ અભ્યાસ માટે તેઓ મુંબઇ આવ્યા હતા, અને ગોકળદાસ તેજપાળ હાઇસ્કૂલમાંથી સને ૧૯૦૨ માં તેમણે

મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી, ત્યાર પછી શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ છાત્રાલયની મદદથી તેઓ વૈદ્યકિય અભ્યાસ માટે ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં દાખલ થયા હતા, અને ૧૯૦૭ ના ડીસેમ્બરમાં એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કરીને ૧૯૦૮ માં માંડવી લત્તાના બારભાયા મોહલ્લામાં તેમણે દવાખાનું ચાલુ કર્યું હતું, જે આજે માંડવી લત્તામાં ચાલુ છે, ઉપરાંત ભુલેશ્વર લત્તામાં તેમનું બીજું દવાખાનું પણ ચાલે છે.

શ્રી જેઠાલાલભાઇએ જાહેર જીવનની શરૂઆત સને ૧૯૧૮–૧૯ ના અરસામાં હોમરૂલ લીગમાં જોડાઇને કરી હતી, ત્યાર પછી ૧૯૨૦ ના અરસામાં 'તિલક સ્વરાજ્ય ફંડ' ઉઘરાવવામાં તેમણે ભાગ લીધો હતો. સને ૧૯૧૯થી તેઓ મહાસભા સમિતિના માંડવી વિભાગના સભ્ય છે અને ૧૯૩૦ થી ૧૯૩૮ સુધી તેના પ્રમુખ પણ હતા. ૧૯૩૦–૩૨ ની સત્યાગ્રહની ચળવળમાં તેમણે આગેવાની લીધી હતી, જેને લીધે તેમને જેલની સજા કરવામાં આવી હતી, પણ જેલમાં બેએક મહિના પસાર થયા ત્યાં તેમની તબીયત લથડવાથી તેમને જેલમાંથી કાઢીને કાઠીઆવાડમાં મોકલી દેવામાં આવ્યા હતા. ૧૯૩૨ ના અકટોબરથી ૧૯૩૩ ના અકટોબર સુધી એ રીતે ફરજીયાત તેમને મુંબઇ છોડવું પડયું હતું. ત્યાર પછી મહાસભા અને સરકાર વચ્ચે સમાધાન થતાં તેઓ મુંબઇ પાછા આવ્યા હતા. માંડવી લત્તાના વેપારીઓ અને વેપારી મંડળોની સાથે તેમને સારો સંબંધ હોવાથી તેઓ સત્યાગ્રહની ચળવળમાં ખૂબ ઉપયોગી થઇ શકયા હતા. 'કોંગ્રેસ હાઉસ' જપ્ત થયું અને એને માટે મકાન આપનારનું મકાન જપ્ત કરવામાં આવશે એવો 'ઓર્ડીનન્સ' નિકળવા છતાં કોંગ્રેસની પ્રવૃત્તિને માટે ચોવીસ કલાકમાં તેમની લાગવગથી માંડવીના

લત્તામાં મકાન મળી શક્યું હતું. એ ચળવળ વખતે સહુથી સરસ કામ ભુલેશ્વર અને માંડવીના લત્તામાં થયું હતું.

શ્રી જેઠાલાલભાઇ સને ૧૯૨૦ ના અરસામાં મહાસભામાં જોડાયા ત્યારથી આજ સુધી તેમાં સામેલ છે, અને મહાસભાની બધી પ્રવૃત્તિઓમાં તેઓ સારો ભાગ લે છે. તેઓ મુંબઇના એક આગેવાન મહાસભાવાદી ગણાય છે.

સને ૧૯૨૨ માં સ્વ. શ્રી વિઠ્ઠલભાઇ પટેલના નેતૃત્વ નીચે 'નેશનાલીસ્ટ પાર્ટી' ની સ્થાપના થયેલી તે વખતે એ પાર્ટી તરફથી જે દશ સભ્યો મુંબઇની મ્યુનીસીપાલીટીમાં ચુંટાયેલા તેમાંના એક ડાકટર વોરા પણ હતા. એ પાર્ટીના સભ્યોએ સારૂં કામ કરવાથી અને મતાધિકાર ઉદાર થવાથી બીજી ચુંટણી વખતે એ પાર્ટી તરફથી ચાલીસેક સભ્ય ચુંટાયેલા. હાલમાં પણ એ પાર્ટીના સભ્યો કોંગ્રેસના ઝંડા નીચે સંગઠિત થઇને કામ કરે છે, અને મ્યુનીસીપાલીટીના સભ્યોમાંથી લગભગ અરધી સંખ્યા એ પક્ષની છે.

શ્રી જેઠાલાલભાઇ મ્યુનીસીપાલીટીની સ્કૂલ્સ કમિટી અને સ્ટેન્ડીંગ કમિટીમાં પણ સભ્ય તરીકે કેટલોક વખત ચુંટાયલા, અને ૧૯૩૧–૩૨ માં સ્કૂલ્સ કમિટીના પ્રમુખ પણ ચુંટાયલા. એમના પ્રમુખપદ દરમ્યાન એમણે મ્યુનીસીપલ બાલવર્ગોમાં Shift System દાખલ કરાવેલી, અને મ્યુનીસીપાલીટીની શાળામાં ભણતા વિદ્યાર્થીઓની દાક્તરી તપાસ થતી હતી તેમાં સુધારો કરાવીને દરદી વિદ્યાર્થીની સારવાર પણ મ્યુનીસીપાલીટીના ખર્ચે થાય એવી ગોઠવણ કરાવેલી, ઉપરાંત કસરતના નિષ્ણાતોની એક કમિટી બોલાવીને વિદ્યાર્થીઓએ કયા ધોરણમાં કઇ કઇ કસરત કરવી તે નક્કી કરાવેલું અને તેને લગતાં પુસ્તકો તૈયાર

કરાવેલાં. સને ૧૯૩૯ માં તેઓ મ્યુનીસીપાલીટીની સ્ટેન્ડીંગ કમિટીના પ્રમુખ ચુંટાયેલા છે. મ્યુનીસીપલ ચુંટણી વખતે તેઓ માંડવી વિભાગ તરફથી દર વખતે ઉંચા નંબરે ચુંટાય છે, અને ૧૯૩૯ માં એજ રીતે તેઓ ભુલેશ્વર વિભાગ તરફથી ઉંચા નંબરે ચુંટાયા છે. એ બે વિભાગોમાંથી ઉંચા નંબરે ચુંટાવાનું સ્હેલું નથી.

ડો. વેરા ઇન્ડીઅન મેડિકલ એસોસીએશનની મેનેજીંગ કમિટીના સભ્ય છે. તેઓ પોતાની જ્ઞાતિની પ્રવૃત્તિઓમાં પણ ભાગ લે છે, તેઓ અમરેલી બોર્ડિંગ અને વરજીવનદાસ માધવદાસ બોર્ડિંગ (મુંબઇ) ના સેક્રેટરી છે.

ડો. વેરા સને ૧૯૨૪ થી ખોરાકમાં અનાજ ન લેતાં દુધ અને મોસંબીનો રસ લે છે. તેઓ સાદા અને જુનવાણી ઢબના છે. મુંબઇમાં રહેવા છતાં અને ડાકટરનો ધંધો કરવા છતાં વીસમી સદીની ફેશનોનો વળગાડ તેમને વળગ્યો હોય એમ લાગતું નથી.



## શ્રીયુત શિવદાસ ચાંપસિંહ ઠક્કર.

જાણીતા મ્યુનીસીપલ કોરપોરેટર.



Mr. Shivdas Champsinh Thakkar.
A Welknown Corporator.

શ્રીયુત શિવદાસભાઇ ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સંવત ૧૯૪૪ ના ફાગણ વદ ૧૧ ના રોજ કોટડા (કચ્છ) માં એમને મોશાળ થયો હતો.

એમના પિતા શ્રીયુત ચાંપસિંહ ભીમજી કદાવર, બળિષ્ટ અને પ્રભાવશાળી પુરૂષ હતા. અન્યાય અને અત્યાચારનું નિવારણ કરવા તેઓ શામ, દામ, ભેદ અને દંડ પણ અજમાવતા. તેઓ સ્વજ્ઞાતિના એક આગેવાન હતા. સંવત ૧૯૧૮ માં તેઓ

મુંબઇ આવેલા અને પોતાના વડિલોના લાકડાના ધંધામાં જોડાયેલા. મુંબઇમાં પણ તેમણે સ્વજ્ઞાતિની આગેવાની લીધેલી અને જ્ઞાતિના મંત્રીનું કામ કરેલું. તેઓ સંવત ૧૯૫૩ માં પોતાની પાછળ શિવદાસભાઇ અને મુળજીભાઇ એમ બે પુત્રો તથા બે પુત્રીઓ મુકીને ૪૮ વરસની વયે સ્વર્ગવાસી થયેલા.

શ્રી શિવદાસભાઇની બાલ્યાવસ્થા કચ્છ અને મુંબઇમાં વ્યતીત થયેલી અને એમણે અભ્યાસ પણ બંને સ્થળોએ કરેલો. એમણે ગુજરાતી છ ચોપડી જેટલો અભ્યાસ કર્યો છે. અંગ્રેજી અભ્યાસ શાળામાં કર્યો નથી.

શ્રી શિવદાસભાઇએ ધંધાની શરૂઆત પંદર વરસની ઉંમરે કરેલી અને તેઓ પોતાના વડિલોના લાકડાના ધંધામાં જોડાયેલા. એ ધંધો સંવત ૧૯૬૧ માં ધંધાનું સ્થાન બદલતાં એમના કાકા સ્વ. શ્રી હરિરામ ભીમજીએ સમેટી લીધેલો, ત્યારપછી એમના કાકાએ 'અંજીરવાડી' નામની એસ્ટેટ લીધેલી, જે એમના તથા એમના કાકાના દીકરાઓની માલેકીમાં છે. સને ૧૯૦૮ માં એમણે તથા એમના સ્વ. કાકાએ સ્વ. શેઠ પારપ્યા પ્રધાનની મોટી ધર્માદા મિલ્કતની ભાળ લેવા કેસ માંડેલો, પરંતુ તે બાદ એમના કાકા સ્વર્ગવાસી થતાં એ કેસની લડતમાં એમણે આગળ પડતો ભાગ લીધેલો. સને ૧૯૧૦ માં 'લોહાણા કોન્ફરન્સ' ની બેઠકોમાં પણ એમણે ભાગ લીધેલો અને ત્યાર પછીની બેઠકોમાં પણ ભાગ લીધેલો. ૧૯૧૯ માં માંડવી-કચ્છ મુકામે મળેલી બેઠકના તેઓ એક સેક્રેટરી પણ હતા. સને ૧૯૧૪ માં નળીયા-કચ્છના દેશમહાજનમાં જઇને એમણે ત્યાંની જ્ઞાતિમાં સામાજીક સુધારાઓ કરાવેલા. તે બાદ ૧૯૧૮ માં મુંબઈ કચ્છી લોહાણા જ્ઞાતિમાં તેમણે કેટલાક સુધારા કરાવેલા, સને ૧૯૩૨ માં

તેમણે ફરીથી સુધારા કરાવેલા, જેમાં મૃતભોજન બંધ કરવાનો સુધારો ખાસ નોંધને પાત્ર ગણાય. મુંબઈમાં લગ્નાદિ પ્રસંગોએ વધારે પડતું ખર્ચ થઇ જતું હોવાથી ઘણે ભાગે એમના જ્ઞાતિજનો નાસીક જતાં હતાં, તે હાડમારી દૂર કરાવવા તેમણે સુધારાઓથી પ્રયાસ કરતાં તે હાડમારી દૂર થયેલી.

સને ૧૯૧૫ માં 'દેશસેવા' ૧૯૧૬ માં 'જ્ઞાતિ સુધારણા' અને ૧૯૨૯ માં 'જ્ઞાતિ પ્રત્યે અપીલ' નામની પુસ્તિકાઓ તેમણે પ્રસિધ્ધ કરેલી.

શ્રી શિવદાસભાઇ જૂના ને જાણીતા આર્યસમાજીસ્ટ પણ છે. આર્યસમાજી પ્રવૃત્તિઓને અંગે એમને ઘણી વખત ભારે દ્રઢતા અને હિંમત બતાવવાં પડ્યાં છે. તેઓ કોંગ્રેસની રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં પણ લાંબા વખતથી જોડાયલા છે. સને ૧૯૨૩ માં તેમણે મુંબઇની મ્યુનીસીપાલીટીની ચુંટણીમાં સદ્ગત વિઠ્ઠલભાઇ પટેલની પાર્ટીમાં જોડાઇને ઉમેદવારી નોંધાવેલી અને તેમાં તેઓ ફતેહમંદ થયેલા, અને ત્યારથી આજ સુધી તેઓ મ્યુનીસીપાલીટીના રાષ્ટ્રવાદી પક્ષના ચુંટાયેલા સભ્ય રહેતા આવ્યા છે. મુંબઇની મ્યુનીસીપાલીટીમાં એક કોર્પોરેટર તરીકે એમણે સારી કીર્તિ સંપાદન કરેલી છે. ગીરગામ બેંક રોડને વિઠ્ઠલભાઇ પટેલ રોડ નામ આપવાનો, વિઠ્ઠલભાઇ પટેલની છબી મ્યુનીસીપલ હૉલમાં મુકાવવાનો, હિંદી શાળાઓ ખોલવાનો અને મહાસભાવાદી પ્રધાન મંડળને માનપત્ર આપવાનો વિગેરે રાષ્ટ્રીય ઠરાવો વિરોધીઓની સામે થઇને પસાર કરાવવામાં તેમનો હિસ્સો નોંધને પાત્ર છે

મુંબઇ અને કચ્છ વચ્ચે દોડતી સ્ટીમરોના કોઇ કોઇ અધિકારીઓ અથવા માણસો ઉતારૂઓને ત્રાસ આપતા તે દૂર કરવા કંપનીના એકાદ માણુસ ઉપર કેસ કરવામાં તેમણે આગળ

પડતો ભાગ લીધેલો, ને તેમાં વિજયી નિવડેલા, જેના પરિણામે એ ત્રાસ ઓછો થઇ ગયેલો છે.

સંતાનમાં એમને નવ બાળકો છે, જેમાં સાત દીકરા અને બે દીકરી છે. એમના મોટા પુત્ર શ્રી પુરૂષોત્તમ એમ. એ. એલએલ. બી. છે, અને હવે સોલીસીટરનો અભ્યાસ કરે છે. બીજા પુત્ર ખીમજી મેટ્રિક સુધી ભણ્યા છે. ત્રીજા પુત્ર રામચંદ્ર બી. એ. છે. ચોથા વિજયસિંહ બનારસ હિન્દુ યુનીવર્સિટીમાં એન્જીનીયરીંગનો અભ્યાસ કરે છે. પાંચમા બળભદ્ર બી. કોમનો અભ્યાસ કરે છે. છઠ્ઠા કનૈયાલાલ મેટ્રિકમાં છે. સાતમા ભાનુશંકર તથા પુત્રીઓ પણ અભ્યાસ કરે છે.

શ્રી શિવદાસભાઇ લેખક, વક્તા અને પ્રચારક પણ છે. તેમણે જુદી જુદી આઠ નવ ભાષાઓનાં સુભાષિતોનો સંગ્રહ કર્યો છે અને કર્યા કરે છે, જેની સંખ્યા લગભગ બાર હજાર જેટલી થઇ છે.

સને ૧૯૩૬ ના અરસામાં મુંબઇ ઇલાકાના તથા બીજા પ્રાંતોના હરિજનોનો મોટો ભાગ ધર્મપરિવર્તન કરવાને તૈયાર થયેલો ત્યારે તેમણે હિન્દના જાણીતા હિન્દુ આગેવાન શ્રીમાન્ શેઠ જુગલકિશોર બીરલાજી તથા શીખ નેતાઓની કુમકથી તેમને સમજાવવાનો પ્રયાસ કરેલો, જેમાં તેમને સફળતા મળેલી.

શ્રી શિવદાસભાઇ મુંબઈના કચ્છી પાંચતડા લોહાણા મહાજનના એક ટ્રસ્ટી, મુંબઇ આર્યસમાજના એક ટ્રસ્ટી, મઝગામ કચ્છી લોહાણા નિવાસના એક ટ્રસ્ટી અને જેઠા પ્રેમજી વૈદિક સાહિત્યના એક ટ્રસ્ટી છે.



## શ્રીયુત સુંદરદાસ મોરારજી

મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનના ચીફ વ્હીપ.



**Mr. Sundardas Morarji.**

Chief Whip, Municipal Corporation.

શ્રી સુંદરદાસ ન્યાતે ભાટીયા છે. એમનો જન્મ સને ૧૯૦૪ ના જાન્યુઆરીની ૨૧ મી તારીખે મુદ્રા-કચ્છમાં એમને મોશાળ થયો હતો.

એમના વડિલો મૂળ જામ સલાયાના વતની. જ્યાંથી એમના પિતામહ શ્રી વીરજી રવજી પ્રથમ મુંબઇ આવીને વસેલા, અને કાપડના ધંધામાં તેમણે પ્રખ્યાતિ તથા સંપત્તિ મેળવેલી.

શ્રી સુંદરદાસભાઇની બાલ્યાવસ્થા મુંબઇમાંજ વ્યતીત થયેલી, અને તેમણે એસ્પ્લેનેડ હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કરીને સને ૧૯૨૦ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. એ અરસામાં એમના પિતાનો સ્વર્ગવાસ થવાથી તેઓ પોતાના પિતાના કાપડના ધંધામાં જોડાઇ ગયેલા અને જી. સુંદરદાસ તથા કૃષ્ણ પ્રેમજી નામની ઇમ્પોર્ટની પેઢીમાં પણ ધ્યાન આપવાનું શરૂ કરેલું. સને ૧૯૨૮ માં તેઓ પોતાનાં પત્ની સાથે વિલાયતના પ્રવાસે ગયેલા, જે વખતે લગભગ નવેક માસ પ્રવાસમાં ગાળેલા, અને ઇંગ્લાંડ ઉપરાંત જર્મની, ઓસ્ટ્રીયા તથા ઇટાલી વિગેરે પ્રદેશો જોયેલા.

સને ૧૯૩૨ માં તેમણે મ્યુનીસીપાલીટીના સભ્યપદ માટે ઉમેદવારી નોંધાવેલી અને તેમાં તેઓ ફતેહમંદ થયેલા, ત્યારથી આજ સુધી તેઓ મ્યુનીસીપાલીટીના સભ્ય તરીકે ચુંટાય છે. તેઓ એક વખત તેની વર્કસ કમિટીના પ્રમુખ પણ ચુંટાયેલા. હાલમાં તેઓ સ્ટેન્ડીંગ કમિટીના સભ્ય, લૉ કમિટીના પ્રમુખ અને મહાસભા મ્યુનીસીપલ પક્ષના 'ચીફ વ્હીપ' છે.

સને ૧૯૩૨ ના સત્યાગ્રહ વખતે તેમણે તે હિલચાલમાં ભાગ લીધેલો અને ત્યારથી તેઓ મહાસભાવાદી છે. ખાદી પ્રવૃત્તિમાં તેઓ રસ લે છે, અને તેના વેચાણના પ્રસંગોએ તે માટે મહેનત કરે છે. તેઓ મુંબઇ પ્રાંતિય મહાસભા સમિતિના અને હિંદુ રીલીફ કમિટીના સભ્ય છે.

શ્રી સુંદરદાસને તરવાનો ભારે શોખ છે, અને એ લાભ બીજાઓને-ખાસ કરીને સ્ત્રીઓને પણ-મળી શકે એટલા માટે સારા પાયા પર એક સ્વીમીંગ બાથ ઉભો કરવાની તેમને ઇચ્છા હતી. તે માટે પ્રયાસ કરતાં 'પ્રાણસુખલાલ મફતલાલ સ્વીમીંગ પુલ એન્ડ બોટ કલબ'ની યોજના અમલમાં આવી છે.

શ્રી સુંદરદાસનાં લગ્ન સને ૧૯૨૪ માં શ્રીયુત રતનશી લીલાધરનાં પુત્રી શ્રી જયાબ્હેનની સાથે થયેલાં. સંતાનમાં એમને ત્રણ પુત્રો અને બે પુત્રીઓ છે, જે બધાં ન્હાનાં છે અને અભ્યાસ કરે છે.



## શ્રીયુત કેશવલાલ હરિલાલ સેતલવડ. જે. પી.

### મેનેજીંગ ડીરેકટર, યુનીવર્સલ ફાયર એન્ડ જનરલ ઇન્સ્યુરન્સ કું. લી.



**Mr. Keshavlal Harilal Setalvad.** J. P.

**Managing Director, Universal Fire and General Ins. Co. Ltd.**

શ્રીયુત કેશવલાલભાઈ ન્યાતે બ્રહ્મક્ષત્રિય છે. એમનો જન્મ સને ૧૮૮૯ના મે માસની પચીસમી તારીખે અમદાવાદમાં થયો હતો.

એમના પૂર્વજો મૂળ પંજાબના વતની. જ્યાંથી ગુજરાતમાં આવીને વસેલા. શ્રી કેશવલાલભાઇના પિતામહ અને પિતાશ્રી સરકારી નોકરીમાં સારા હોદ્દા અને પ્રતિષ્ટા ધરાવતા હતા.

શ્રી કેશવલાલભાઇની બાલ્યાવસ્થા અમદાવાદમાં વ્યતીત થયેલી અને તેમણે અભ્યાસ પણ ત્યાંજ કરેલો. સને ૧૮૯૨ ના અરસામાં અમદાવાદની ગવર્નમેન્ટ હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કરીને તેઓ પોતાના વડિલ ભાઇ સર ચમનલાલ સેતલવડ પાસે આવેલા અને શોર્ટહેન્ડ, એકાઉન્ટન્સી તથા વીમાનું કામકાજ શીખવામાં અમુક વરસો ગાળ્યા પછી સને ૧૯૦૧ માં 'મેન્યુફેકચરર્સ' વીમા કંપનીની એજન્સીમાં શ્રી સુંદરનાથ ખોટે અને શ્રી વૃજદાસ ભાઇદાસની સાથે ભાગદારીમાં જોડાયેલા. બે વરસ પછી શ્રી ખોટે ગુજરી જતાં તેમની જગ્યાએ શ્રી મોતીલાલ કાનજી આવ્યા, એટલે ૧૯૦૧ માં 'એસ. ડી. ખોટે એન્ડ કો.'ના નામથી કામકાજ ચાલતું હતું, તે એમ. કાનજી એન્ડ કો.ના નામથી ચાલુ થયું, એ કંપની 'મેન્યુફેકચરર્સ' વીમા કંપનીની હિંદુસ્થાન ખાતેની ચીફ એજન્સી ધરાવતી હતી, ઉપરાંત અરધોએક ડઝન આગ અને મૉટરની વીમા કંપનીઓની એજન્સી પણ ધરાવતી હતી.

સને ૧૯૧૯ સુધી પરદેશી વીમા કંપનીઓની એજન્સીઓનો વહીવટ ચલાવ્યા પછી દેશનું નાણું પરદેશ જતું અટકાવવાના અને હિંદમાં વીમાનો ધંધો જમાવવાના હેતુથી 'એમ. કાનજી એન્ડ કું'એ 'યુનીવર્સલ ફાયર એન્ડ જનરલ ઇન્સ્યુરન્સ કંપની'ની સ્થાપના કરી.

સને ૧૯૨૬ માં 'મેન્યુફેકચરર્સ' વીમા કંપનીના નવા મકાનની ઉદ્દઘાટન ક્રિયા ટોરન્ટો (કાનડા)માં થવાની હતી ત્યારે

શ્રી કેશવલાલભાઇને હિંદના પોતાના પ્રતિનિધિ તરીકે કંપની તરફથી આમંત્રણ આપવામાં આવ્યું હતું. સને ૧૯૨૯ માં ટોરન્ટો (કાનડા)માં વીમા કંપનીઓની બેઠક મળેલી ત્યારે પણ શ્રી કેશવલાલભાઇ ત્યાં ગયા હતા, અને ત્યાર પછી સને ૧૯૩૫ માં પણ ગયા હતા. એ વખતે તેમણે લગભગ આખા અમેરીકા ખંડનો પ્રવાસ કર્યો હતો.

મેસર્સ એમ. કાનજીની કંપની 'મેન્યુફેકચરર્સ' વીમા કંપનીની એજન્સી ધરાવતી હોવાથી, અને 'મેન્યુફેકચરર્સ' કંપનીની સાથે તેમને બીજી વીમા કંપનીનું જીંદગીના વીમાનું કામ ન કરવાની શરત હોવાથી 'યુનીવર્સલ' કંપની આગ અને મૉટરના વીમાનું જ કામ કરી શકતી હતી, સને ૧૯૩૫ માં તેમણે 'મેન્યુફેકચરર્સ' કંપની સાથેનો સંબંધ છૂટો કર્યો અને ત્યારથી તેઓ જીંદગીના વીમાનું કામકાજ પણ કરી શકે છે.

શ્રી કેશવલાલભાઇનાં લગ્ન ભરૂચના વતની દેશાઇ પ્રમોદરાય કુંદનલાલનાં પુત્રી શ્રીમતી ચુનીગૌરી સાથે થયાં છે. સંતાનમાં તેમને એક દીકરો અને બે દીકરીઓ છે. પુત્રનું નામ શ્રી ભીમરાવ છે, તેઓ કૉલેજનું શિક્ષણ લીધા પછી 'મેન્યુફેકચરર્સ' કંપનીમાં વીમાનું કામકાજ શીખવા માટે ટોરન્ટો (કાનડા) ગયેલા, જ્યાં બે ત્રણ વરસ કામ શીખ્યા પછી 'ન્યુયોર્ક યુનીવર્સિટી'માંથી વીમાના કામનો ડીપ્લોમા તેમણે મેળવેલ છે, અને હાલમાં તેઓ રૂબી ઇન્શ્યુરન્સ કંપનીના મેનેજર છે.

શ્રી કેશવલાલભાઇ વીમાનું ક્ષેત્ર આજ લગભગ ચાળીસ વરસ થયાં ખેડી રહ્યા છે. એમના કામકાજની નોંધ News Letter ના ૧૯૩૪ ના ફેબ્રુઆરીના અંકમાં એમના ફોટા સાથે

લેવામાં આવી હતી, અને First Member તરીકે તેમને અભિનંદન આપવામાં આવ્યું હતું. ૧૯૩૪ ના The Insurance Salesman ના એપ્રીલના અંકમાં પણ તેમના કામકાજની નોંધ તેમના ફોટા સાથે લેવામાં આવી હતી.

શ્રી કેશવલાલભાઇ વીમાના ક્ષેત્રમાં 'જુના જોગી' છે, અને એ ધંધામાં એમના જેટલી જુની તથા જ્વલંત કારકીર્દિ ધરાવનાર માણસો ઘણા ઓછા હશે.



# શ્રીયુત કંચનલાલ વૃજદાસ.

મેનેજીંગ ડીરેકટર, યુનીવર્સલ ફાયર એન્ડ જનરલ ઇન્સ્યુરન્સ કું. લી.



**Mr. Kanchanlal Vrijdas.**

Managing Director, Universal Fire and General Ins. Co. Ltd.

શ્રીયુત કંચનલાલભાઇ ન્યાતે ડીંડુ મેશરી વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૮૩ ના જુનની ૧૩ મી તારીખે સુરતમાં થયો હતો.

એમના પૂર્વજો મૂળ મારવાડના વતની, જ્યાંથી સાત સો વરસો ઉપર તેઓ સુરતમાં આવીને વસેલા. સુરતમાં અંગ્રેજો તથા વલંદાની કોઠીઓ નખાયેલી ત્યારે આ કુટુંબની જાહોજલાલી સારી હતી. તેઓ શરાફીનો ધંધો કરતા, અને વીમાના કામકાજમાં ભાગ લેતા. સને ૧૮૯૦ માં શ્રી કંચનલાલભાઇના પિતાએ 'સન લાઇફ' વીમા કંપનીની એજન્સી રાખેલી, ૧૮૯૯ સુધી તેમણે એ એજન્સી રાખેલી. સને ૧૯૦૦ માં તેમણે 'મેન્યુફેકચરર્સ' વીમા કંપનીની એજન્સી રાખેલી, અને 'એમ. કાનજી એન્ડ કો.' નામથી કામકાજ શરૂ કરેલું. સને ૧૯૦૯ માં શ્રી કંચનલાલના સ્વ. ભાઇ શ્રી મનહરલાલ વિલાયત તથા કેનેડા ગયેલા, જ્યાં લગભગ ત્રણ વરસ રોકાયેલા અને વીમાના કામકાજનો અનુભવ મેળવવા સાથે એ ક્ષેત્રમાં તેમણે સારી લાગવગ જમાવેલી. સને ૧૯૧૬ માં 'ગ્રેટ ઇસ્ટર્ન' વીમા કંપનીના તેઓ બ્રાંચ મેનેજર નિમાયેલા.

આમ પરદેશી વીમા કંપનીઓમાં પોતાની લાગવગ જમાવ્યા પછી અને એ કામમાં સારી રીતે ઘડાઇ ગયા પછી એમ. કાનજી એન્ડ કંપનીના ભાગદારોએ એ રીતે પરદેશ ઘસડાઇ જતું નાણું બચાવવાના અને હિંદમાં વીમાના ધંધાની જમાવટ કરવાના હેતુથી સને ૧૯૧૪ માં 'ઇન્ડસ્ટ્રીયલ એન્ડ પ્રુડેન્શીયલ' ૧૯૧૯ માં 'વલ્કન' અને 'યુનીવર્સલ' વીમા કંપનીઓની સ્થાપના કરી, તથા બીજી પણ કેટલીક કંપનીઓ સ્થાપવામાં ભાગ લીધો.

શ્રી કંચનલાલના પિતા શ્રી વૃજદાસભાઈ વીમાના કામકાજમાં હુશિયાર હતા, અને એ વખતે કિમતી ગણાતો જે. પી. નો ઇલ્કાબ પણ તેઓ ધરાવતા હતા.

સને ૧૯૩૪ માં જમનાદાસ મ્હેતાએ હિંદી ધારાસભામાં વીમાનો કાયદો રજુ કર્યો, તે કાયદો તૈયાર કરવામાં શ્રી કંચનલાલ તથા તેમના સ્વ. ભાઇ શ્રી મનહુરલાલે સારી મદદ કરેલી.

શ્રી કંચનલાલભાઇ મુંબઇની એસ્પ્લેનેડ હાઇ સ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કરીને પોતાના વડિલોના વીમાના ધંધામાં સને ૧૯૦૯ માં જોડાઇ ગયેલા, અને સને ૧૯૨૩ માં એમના પિતાનો સ્વર્ગવાસ થતાં 'એમ. કાનજી એન્ડ કો.' માં તેમને એક ભાગદાર તરીકે સ્વીકારવામાં આવેલા, ત્યારથી આજ સુધી તેઓ એ કંપનીમાં કામકાજ કરે છે, અને કંપનીની જમાવટમાં કુનેહ પૂર્વક ધ્યાન આપે છે. તેઓ ઇન્ડીઅન ઇન્સ્યુરન્સ એસોસીએશનના એક સ્થાપક છે, અને તેની ખીલવણીમાં પણ રસ લીએ છે.

મુંબઇના વીમાના ધંધાર્થીઓમાં શ્રી કંચનલાલભાઇની પ્રતિષ્ઠા સારી છે, અને પોતાના ધંધાની જમાવટ માટેનો તેમનો પ્રયાસ નોંધને પાત્ર છે.



## શ્રીયુત પ્રભાશંકર રામચંદ્ર ભટ્ટ. જે. પી.

મેનેજીંગ ડીરેકટર, ધિ ક્રેસન્ટ ઇન્સ્યુરન્સ કું. લી.



**Mr. Prabhashanker Ramchndra Bhatt.** J. P.

Managing Director, The Crescent Insurance Co. Ltd.

શ્રીયુત પ્રભાશંકરભાઇ ન્યાતે મોતાળા બ્રાહ્મણ છે. એમનો જન્મ સને ૧૯૦૯ના ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે બારડોલી તાલુકાના મોતા ગામમાં થયો હતો.

એમના સ્વ. પિતા શ્રી રામચંદ્ર માધવરાવ ભટ્ટ મુંબઇના પ્રતિષ્ઠિત અને સખાવતી શહેરી હતા. તેઓ જે. પી., સી. બી. ઇ. અને એમ. એલ. સી. હતા.

એલ્ફીન્સ્ટન કૉલેજમાં શિક્ષણ લઇને શ્રી પ્રભાશંકરભાઇ પોતાના પિતાના હસ્તક ચાલતી 'ધિ ક્રેસન્ટ ઇન્સ્યુરન્સ કું. લી.'

માં જોડાયા હતા, અને ૧૯૩૬ માં તેઓ સ્વર્ગવાસી થતાં તેઓ તેના મેનેજીંગ ડાયરેકટર થયા હતા, જે હોદ્દો તેઓ હાલમાં પણ ભોગવે છે.

ક્રેસન્ટ ઇન્શ્યુરન્સ કંપનીના મેનેજીંગ ડાયરેકટર ઉપરાંત તેઓ પનવેલ અને નડીઆદની ઇલેકટ્રીકલ કંપનીઓના અને પાર્વતી ટેક્ષટાઇલ મીલ્સ લી. (કલકત્તા)ના પણ ડાયરેકટર છે. તથા તેમના જ્ઞાતિજનો માટે મુંબઇમાં સસ્તાં ભાડાની ચાલીની સગવડતા માટેના શ્રી રામચંદ્ર માધવરાવ ભટ્ટ ચેરીટીઝ ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટી અને ગુર્જર ચોર્યાસી બ્રાહ્મણ જ્ઞાતિના ટ્રસ્ટી, જે. જે. હોસ્પીટલ, જી. ટી. હોસ્પીટલ અને એન. એમ. મેન્ટલ હૉસ્પીટલ (થાણા)ના સભ્ય તથા ચીલ્ડ્રન્સ એઇડ સોસાયટી, ડેવીડ સાસૂન ઇન્ડસ્ટ્રીયલ સ્કૂલ (માટુંગા), બૉમ્બે પ્રોવીન્શીયલ ઓલીમ્પીક એસોસીએશન, નવમી ઇન્ડીઅન ઓલીમ્પીક ગેમ્સ (૧૯૪૦) અને ગુર્જર ચોર્યાસી બ્રાહ્મણ જ્ઞાતિના ખજાનચી છે. તેમજ વેસ્ટર્ન ઈન્ડીઆ ઓટોમોબાઇલ્સ એસોસીએશન, એસોસીએશન ઑફ ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઝ, સોશીયલ સર્વિસ લીગ, ગૌરક્ષક મંડળી (મુંબઇ) અને આર. એમ. ભટ્ટ હાઇસ્કૂલ પરેલની કાર્યવાહક સમિતિના સભ્ય છે.

તેમણે મુંબઇની ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં રૂ. ૨૬૦૦૦૦ ના ખર્ચે વિદ્યાર્થીઓ માટે 'આર. એમ. ભટ્ટ હોસ્ટેલ' બંધાવી આપી છે અને પોતાના વતન મોતામાં માધવ ધર્માદા ઔષધાલય તથા માધવ એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ નિભાવે છે.

સને ૧૯૩૭ માં નામદાર સરકાર તરફથી તેમને કોરોનેશન મેડલ અને ૧૯૩૯ માં જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવેલ છે. આટલી ન્હાની ઉંમરે જે. પી. નો ઇલ્કાબ મેળવનારા તેઓ પહેલાજ હોવાનું કહેવાય છે.

## શ્રીયુત નંદવદન ઝવેરીલાલ ગોર. બી. એ., એલ એલ. બી.

મેનેજીંગ ડાયરેકટર, પ્રેસીડન્સી ઇન્સ્યુરન્સ કું. લી.



**Mr. Nandavadan Zaverilal Gor.** B. A., LL. B.

Managinng Director, Presidency Insurance Co. Ltd.

શ્રીયુત નંદવદનભાઇ ન્યાતે સાઠોદરા નાગર છે. એમનો જન્મ સને ૧૮૯૫ ના માર્ચના ૧૭ મી તારીખે નડીયાદ મુકામે થયો હતો.

એમના પિતા શ્રીયુત ઝવેરીલાલ લલ્લુભાઇ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા. તેઓ જમીનદાર પણ હતા. જમીન આજે પણ છે, જે માણસો મારફત ખેડાવાય છે.

શ્રી નંદવદનભાઇની બાલ્યાવસ્થા નડીયાદમાં વ્યતીત થયેલી અને તેમણે અભ્યાસ પણ નડીયાદમાંજ કરેલો. નડીયાદની ગવર્નમેન્ટ હાઇસ્કૂલમાંથી સને ૧૯૧૨ માં મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી તેમણે અમદાવાદ, જુનાગઢ અને વડોદરાની કૉલેજમાં વધુ અભ્યાસ કરેલો અને બી. એ. ની પરીક્ષા સને ૧૯૧૭ ના અરસામાં પસાર કરેલી. ત્યાર પછી ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં કાયદાનો અભ્યાસ કરીને સને ૧૯૧૯ માં એલ એલ. બી. ની પરીક્ષા પસાર કરેલી.

ધંધાની શરૂઆતમાં ત્રણેક વરસો નોકરીમાં પસાર કર્યા પછી સને ૧૯૨૨ માં તેમણે 'ગોર એન્ડ કંપની'ના નામથી આયાત નિકાસનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો હતો, અને ૧૯૨૪ માં પ્રેસીડન્સી લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીની સ્થાપના કરી હતી, જેના તેઓ મેનેજીંગ એજન્ટ અને સને ૧૯૩૯ ના ઑગષ્ટ માસથી વીમાનો નવો કાયદો અમલમાં આવતાં મેનેજીંગ ડીરેકટર છે. આ શિવાય પીન મેન્યુફેકચરીંગ કંપની લી., ઇન્ડીયન પેપર કલીપ્સ કંપની લીમીટેડ, પ્રોપર્ટી એન્ડ લોનસ લી., ક્રીસ્ટલ ગ્લાસ વર્કસ, સ્ક્રુ મેન્યુફેકચરીંગ વર્કસ, પીન પ્રિન્ટીંગ વર્કસ વિગેરે નાની નાની કંપનીઓ તેમણે સ્થાપી છે, જેના તેઓ મેનેજીંગ એજન્ટ છે.

તેઓ ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર, અને પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશનના સભ્ય તથા એસોસીએશન ઑફ ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઝની વ્યવસ્થાપક સમિતિના સભ્ય છે.

શ્રી નંદવદનભાઇ આપબળે આગળ વધેલા છે. એમની કોમને સામાન્ય રીતે સ્વતંત્ર ધંધા કરતાં નોકરી વધારે અનુકૂળ આવે છે, પરંતુ શ્રી નંદવદનભાઇ ડબલ ગ્રેજ્યુએટ હોવા છતાં નોકરી કે વકીલાત કરવાને બદલે સ્વતંત્ર ધંધો કરે છે, અને તેમાં તેઓ સારી રીતે ફતેહમંદ થયા છે એ નોંધને પાત્ર છે. નોકરીનો મોહ મુકીને સ્વતંત્ર ધંધો કરવા ઇચ્છતા એમની કોમના ગ્રેજ્યુએટોને એમનો દાખલો ઉપયોગી થઇ પડે તેવો છે.



## શ્રીયુત લક્ષ્મીનારાયણ વિશ્વનાથ વૈદ્ય.

મેનેજીંગ ડીરેકટર, શ્રી લાઇફ ઇન્સ્યુરન્સ કું. લી.



**Mr. Laxminarayan Viswanath Vaidya.**

Managing Director, Shree Life Insurance Co Ltd.

શ્રી લક્ષ્મીનારાયણભાઈ ન્યાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ સને ૧૮૯૯ના અકટોબરની ૨૦ મી તારીખે મોરબી મુકામે થયો હતો.

એમના પિતામહ શ્રી પ્રભુરામ જીવનરામ અને એમના પિતા શ્રી વિશ્વનાથભાઇ સુપ્રાસદ્ધ વ્યક્તિઓ છે.

બુધ્ધિવર્ધક ગુજરાતી સ્કૂલ, એલ્ફીન્સ્ટન મિડલ સ્કૂલ અને એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કર્યા પછી સને ૧૯૧૯ માં તેઓ સેંટ ઝેવીયર્સ કૉલેજમાં વધુ અભ્યાસ માટે દાખલ થયા હતા. વિદ્યાર્થી અવસ્થા દરમ્યાન તેઓ નાટ્ય પ્રયોગ તથા વક્તૃત્વ કળામાં હુશિયાર હતા અને ઇનામો તથા ચાંદ મેળવ્યા હતા.

ધંધાની શરૂઆત તેમણે ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બરમાં કરી હતી. જ્યાં તેના સેક્રેટરી શ્રી જયસુખલાલ મ્હેતાની સાથે તેના મદદનીશ તરીકે તેમને જીનીવા જવાની તક મળી હતી. જે વખતે યુરોપનો પ્રવાસ પણ તેમણે કર્યો હતો. સને ૧૯૨૪ સુધી જુદે જુદે સ્થળે કામ કર્યા પછી તેઓ પોતાના પિતાની 'શ્રી લાઇફ ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડ' માં જોડાઇ ગયા છે, જેમાં તેઓ આજ સુધી કામ કરે છે, અને એ કંપનીની જમાવટમાં તેમનો હિસ્સો નોંધને પાત્ર છે.

તેઓ એક જાણીતા ફ્રીમેસન છે. અને લૉજ કોર્નવોલીસના પાસ્ટ માસ્ટર (૧૯૩૫) લૉજ વિશ્વનાથના પહેલા માસ્ટર (૧૯૩૮) લૉજ આર્યનના માસ્ટર (૧૯૩૯) અને લૉજ ઇસ્ટર્ન સ્ટાર તથા લૉજ હેરમ ઑફ પાસ્ટ માસ્ટર્સના સભ્ય છે.

એમનું લગ્ન સને ૧૯૧૬માં ગઢડા મુકામે ભાવનગર રાજ્યના વહીવટદાર શ્રી માણેકલાલ સુંદરજીનાં પુત્રી શ્રીમતી પુષ્કરલક્ષ્મી સાથે થયું હતું. સંતાનમાં એમને એક પુત્ર અને બે પુત્રીઓ છે. પુત્રનું નામ શ્રી જગદીશ છે, જેની ઉંમર ૧૮ વર્ષની છે. અને સેંટ ઝેવીયર્સ કૉલેજમાં સાયન્સનો અભ્યાસ કરે છે. પુત્રીઓનાં નામ ચી. પ્રજ્ઞા અને ચી. કળા છે, તેમની ઉંમર અનુક્રમે ૧૪ અને ૧૦ વરસની છે. તેઓ હાલમાં અભ્યાસ કરે છે. બંને બ્હેનો સંગીતમાં સારી કુશળતા ધરાવે છે.

## શ્રીયુત જ્યોતિન્દ્ર હરિહરશંકર દવે. એમ. એ.

ઓરીએન્ટલ ટ્રાન્સલેટર.

શ્રી જ્યોતિન્દ્ર દવે ન્યાતે વડનગરા નાગર છે. એમનો જન્મ સને ૧૯૦૧ ના અકટોબરની ૨૧ મી તારીખે સુરતમાં થયો હતો.

એમની બાલ્યાવસ્થા સુરતમાં વ્યતીત થયેલી અને તેમણે શિક્ષણ પણ ત્યાંજ લીધેલું. સને ૧૯૧૯ માં તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી અને ત્યાર પછી એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજમાંથી ૧૯૨૩ માં બી. એ. ની પરીક્ષા પસાર કરેલી. ૧૯૨૫ માં એમ. એ. ની પરીક્ષા પસાર કરેલી. એક વરસ તેઓ એ કૉલેજના ફેલો નિમાયેલા.

શ્રી દવેએ લેખનપ્રવૃત્તિ સને ૧૯૨૧ માં શરૂ કરેલી. Benjamin Kidd ના Social Education નામના પુસ્તકનો અનુવાદ તેમણે કરેલો, જે વડોદરા રાજ્યની ભાષાંતર કચેરીએ તૈયાર કરાવેલ અને 'સામાજીક ઉત્ક્રાન્તિ' ના નામથી સને ૧૯૩૦ માં પ્રસિદ્ધ થયેલ. શ્રી દવેએ કેટલાંક વરસો સુધી શ્રી મુનશીના 'ગુજરાત' માસિકના ઉપતંત્રી તરીકે પણ કામ કરેલું, અને લગભગ દરેક મહિને તેમાં તેમના લેખો પ્રસિધ્ધ થતા હતા. બીજાં સામાયિકોમાં પણ અવરનવર તેમના લેખો પ્રસિદ્ધ થયા છે અને થાય છે.

સુરતની કૉલેજમાં એમણે ગુજરાતીના અધ્યાપક તરીકે કાર્ય કર્યું હતું અને મેટ્રિક તથા બી. એ. ની પરીક્ષાના ગુજરાતી પરીક્ષક તરીકે પણ યુનિવર્સિટી તરફથી તેઓ નીમાયા હતા.

શ્રી દવે સને ૧૯૩૮ થી મુંબઇ સરકારના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર નિમાયેલા છે. એ હોદ્દા પર નીમાનાર ઘણું કરીને તેઓ પહેલ્લાજ ગુજરાતી હિન્દુ છે.

એમનાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો નીચે મુજબ છે :—

( ૧ ) સામાજિક ઉત્ક્રાન્તિ (ભાષાન્તર). ( ૨ ) રંગતરંગ. ( ૩ ) મારી નોંધપોથી. ( ૪ ) ૧૯૩૪ નું ગ્રંથસ્થ વાઙ્મય. ( ૫ ) અમે બધાં (શ્રી ધનસુખલાલ મહેતા સાથે).



## શેઠ અરદેશર ફીરોજશાહ મર્ઝબાન. બી. એ.

અધિપતિ, જામે જમશેદ.



Sheth Ardeshar Firozshah Marzban. B. A.

Editor. Jame Jamshed.

શેઠ અરદેશર ન્યાતે પારસી છે, એમનો જન્મ સને ૧૯૧૪
॥ એપ્રીલની ૪ થી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો છાપખાનાનો અને વર્તમાનપત્રનો ધંધો પેઢીઓ થયાં કરે છે. 'જામે જમશેદ' નો વારસો એમને એમના પિતામહ શેઠ જહાંગીર બહેરામજી મર્ઝબાન અને 'ગપસપ' નો વારસો એમના પિતા શેઠ ફીરોજશાહ જહાંગીર મર્ઝબાન તરફથી મળ્યો છે.

શેઠ અરદેશરે મુંબઇની ન્યુ હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી તેઓ એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયેલા અને બી. એ. ની પરીક્ષા સને ૧૯૩૨ માં પસાર કરલી. ત્યાર પછી એમ. એ. ના અભ્યાસની શરૂઆત તેમણે કરેલી, પણ તે તુર્તજ મૂકી દીધેલ.

સને ૧૯૩૩ માં એમના પિતા બહેસ્તનશીન થતાં 'જામે જમશેદ' નું તંત્રીપદ એમના કાકા શેઠ સાવકશાહે સંભાળ્યું અને અરદેશર શેઠ મદદનીશ તંત્રી બન્યા. ૧૯૩૬ માં એમના કાકા બહેસ્તનશીન થતાં તેઓ 'જામે જમશેદ' ના તંત્રીપદ પર આવ્યા ત્યારથી તેઓ એ પત્રનું તંત્રીપદ સંભાળે છે. તેઓ 'જામે મજશેદ' ના તંત્રી થયા પછી એ પત્રની સાંજની આવૃત્તિ ૧૯૩૯ થી અને રવિવારની આવૃત્તિ ૧૯૪૦ ની શરૂઆતથી કાઢવાનું શરૂ થયું છે. રવિવારનું બત્રીસ પાનાનું પેપર લડાઇને લીધેની કાગળની મોંઘવારીમાં બે પૈસામાં આપવાથી તેના પહેલા અંકની બાવીસ હજાર નકલો કાઢવી પડી હતી એમ તેઓ જણાવે છે. 'જામે જમશેદ' ની ત્રણ આવૃત્તિઓ કાઢવા ઉપરાંત તેઓ 'ગપસપ' માં પણ રમુજી લેખો લખે છે.

તેમને વાંચનનો ભારે શોખ હોવાથી તેમણે ઘણાં પુસ્તકો વાંચેલાં છે, તેઓ કુશળ ચિત્રકાર પણ છે, અને નાટકો લખવા તથા ભજવવાનો શોખ પણ ધરાવે છે. સને ૧૯૩૧ માં એમના

પિતાએ સ્થાપેલ 'ઇન્ટર કૉલેજીયટ એમેચ્યુઅર સોસાયટી' ના તેઓ આગેવાન છે, અને જુદી જુદી સંસ્થાઓને મદદ કરવા માટે નાટકો વિગેરે ભજવવામાં તેઓ આગેવાની લીએ છે. તેમણે પોતે પણ ત્રણેક નાટકો લખેલાં છે.

તેમના પિતામહના સમયથી શરૂ થયેલ ખંડાલા સેનેટોરીયમ, ગરીબ જરથોસ્તીઓનું ફંડ અને પારસીઓ માટેની દાદર પરની સસ્તા ભાડાની ચાલીઓનું સંચાલન તેઓ કુશળતા પૂર્વક કરે છે, અને તેમાં નોંધને પાત્ર સુધારો થયેલો છે. તેઓ 'જામે' ના તંત્રીપદ પર આવ્યા પછી તેમના પ્રયાસથી ગરીબ પારસીઓની ચાલીઓ માટે બે લાખ રૂપિયા એકઠા થયા છે, અને ગરીબ જરથોસ્તીઓના ફંડમાં દર વરસે પંદરથી વીસ હજાર રૂપિયા થતા તેની હદ લગભગ ત્રીસ હજાર સુધી પહોંચી છે.

તેઓ પારસી કોમની ઘણીખરી સંસ્થાઓની સાથે સંબંધ ધરાવે છે, અને તેના સંચાલનમાં આગેવાનીભર્યો ભાગ લીએ છે.



## શેઠ જહાંગીર રૂસ્તમ વાચ્છાગાંધી.

અધિપતિ અને માલેક, સાંજ વર્તમાન.



Sheth J. R. Vatchhagandhi.
Editor & Prop., Sanj Vartman.

'સાંજ વર્તમાન' ના હાલના અધિપતિ અને માલેક શ્રી વાચ્છાગાંધી ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૯૦૦ ના અરસામાં મુંબઈમાં થયો હતો.

અંગ્રેજી અભ્યાસ કર્યા પછી વીસેક વર્ષની ઉંમરે તેઓ પોતાના પિતાની માલેકીના 'સાંજ વર્તમાન' પત્રમાં જોડાયા હતા, અને છાપખાનાનો તથા પત્રકારિત્વનો અનુભવ મેળવ્યો હતો.

એમના પિતા બહેસ્તનશીન થયા પછી 'સાંજ વર્તમાન'નું તંત્રીપદ તેમણે સંભાળેલું, ત્યારથી આજ સુધી તેઓ તેનું સંચાલન કરે છે.

એમણે યુરોપનો પ્રવાસ કરેલો છે.

તેઓ મુંબઇની વાચ્છાગાંધી અગીયારી અને ચરવડાની દીવાનાશાળાના પારસી દરદીઓ માટેના ફંડના એક ટ્રસ્ટી અને ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર તથા રૉટરી કલબના સભ્ય છે.

'સાંજ વર્તમાન'ની કીર્તિ, આબાદી અને સફાઇ (Decency) તેમણે જેવી ને તેવી ટકાવી રાખેલ છે એ બદલ તેમને અભિનંદન ઘટે છે.

## શ્રીયુત સોરાબજી પાલનજી કાપડીઆ.

અધિપતિ, મુંબઇ સમાચાર.

'મુંબઇ સમાચાર'ના હાલના અધિપતિ શ્રી કાપડીઆ ન્યાતે પારસી છે. તેમનો જન્મ ગરીબ માતપિતાને ત્યાં થયેલો, છતાં ભારે પુરૂષાર્થ કરીને એ જમાનામાં મુશ્કેલ એવી કેળવણી તેમણે લીધેલી અને પછી વર્તમાનપત્રના ધંધામાં જોડાયેલા.

એ ધંધાનાં પહેલાં પગથીયાંથી ધીમે ધીમે આગળ વધીને તેઓ હાલની સ્થિતિએ પહોંચ્યા છે.

'અખબારે સોદાગર' પછી 'સાંજવર્તમાન'માં તેઓ દાખલ થયેલા, જ્યાં વરસો સુધી તેમણે કામ કરેલું અને તેની જમાવટ તથા પ્રતિષ્ઠામાં નોંધને પાત્ર ફાળો આપેલો. 'સાંજ'ની સામે બર્મામાં મંડાયેલા એક કેસને અંગે લાંબો સમય 'સાંજ'નું કાર્યાલય ત્યાં લઇ જવું પડેલું, જેનું સંચાલન શ્રી કાપડીયાએ કરેલું. ત્યાર પછી શ્રી નવરોજજી બેલગામવાળાએ 'મુંબઇ સમાચાર'ની લગામ હાથમાં લેતાં તેઓ તેમાં જોડાયેલા અને તેને હાલનું સ્વરૂપ આપવામાં સક્રિય ફાળો આપેલો. 'સમાચાર'ને તેમણે ભારે કેળવ્યું અને 'Bombay Chronicle' શ્રી બેલગામવાળાએ લેતાં તેને નવજીવન આપવામાં પણ શ્રી કાપડીઆએ જહેમત કરી. એ બે પત્રોને જમાવવામાં શ્રી કાપડીઆએ રાતનો દિવસ કરીને કામ કર્યું. એ બે પત્રો ઉપરાત 'Voice of India' ની સ્થાપના અને 'Indian Daily Mail' ના સંચાલનમાં પણ શ્રી કાપડીઆનો હિસ્સો નોંધને પાત્ર હતો.

જૈન જગત, મુખબીરે ઇસ્લામ, અને વહોરા ચર્ચા વિગેરે 'સમાચાર'ના કોમી વિભાગો શ્રી કાપડીઆની વિશિષ્ટતા છે અને તેનું સંપાદન તેઓ કાળજી પૂર્વક કરે છે.

'સમાચાર' અને 'Chronicle' શ્રી બેલગામવાળાના હાથમાંથી શ્રી કામા શેઠના હાથમાં જવા છતાં શ્રી કાપડીયાનું સ્થાન અચળ રહી શકયું છે એટલાં ઉંડા મૂળ તેમણે એ પત્રોમાં જમાવ્યાં છે, અને ગમે તે માલેક બનતાં સુધી તેમને તેમના હોદ્દા પર ચાલુ રાખે એવી કુનેહ તેઓ ધરાવે છે. 'સમાચાર' સાથે સંબંધ ધરાવનારાં ઘણાં માણુસોને 'સમાચાર'ના માલેકની ખબર પણ નથી હોતી, તેઓ તો શ્રી કાપડીયાને જ 'સમાચાર'ના સર્વાધિકારી માને એટલા શ્રી કાપડીયા તેમાં ઓતપ્રોત થઇ ગયા છે.

વર્તમાનપત્રોની આલમમાં શ્રી કાપડીયાનું ચોક્કસ સ્થાન છે, અને પત્રકારિત્વના ઇતિહાસમાં સદાને માટે જળવાઇ રહે એવું એ નામ છે.

ઘણાં પત્રોનું સંચાલન કરવા છતાં, પત્રના માલેક થવાનો તીવ્ર પ્રયાસ શ્રી કાપડીયાએ કર્યો નથી એ પણ એમની એક વિશિષ્ટતા છે.

ગરીબ સ્થિતિમાં જન્મેલ અને ઝાઝો અભ્યાસ નહિ કરેલ એવો માણુસ પણ પુરૂષાર્થ અને પ્રારબ્ધના જોરે ઇલાકાના અગ્રગણ્ય પત્રોનો કર્તાકારવતા ( Whole and Sole ) થઈ શકે છે એનું દૃષ્ટાંત શ્રી કાપડીયાની કારકીર્દિ આપણુને પુરૂં પાડે છે.

પત્રકારિત્વના ધંધામાં આગળ આવવા ઇચ્છનારાઓએ શ્રી કાપડીયાની કુનેહ અને તેમના પુરૂષાર્થનો અભ્યાસ કરવાની જરૂર છે.



**શ્રીયુત સૈયદ અબ્દુલા બ્રેલ્વી.** એમ. એ., એલએલ. બી.
અધિપતિ, બૉમ્બે ક્રોનીકલ.

શ્રી બ્રેલ્વી ન્યાતે મુસ્લીમ છે. એમનો જન્મ સને ૧૮૯૧ માં થયો હતો. તેઓ સને ૧૯૧૧ માં એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી ગ્રેજ્યુએટ થયા હતા.

તેઓ 'બૉમ્બે ક્રોનીકલ'ના તંત્રી વિભાગમાં ૧૯૧૫ માં અગ્રલેખ લખનાર તરીકે દાખલ થયા હતા. ૧૯૧૭માં જુનીયર આસીસ્ટન્ટ એડીટર અને ૧૯૧૮ માં સીનીયર આસીસ્ટન્ટ એડીટર થયા પછી ૧૯૨૫ માં 'બૉમ્બે ક્રોનીકલ'ના તે વખતના તંત્રી શ્રી હોર્નીમેન દેશનિકાલ થતાં શ્રી બ્રેલ્વી તેમની જગ્યાએ તંત્રી નિમાયા હતા. સને ૧૯૨૦ થી ૧૯૨૪ સુધી સ્વ. મી. પીકથોલની સાથે તેમણે જોઇન્ટ એડીટર તરીકે કામ કર્યું હતું. હાલમાં તેઓ 'બૉમ્બે ક્રોનીકલ' ના અધિપતિ છે.

શ્રી બ્રેલ્વી, ઑલ ઇન્ડીઆ કોંગ્રેસ કમિટીના સભ્ય છે, અને ૧૯૩૦ માં કોંગ્રેસની વર્કીંગ કમિટીના અવેજી સભ્ય હતા.

સને ૧૯૩૦ ની સત્યાગ્રહની ચળવળમાં તેમણે ભાગ લેવાથી નવેમ્બર મહિનામાં તેમની ધરપકડ થઇ હતી, અને ૧૯૩૧ ના જાન્યુઆરીની ૨૬ મી તારીખે ગાંધીજી અને વર્કીંગ કમિટીના બીજા સભ્યોની સાથે તેમનો છૂટકારો થયો હતો. સને ૧૯૩૨ માં સત્યાગ્રહ ચળવળમાં ભાગ લેવાથી તેમને બે વરસની સખત કેદની સજા થઇ હતી, પણ ૧૯૩૩ ના અકટોબરની ૭ મી તારીખે કોંગ્રેસ અને સરકારની વચ્ચે સુલેહ થતાં સહુની સાથે તેમનો પણ છૂટકારો થયો હતો.

શ્રી બ્રેલ્વીને 'બૉમ્બે ક્રોનીકલ'ના તંત્રી વિભાગમાં કામ કરતાં આજે લગભગ પચીસ વરસ થયાં છે, એટલે તેમની ગણત્રી એક જામેલા પત્રકાર તરીકે કરી શકાય.

## શ્રીયુત શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી.

અધિપતિ, જન્મભૂમિ.



**Mr. Shamaldas Laxmidas Gandhi.**

Editor, Janmbhoomi.

સને ૧૯૩૭ માં એક પરદેશી પેઢીનો પ્રતિનિધિ મુંબઇમાં આવેલો. એને બીજાં કેટલાંક કામોની સાથે એક કામ મુંબઈનાં વર્તમાનપત્રોની સાથે પોતાની જાહેરખબરના કરાર કરવાનું પણ હતું. એ કામને અંગે જાણીતા પત્રકારોને જાતે મળવાની એની ઇચ્છા હતી અને એટલા માટે એણે મુંબઈનાં વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને ખાણાંના મેળાવડા પર નોતર્યા હતા.

હિંદુસ્થાન હિંદીઓની માતૃભૂમિ હોવા છતાં આવા લગભગ ઘણાખરા પ્રસંગે વ્યવસ્થાનું સુકાન પરદેશીભાઇઓ હિંદીઓના હાથમાંથી સરકાવી લીએ છે, અને ગમે તે કારણે હિંદીઓ પણ તે સરકવા દે છે. આ મેલાવડા વખતે પણ એવુંજ બનેલું.

મેલાવડામાં નોતરેલા બધા ગૃહસ્થો આવી ગયા હતા, અને સહુ પોતપોતાની જગ્યાએ બેસી ગયા હતા. માત્ર એકજ જુવાન બેસવાને બદલે, પોતાનાં નામવાળી ખુરશી પાસે ક્રોધિત વદને ઉભો હતો.

જમવાનું પીરસવાની તૈયારી થઇ ત્યાં સુધી એ જુવાન બેઠો નહિ, એટલે સંચાલકોનું ધ્યાન તેના તરફ દોરાયું અને તેને બેસી જવાની ભલામણ કરવામાં આવી.

જવાબમાં એ જુવાને તે દિવસની બેઠકોની વ્યવસ્થા કોણે કરી છે તેનો ખુલાસો પુછયો, અને પત્રકાર મંડળના નિયમ પ્રમાણે એ ગોઠવણ કરવામાં નથી આવી, તથા એ ગોઠવણમાં પોતાને અન્યાય થયો છે એવી ફરીયાદ કરી.

કેટલીક વાટાઘાટને અંતે જ્યારે યોગ્ય જગ્યાએ એનું આસન નિયત કરવામાં આવ્યું ત્યારે તેણે પોતાની બેઠક લીધી, અને મેલાવડાનું કામ શરૂ થયું.

એ પાણીદાર પત્રકારનું નામ શ્રી શામળદાસ ગાંધી.

*

એક વખત એક રાજાના જનાનામાંથી ત્રણ સ્ત્રીઓ ભાગી છુટયાની શ્રી ગાંધીને ખબર પડી. એનું કારણ શોધવા તેમણે વિચાર કર્યો, અને એ રાજાને કિંમતી સાડીઓ ખરીદ કરવી છે એવા સમાચાર મેળવીને સાડીના નમૂનાઓ સાથે સાડીના વેપારીના પ્રતિનિધિ તરીકે રાજા બંગલામાંથી બહાર ગયાના

ખબર મેળવ્યા પછી તેઓ રાજાને સાહડીઓ બતાવવા ગયા. રાજા ગેરહાજર હોવાથી માણસોએ તેમને રાજા આવે ત્યાં સુધી બેસવાનું કહ્યું. શ્રી ગાંધીએ તક જોઇને એક માણસના હાથમાં થોડા સીક્કા સેરવી દીધા, અને તેનાથી રાજી થયેલા માણસે પેલી નાસી છુટેલી ત્રણે સ્ત્રીઓ પર વીતાડવામાં આવેલાં વિતકોની બધી વાત શ્રી ગાંધીને કહી સંભળાવી, અને વળતે દિવસે વર્તમાનપત્ર વાંચનાર જનતા એ બનાવ વાંચીને ચોંકી ઉઠી.

*

અરેબીયાનો કર્નલ લોરેન્સ મુંબઇમાં આવ્યાના ખબર એક વખત શ્રી ગાંધીને મળ્યા. એ માણસને શોધીને તેને લગતી હકીકત પ્રસિદ્ધ કરવાનો શ્રી ગાંધીએ વિચાર કર્યો. એને લગતી તપાસ મુંબઇની બધી હૉટેલોમાં કરતાં મારવાડી બજારની એક હૉટેલમાં 'પીર કરમશાહ' આવેલ હોવાના તેમને ખબર મળ્યા. શ્રી ગાંધી સમજી ગયા કે જેને પોતે શોધે છે તે એજ માણસ હોવો જોઇએ.

હૉટલવાળો સીધી રીતે એ માણસની પાસે કોઇને જવા દે એમ હતું નહિ, એટલે શ્રી ગાંધીએ એક યુક્તિ કરી. તેણે હૉટલવાળાને જણાવ્યું કે શેરના સટ્ટામાં મને મોટી ખોટ જવાથી હું પાયમાલ થઇ ગયો છું, હવે મારી એકજ ઇચ્છા મારા ગુરૂ પીર કરમશાહનાં ચર્ણસ્પર્શ કરવાની છે. પણ હૉટલવાળાએ તેમને દાદ દીધી નહિ, એટલે શ્રી ગાંધીએ જણાવ્યું કે મારા ગુરૂનાં દર્શન પણ તમે મને નહિ કરવા દીઓ તો હું ઝેર ખાઇને આપઘાત કરીશ. એ વાતની અસર હૉટલવાળા પર થઇ અને તેણે ઉપર જઇને પીર કરમશાહને એ વાત કરી. હૉટલવાળો ઉપર ગયો એટલે શ્રી ગાંધીએ પીર કરમશાહની બૅગમાંથી

તેનો ફોટો હૉટલવાળાના એક નોકર મારફત મેળવી લીધો, અને દૂર ઉભા રાખેલા પોતાના એક સહકારીને તે આપી દીધો.

ત્યાર પછી શ્રી ગાંધીએ પીર કરમશાહને મળીને તેમને પ્રણામ કર્યા, અને પીર કરમશાહે તેમને આશીર્વાદ આપ્યા.

પરંતુ બીજે દિવસે વર્તમાનપત્રના વાંચનારાઓ એ ભેદી માણસનું મુંબઇમાં આગમન જાણીને ચોંકી ઉઠયા.

*

ગુજરાતી રોજીંદા પત્રોમાં નવીજ ભાત પાડનાર અને મોડું જન્મવા છતાં જુનાં પત્રો પર સરસાઇ ભોગવનાર 'જન્મભૂમિ'ના હાલના તંત્રી શ્રી શામળદાસ ગાંધી ન્યાતે મોઢ વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૫૩ ના ચૈત્ર વદ ૧૦ ના રોજ રાજકોટ મુકામે થયો હતો.

શ્રી શામળદાસ ગાંધીના પિતામહ શ્રી કરમચંદ ગાંધી કાઠીઆવાડના એક મુત્સદી તથા પોરબંદર, જુનાગઢ અને રાજ-કોટના દીવાન તરીકે સુવિખ્યાત છે. એમના કાકા શ્રી મોહનદાસ કરમચંદ ગાંધી તો જગપ્રખ્યાત છે.

શ્રી શામળદાસના પિતા લક્ષ્મીદાસ ગાંધી પણ કાઠીઆવાડના કેટલાક રાજવંશીઓ સાથે સંબંધ ધરાવતા હતા, એ સંબંધને લઇને સને ૧૯૦૧ માં પોરબંદરના સ્વ. મહારાણાશ્રી ભાવસિંહજી રાજ્યારૂઢ થયા ત્યારે, તેમને પોરબંદર તેડી ગયા હતા, જ્યાં તેમને ટ્રેઝરી, બરદાસી ખાતું અને હિસાબીખાતાંના ઉપરીના હોદ્દાઓ આપવામાં આવ્યા હતા. તેઓ શ્રદ્ધાળુ અને ધાર્મિકવૃત્તિના હોઇને બીલખા આનંદાશ્રમના સ્થાપક સ્વ. શ્રી નથુરામ શર્માના એક શિષ્ય હતા.

શ્રી શામળદાસે પોરબંદરની ભાવસિંહજી હાઇસ્કૂલમાં અંગ્રેજી ચાર ધોરણનો અભ્યાસ કર્યો હતો. વિદ્યાર્થી તરીકેની

તેમની કારકીર્દિ 'અમલદારના પુત્ર' જેવી હતી, અને સામાન્ય રીતે તેમની ગણત્રી તોફાની છોકરાઓમાં થતી હતી.

તેમનો અભ્યાસ ચાલુ હતો ત્યાંજ તેમના પિતાનો સ્વર્ગવાસ થવાથી, કુટુંબનો બોજો તેમના પર આવી પડયો હતો, અને તેથી અભ્યાસ મુકીને તેમને નોકરીમાં જોડાવું પડયું હતું. રાજ્યના એક આશ્રિત તરીકે તેમને એક કારકુનની નોકરી આપવામાં આવી હતી, પરંતુ અમલદારના પુત્ર તરીકે ઉછરેલ શામળદાસ ઉપરીઓની તાબેદારી સહન નહિ કરી શકવાથી તેમણે નોકરી મુકી દીધી હતી.

સને ૧૯૧૯ ના અરસામાં ગાંધીજીએ અમદાવાદમાં 'નવજીવન' છાપખાનાંની અને 'નવજીવન' તથા 'Young India' પત્રોની સ્થાપના કરતાં શ્રી શામળદાસ તેમાં જોડાયા હતા અને બીબાં ગોઠવવાનું, છાપવાનું, ભુલો સુધારવાનું, પ્રુફ વાંચવાનું અને એવું જ બીજું છાપખાનાં તથા વર્તમાનપત્રને લગતું કામ શીખ્યા હતા. એજ અરસામાં તેમણે 'અમૃતસરની વીરાંગના' નામની એક પુસ્તિકા પ્રસિદ્ધ કરી હતી. તે પહેલાં પણ તેઓ મોઢ મહોદય, અંકુશ અને ખેડા વર્તમાન વિગેરે પત્રોમાં લેખો લખતા હતા.

સને ૧૯૨૦ માં તેઓ મુંબઈ આવીને રહ્યા હતા, અને રૂ બજાર તથા શેર બજારમાં ધંધો કરવાની સાથે કેટલાંક વર્તમાનપત્રોમાં લેખો લખતા હતા.

પત્રકાર થવાને સરજાયેલા શ્રી ગાંધીને રૂ બજાર અને શેર બજારે નિરાશ કર્યા અને વર્તમાનપત્રોએ તેમને અપનાવી લીધા. પડદા પાછળ રહીને તેઓ પત્રોમાં લખતા હતા અને કેટલાંક પત્રોમાં વાર્તાઓ વિગેરે પોતાના નામથી લખતા હતા, એમ

કરતાં તેઓ 'હિંદુસ્થાન-પ્રજામિત્ર' દૈનિકના રીતસર તંત્રી થયા અને ત્યારથી વર્તમાનપત્રોની આલમમાં તેમનું નામ જાણીતું થયું. મુંબઇના તે વખતના ગવર્નરની વિદાય વખતે 'હિંદુસ્થાન-પ્રજામિત્ર'ના તંત્રીસ્થાનેથી તેમણે લખેલ અગ્રલેખે વર્તમાનપત્રોની આલમમાં અને જાહેર પ્રજામાં ભારે સનસનાટી મચાવેલી.

સ્વતંત્ર રહેવાને ટેવાયેલા શ્રી ગાંધીએ અમુક સમય પછી એ નોકરી પણ મુકી દીધી અને ઘરનું છાપખાનું ઉભું કરીને 'કર્મભૂમિ' નામનું અઠવાડિક ચાલુ કર્યું. એ અઠવાડિકે વર્તમાનપત્ર તરીકે તો ઠીક નામના મેળવી, પરંતુ આર્થિક રીતે શ્રી ગાંધીને તેણે લાભ કરવાને બદલે નુકશાનીમાં ઉતારી દીધા એટલે તે પત્ર બંધ કર્યું અને છાપખાનું વેચી નાખ્યું. ત્યાર પછી કેટલાંક પત્રોમાં છુટુંછવાયું કામ કર્યા પછી તેઓ 'મુંબઇ સમાચાર' માં જોડાયા અને તેની અઠવાડિક આવૃત્તિના તંત્રી નિમાયા. એ અઠવાડિકના તંત્રીસ્થાનેથી લખાતા તેમના 'પંચ બોલે તે.......' 'સમય દેવને ડગલે ડગલે' તથા 'કાઠીઆવાડની કથની' વિગેરે લેખો તથા 'દિપોત્સવી' અંકો લોકપ્રિય થયા.

ત્યાર પછી મુંબઇમાં 'ધિ સ્ટેટસ પીપ્લસ લીમીટેડ' નાં પત્રો ચાલુ થતાં શ્રી ગાંધી તેમાં જોડાયા અને શ્રી અમૃતલાલ શેઠ તથા શ્રી મણીશંકર ત્રિવેદી પછી તેના તંત્રી નિમાયા.

શ્રી ગાંધીના તંત્રીપણા નીચે 'જન્મભૂમિ' એ મેળવેલી પ્રખ્યાતી અને સાધેલી પ્રગતિ નોંધને પાત્ર છે.

એક પત્રકાર તરીકેની શ્રી ગાંધીની કુશળતાથી સને ૧૯૩૭ માં કરાંચી મુકામે મળેલી પત્રકાર પરિષદ્‌ના તેઓ પ્રમુખ ચુંટાયા હતા.

શ્રી ગાંધી કાઠીઆવાડી હોઇને, કાઠીઆવાડના અને રાજસ્થાનોના પ્રશ્નોમાં ભારે રસ લે છે. તેઓ મુંબઇનાં કાઠીઆવાડ

પ્રજા મંડળ અને બીજાં પ્રજા મંડળોના લગભગ સૂત્રધાર છે.

શ્રી ગાંધી એક આગેવાન મહાસભાવાદી છે, અને પત્રકારના ધંધામાં પડ્યા ત્યારથી આજ સુધીમાં મહાસભાને ટેકો આપવામાં તેમણે પોતાની કલમનો નોંધવા યોગ્ય ઉપયોગ કર્યો છે. તેઓ શ્રી વલ્લભભાઇ પટેલના લેફ્ટેનન્ટ છે અને સને ૧૯૩૮ ના ડીસેમ્બરની ૨૫ મી તારીખે થયેલ રાજકોટની ઐતિહાસિક સંધી વખતે શ્રી વલ્લભભાઇ પટેલની સાથે વાટાઘાટમાં અને સંધીમાં તેઓ પણ સામેલ હતા.

શ્રી ગાંધીનો અંગ્રેજી અભ્યાસ ચાર ચોપડી જેટલો હોવા છતાં તેઓ અંગ્રેજી લેખો ડબલ ગ્રેજ્યુએટ અથવા કોઇ પણ અંગ્રેજ લેખકની બરોબરી કરી શકે તેવા લખે છે, અને અંગ્રેજીમાં એવાંજ સરસ ભાષણો આપી શકે છે.

એક લેખક અને પત્રકાર હોવા ઉપરાંત શ્રી ગાંધી એક સમર્થ વક્તા છે, અને ભાષણ વખતે શ્રોતાઓને મંત્રમુગ્ધ કરવાની શકિત તેઓ ધરાવે છે, જે સભામાં એમની હાજરી હોય તે સભામાં તેઓ ન બોલવાના હોય તો પણ લોકો તેમને બોલવાની ફરજ પાડે છે, અને જે સભામાં તેઓ હાજરી આપવાના હોય તે સભામાં શ્રોતાઓની સંખ્યા સારા પ્રમાણમાં વધી જાય છે.

વર્તમાનપત્રોમાં અગ્રલેખો તો બધાં પત્રો લખે છે, સમાચારો પણ બધાં પત્રો મેળવે છે, અને સમાચારોને પ્રસિદ્ધિ પણ બધાં પત્રો આપે છે, પણ શ્રી ગાંધીની અગ્રલેખની શૈલી, સમાચારો મેળવવાની રીત અને તે રજુ કરવાની ખુબી બીજાં પત્રોથી નિરાળી છે, અને તેને લઇનેજ 'જન્મભૂમિ' મોડું જન્મવા છતાં કેટલાંક જુનાં પત્રો પર સરસાઇ ભોગવે છે.



# શ્રીયુત સીતારામ જયસિંહ શર્મા.

અધિપતિ, હિંદુસ્થાન પ્રજામિત્ર.



**Mr. Sitaram Jaysinh Sharma.**

Editor, Hindusthan Prajamitra.

શ્રીયુત સીતારામભાઇ ન્યાતે બ્રહ્મભટ્ટ છે. એમનો જન્મ સને ૧૮૯૧ના ઑગષ્ટની ૧૬ મી તારીખે પ્રાંતીજ મુકામે થયો હતો.

એમના પિતા એમને પાંચ વરસની ન્હાની વયના મુકીને સ્વર્ગવાસી થવાથી તેઓ મોશાળમાં ઉછર્યા હતા.

તેમની બાલ્યાવસ્થા તેમના વતનમાં વ્યતીત થયેલી અને તેમણે સાત ગુજરાતી તથા પાંચ અંગ્રેજી ધોરણનો અભ્યાસ કરેલો. આર્થિક પ્રતિકૂળતાને લીધે વધુ અભ્યાસ નહિ થવાથી તેઓ લોકલ બૉર્ડની શાળામાં શિક્ષક તરીકે નોકરીમાં જોડાઇ ગયા હતા. ત્યાર પછી મુંબઇ આવીને વેપારીની પેઢીમાં નામું લખનાર તરીકે તેઓ નોકર રહ્યા હતા, અને ગુજરાતી નાટક કંપનીમાં ટીકીટ આપનાર તરીકે પણ તેમણે નોકરી કરી હતી. ત્યાર પછી મહીકાંઠા એજન્સીમાં અને 'વડોદરા વર્તમાન' તથા 'ગુજરાતી પંચ'માં તેમણે નોકરી કરી હતી.

નોકરી કરવાની સાથે જુદાં જુદા પત્રોમાં લેખો અને વાર્તાઓ લખવાની પ્રવૃત્તિ પણ તેઓ કરતા હતા. લખવાની શરૂઆત તેમણે સને ૧૯૦૯ માં પોતાની કોમના 'બ્રહ્મભટ્ટ શુભેચ્છક'માં કરી હતી, ત્યાર પછી 'વડોદરા વર્તમાન'માં ચાલુ વાર્તા લખી હતી. સને ૧૯૦૭ માં તેમણે 'હિંદુસ્થાન પ્રજામિત્ર'માં લખવાનું શરૂ કર્યું હતું, અને ત્યારથી એ પત્રની સાથે બંધાયેલો તેમનો સંબંધ પ્રતિદિવસ દૃઢતર થતો ગયો છે. સને ૧૯૨૦ થી ૧૯૨૨ સુધી તેમણે પોતાની કોમના 'સુભટ્ટ' માસિકનું સંચાલન કર્યું હતું. 'હિંદુસ્થાન પ્રજામિત્ર' સાથેનો તેમનો સંબંધ દૃઢતર થતાં તેઓ 'નવયુગ' માસિકના તંત્રી નિમાયા હતા, અને ત્યાર પછી 'પ્રજામિત્ર–કેસરી' અઠવાડિકના તંત્રી નિમાયા હતા. સને ૧૯૩૩ થી ૧૯૩૭ સુધી શ્રી શર્મા 'હિંદુસ્થાન પ્રજામિત્ર'ના તંત્રીપદે હતા અને પાછા ૧૯૩૯ ના સપ્ટેમ્બરથી તેઓ એજ સ્થાન પર છે.

શ્રી શર્માએ જુદાં જુદાં પત્રોમાં સંખ્યાબંધ લેખો, વાર્તાઓ અને કવિતાઓ લખવા ઉપરાંત કેટલાંક પુસ્તકો પણ લખેલાં છે.

## શેઠ એરચશાહ રૂસ્તમજી હીરજીબેહદીન. જે. પી.

અધિપતિ અને માલેક, કયસરે હિંદ.



Sheth Erachshah Rustamji HirjiBahedin. J. P.

Editor & Proprietor, Kaiser-i-Hind.

બાર વરસની નાની ઉંમરે ખબરપત્રીનું કામ કરનાર, જે પત્રના પોતે ખબરપત્રી હતા તે પત્રના માલેક બનવાને ભાગ્ય-

શાળી થનાર અને એક ગુજરાતી તથા એક અંગ્રેજી એમ બે પ્રસિદ્ધ પત્રોના માલેક અને અધિપતિ શેઠ એરચશાહનું જીવન આપબળે આગળ વધવા ઇચ્છનારને માટે એક સુંદર દ્રષ્ટાંત પુરૂં પાડે છે.

શેઠ એરચશાહનું મંતવ્ય છે કે, Journalists are born, note made, એટલે કે પત્રકારો જન્મ છે, બનાવાતા નથી.

શેઠ એરચશાહ ન્યાતે પારસી છે, એમનો જન્મ સને ૧૮૮૨ માં વડોદરામાં થયો હતો.

તેમની બાલ્યાવસ્થા વડોદરામાંજ વ્યતીત થયેલી, અને તેમણે ગુજરાતી અંગ્રેજી અભ્યાસ ત્યાંજ કર્યો હતો.

બાર વરસની ન્હાની ઉંમરે તેમણે વડોદરામાંથી પ્રકટ થતાં 'સયાજી વિજય' પત્રમાં લખવાની શરૂઆત કરેલી, તે પછી તેઓ મુંબઇથી પ્રસિદ્ધ થતાં 'જામે જમશેદ' પત્રના વડોદરાના ખબરપત્રી નિમાયેલા, અને તેજ વરસમાં 'કયસરે હિંદ' પત્ર, જેના તેઓ હાલ માલેક છે, તેના વડોદરાના ખબરપત્રી નિમાયેલા.

ખબરપત્રી તરીકે ઉત્તેજન મળ્યા પછી એમણે એ પત્રોમાં પારસી સવાલો સંબંધે લેખો લખવાની શરૂઆત કરી હતી. એ લખાણો 'કયસરે હિંદ' ના અધિપતિ કોઇ કોઇ વખત અધિપતિની નોંધમાં પણ પ્રસિદ્ધ કરતા હતા.

ઓગણીસ વરસની ઉંમરે શેઠ એરચશાહ પોતાના માનીતા પત્રકારિત્વના ધંધામાં જોડાવા માટે મુંબઇ આવ્યા, અને 'જામે જમશેદ' ના અધિપતિ શેઠ જહાંગીરજીને મળીને તેમને પોતાની ઇચ્છા જણાવી. શેઠ જહાંગીરજી એમની ઉંમર જોઇને ચકિત થયા, પણ એરચશાહનો તેમને અનુભવ હોવાથી ૩૦) રૂપિયાના પગારની રિપોર્ટરની નોકરી આપી. એ રીતે સને ૧૯૦૨ ના

મે મહિનામાં શ્રી એરચશાહ પત્રકારિત્વના ધંધામાં બીજું પગથીયું ચડયા.

રિપોર્ટરનું કામ કરવાની સાથે શ્રી એરચશાહે 'બેહદીન' ના તખલ્લુસથી 'જામે જમશેદ' માં લેખો પણ લખવા માંડયા અને કોઇ કોઈ વખત એડીટોરીયલ નોંધો પણ લખવા માંડી. તેમની એવી ચાલાકીથી સને ૧૯૦૫ માં તેમનો પગાર દશ રૂપિયા વધારવામાં આવ્યો.

સને ૧૯૦૬ માં 'પારસી' પત્ર જે તે વખતે અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થતું હતું, તેમાં ગુજરાતી વિભાગ દાખલ કરવાનો તેના અધિપતિને વિચાર થયો અને તેને માટે લાયક તંત્રીની શોધ કરતાં શ્રી એરચશાહ તેમને મળી ગયા. એ રીતે શ્રી એરચશાહ સને ૧૯૦૬ માં 'પારસી' પત્રમાં તેના ગુજરાતી વિભાગના અધિપતિ તરીકે જોડાતાં 'જામે જમશેદ' માંથી તેમણે રાજીનામું આપ્યું.

પારસી કોમને લગતા સવાલોમાં 'જામે જમશેદ'ની અને 'પારસી'ની નીતિ એકબીજાથી વિરૂધ્ધ હતી, તેથી બંને પત્રોમાં અરસપરસ વિરૂધ્ધ લખાણો પ્રસિધ્ધ થતાં હતાં. સને ૧૯૦૯ માં વિરોધ છેલ્લે પાટલે પહોંચ્યો હતો, અને બદનક્ષીની ફરીયાદનું સ્વરૂપ લેવાની તૈયારીમાં હતો, પણ અંતે તેનું સમાધાન થયું હતું.

એ એરસામાં 'પારસી' અઠવાડિકની લોકપ્રિયતા વધવાથી, તાતાઓ, પીટિટો અને વાડીયાઓના ટેકાથી એક લીમીટેડ કંપની ઉભી કરવામાં આવી, અને 'પારસી'ની અઠવાડિક ઉપરાંત રોજીંદી આવૃત્તિ પણ પ્રસિધ્ધ થવા લાગી. એ બંને આવૃત્તિના અધિપતિ તરીકે શેઠ એરચશાહે સને ૧૯૧૪ સુધી કામ કર્યું હતું.

એ અરસામાં 'કયસરે હિંદ'ના માલેક તે પત્ર વેચી નાખીને છુટા થવા માગે છે એવા સમાચાર શ્રી એરચશાહને મળતાં સને ૧૯૧૫ના જાન્યુઆરીમાં તેમણે રૂપિયા પાંચ હજાર આપીને તે ખરીદી લીધું હતું. એ વખતે તેનાં ગ્રાહકોની સંખ્યા ૪૦૦) જેટલી અને જાહેર ખબરોની આવક વાર્ષિક રૂપિયા ૫૦૦) જેટલી હતી.

'કયસરે હિંદ' ની ખરીદી પછી શ્રી એરચશાહે તેની એવી સરસ ખીલવણી કરી કે, તે વખતના હાઈકોર્ટના જજ સ્વ. સર દીનશાહ દાવરે તેનાં વખાણ કરતો એક પત્ર પ્રકટ કર્યો હતો, જેનો સાર એવો હતો કે :—

"મરવા સુતેલાં 'કયસરે હિંદ' પત્રને મી. હીરજીબેહદીને ટુંક વખતના અરસામાંજ નવી જીંદગી આપીને એવું તો ટટ્ટાર અને તન્દુરસ્ત બનાવ્યું છે કે આજે એ પત્ર પારસી કોમના સંગીન વિચારો ધરાવનારા વર્ગોનું એક વજનદાર અને ભરૂષાદાર વાજીંત્ર થઈ પડયું છે."

સર દીનશાહ દાવરના એ અભિપ્રાય પછી 'કયસરે હિંદ'નો ફેલાવો પારસી કોમ ઉપરાંત બીજી કોમોમાં પણ વધી ગયો હતો.

'કયસરે હિંદ' પત્રની ગુજરાતી આવૃત્તિને મળેલ ફત્તેહ અને ઉત્તેજનથી ઉત્સાહિત થઈને શેઠ એરચશાહે તેની અંગ્રેજી આવૃત્તિ કાઢવાનો વિચાર કર્યો અને સને ૧૯૩૭ થી તે વિચાર અમલમાં મુકયો.

શ્રી એરચશાહના જાહેરજીવનની શરૂઆત સને ૧૯૨૧ માં થઈ હતી. તે વરસમાં તેઓ મુંબઈની મ્યુનીસીપાલીટીમાં ડી વોર્ડ તરફથી મેમ્બર તરીકે ચુંટાયા હતા અને ત્યારથી દરેક ચુંટણી

વખતે તેઓ ચુંટાતા રહ્યા છે. આજ સુધીમાં થયેલી તેમની પાંચ ચુંટણીઓમાંથી ત્રણ ચુંટણીમાં તેમણે સહુથી વધુ મતો મેળવ્યા હતા.

ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરની મેનેજીંગ કમિટીમાં સભ્ય તરીકે તેઓ સને ૧૯૨૯ થી દરેક વખતે ચુંટાય છે. સને ૧૯૨૪ થી તેઓ પારસી ચીફ મેટ્રીમોનીયલ કોર્ટના ડેલીગેટ તરીકે ચુંટાયા છે. ઝોરાસ્ટ્રીયન કોઓપરેટિવ બેંકની સ્થાપનાથી તેઓ તેના એક ડીરેકટર છે. સર જમશેદજી જીજીભાઇ અને એલાઇડ હોસ્પીટલોની એડવાઇઝરી બોર્ડમાં તેઓ દર વરસે સરકાર તરફથી નિમાય છે. સિવાય બીજી કોઇ કોઇ કમિટીઓમાં પણ તેઓ સરકાર તરફથી નિમાય છે. પારસી કોમનાં કેટલાંક મંડળોની સાથે તેઓ સારો સંબંધ ધરાવે છે.

સને ૧૯૨૧ માં તેમને જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો, અને તેજ વરસમાં તેમને ઓનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ બનાવવામાં આવ્યા હતા. બીજે વરસે તેમને 'સીંગલ સીટીંગ પાવર' આપવામાં આવ્યો હતો. પંદરેક વરસ સુધી એ હોદ્દાઓ ભોગવ્યા પછી કેટલાંક કારણોસર તેમણે તે છોડી દીધા હતા, પરંતુ ૧૯૩૯માં તેમને ફરીથી જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.



## શ્રીયુત નટવરલાલ ઇચ્છારામ દેશાઇ. બી. એ.

અધિપતિ અને માલેક, ગુજરાતી.



**Mr. Natavarlal Itchharam Desai.** B. A.

Editor and Proprietor, Gujarati.

શ્રી નટવરલાલભાઇ ન્યાતે કંઠીબંધા વૈષ્ણવ દશા શ્રીમાળી વાણીયા છે, એમનો જન્મ સને ૧૮૮૬ માં સુરતમાં થયો હતો.

એમના સ્વ. પિતા શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ, 'ગુજરાતી' પત્રના સ્થાપક અને અધિપતિ તરીકે અને ગુજરાતી ભાષાના એક સાક્ષર તરીકે સુપ્રસિદ્ધ છે.

શ્રી નટવરલાલભાઇએ મુંબઇની સેંટ ઝેવીયર્સ હાઇસ્કૂલ અને સેંટ ઝેવીયર્સ કૉલેજમાં શિક્ષણ લીધું હતું અને ૧૯૦૯ માં બી. એ.ની ડીગ્રી મેળવી હતી. સંસ્કૃત ભાષા પર તેમને પ્રેમ હોવાથી અને જે સંસ્થામાં તેમણે અભ્યાસ કરેલો ત્યાં સંસ્કૃત શીખવાની સગવડ નહિ હોવાથી તેમણે સંસ્કૃત અભ્યાસ ઘર આગળ અને વેદશાસ્ત્રસંપન્ન શ્રી નરહરિશાસ્ત્રીની શ્રીમદ્ ભગવદ્ ગીતા પાઠશાળામાં કર્યો હતો.

અભ્યાસ કર્યા પછી તેઓ પિતાના ચાલતા ધંધામાં જોડાઇ ગયા હતા અને 'ગુજરાતી' પત્ર તથા પ્રેસના સંચાલનમાં તેમજ ગ્રંથ પ્રકાશનના કામકાજમાં બનતો ભાગ લેતા હતા. સને ૧૯૧૨ માં એમના પિતાનો સ્વર્ગવાસ થતાં 'ગુજરાતી'નું તંત્ર એમના વડિલ ભાઇ શ્રી મણિલાલભાઇએ સંભાળતાં શ્રી નટરવરલાલભાઇ તેમની સાથે કામકાજ કરતા હતા. ત્યાર પછી ભાઇઓ જુદા પડતાં શ્રી નટવરલાલભાઇના ભાગમાં પુસ્તકો આવ્યાં હતાં અને પત્ર શ્રી મણિલાલ ભાઇના ભાગમાં ગયું હતું, પરંતુ શ્રી નટવરલાલભાઇને પણ પત્રનો શોખ હોવાથી તેમણે 'ગુજરાતી કેશરી'નું સંચાલન હાથમાં લીધું હતું, તેમાં ખોટ જતાં તે પડતું મુકવું પડયું હતું.

મણિલાલભાઇને પણ 'ગુજરાતી' પત્રમાં ખોટ જતાં તે ૧૯૨૯માં ફડચામાં ગયું હતું અને થોડા વખતને માટે બંધ થયું હતું, પરંતુ શ્રી નટવરલાલભાઇએ 'પુનશ્ચ હરિ ૐ' કરીને તે ચાલુ કર્યું હતું, ત્યારથી તે પત્ર તેમના તંત્રીપણા નીચે ચાલુ છે.

શ્રી નટરવરલાલભાઇના પ્રિય વિષય સાહિત્ય અને વેદાન્ત છે, અને તેઓ પ્રાચીન સાહિત્યના અભ્યાસી તથા સંશોધક છે. તેઓ સનાતની અને ધાર્મિકવૃત્તિના છે. શ્રીમદ્ ભગવદ્ગીતા તેમના નિત્યપાઠનું પુસ્તક છે અને એમના જીવન પરિવર્તનમાં શ્રીમદ્ ભાગવત્નો પણ હિસ્સો છે.

'ગુજરાતી'ના સંચાલન ઉપરાંત (૧) આવરણ ભંગ (નિબંધ) (૨) સ્વ. ઇચ્છારામ (વ્યાખ્યાન) તથા (૩) ત્રિકમદાસનાં કાવ્ય અને ચરિત્ર, (સંપાદન બીજા લેખકની સાથે) શ્રી નટવરલાલભાઇનો સાહિત્યફાલ છે.



## શ્રીયુત કવિ અરદેશર ફરામજી ખબરદાર.

ગુજરાતના એક જાણીતા કવિ.



**Kavi Ardeshar Faramji Khabardar.**

A Welknown Gujarati Poet.

## શ્રીયુત જયસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા. એમ. એ.

સેક્રેટરી, ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર.



**Mr. Jayashukhlal Krisnalal Mehta.** M. A.

Secretary, Indian Merchants Chamber.

શ્રીયુત જયસુખલાલભાઇ ન્યાતે વાલ્મિકિ કાયસ્થ છે. એમનો જન્મ સને ૧૮૮૪માં સુરત મુકામે થયો હતો.

એમના સ્વ. પિતા શ્રી કૃષ્ણલાલ ગોવિંદદાસ મ્હેતા બારૈયાના કુમારના ખાનગી શિક્ષક હતા, અને પછી ઝાલાવાડ પ્રાંતમાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર હતા. એમનાં માતુશ્રીનું નામ કપિલાગૌરી.

શ્રી જયસુખલાલભાઇએ ગુજરાતી અને અંગ્રેજી અભ્યાસ વઢવાણમાં કર્યો હતો, અને ત્યાર પછી વધુ અભ્યાસ માટે તેઓ અમદાવાદ પોતાના મામા સ્વ. સાક્ષર શ્રી રણજીતરામ વાવાભાઇને ત્યાં જઈને રહ્યા હતા. ત્યાર પછી વધુ અભ્યાસ મુંબઇની એલ્ફી-

ન્સ્ટન કૉલેજમાં કર્યો હતો, અને એમ. એ.ની પરીક્ષા સને ૧૯૦૫ માં પસાર કરી હતી.

શ્રી જયસુખલાલભાઇ સને ૧૯૦૭ માં મુંબઈની તે વખતમાં શરૂ થયેલી 'ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર'માં સેક્રેટરી તરીકે દાખલ થયા હતા, જે હોદ્દા પર તેઓ આજ પણ છે. બત્રીસ વરસ સુધી એકજ સંસ્થામાં એકજ હોદ્દા પર ટકી રહેવું એ જેવું તેવું કામ નથી. આ બત્રીસ વરસના ગાળામાં આ સંસ્થાની અસાધારણ પ્રગતિ થઇ છે, અને હાલમાં તે પોતાની માલેકીનું મકાન બનાવવા ભાગ્યશાળી થઇ છે. સંસ્થાની આ પ્રગતિમાં શ્રી જયસુખલાલભાઇનો ફાળો નોંધવા યોગ્ય છે.

મહાયુદ્ધ દરમ્યાન 'ઇન્ડીયન મ્યુનીશન બોર્ડ' તરફથી 'ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર' પાસે શ્રી જયસુખભાઇની માગણી કરવામાં આવી હતી, જે માગણીનો સ્વીકાર થતાં સને ૧૯૧૭ ના સપ્ટેમ્બરમાં શ્રી જયસુખલાલભાઇની નીમણુક આસીસ્ટન્ટ કંટ્રોલર તરીકે કરવામાં આવી હતી. યુદ્ધવિરામ પછી સરકારી નોકરીમાં રહેવાનું તેમને કહેવામાં આવ્યું હતું, પરંતુ શ્રી જયસુખલાલ ભાઇએ તે માંગણીનો આભાર પૂર્વક અસ્વીકાર કર્યો હતો. ત્યારથી આજ સુધીમાં એવા પ્રસંગો કેટલીક વખત બન્યા છે, પરંતુ શ્રી જયસુખલાલભાઇએ એવી માગણીનો સ્વીકાર કર્યો નથી.

એમની કોમમાં પુનર્લગ્નની મનાઈ હોવા છતાં, સને ૧૯૧૦ માં પોતાની બ્હેન ન્હાની વયે વિધવા થતાં શ્રી જયસુખલાલભાઇએ તેનું પુનર્લગ્ન કરાવવાની હિંમત કરી હતી, અને એમ કરતાં સગાં, સ્નેહીઓ તથા જ્ઞાતિજનોની સામે થવું પડયું હતું, અને કેટલાંકની સાથેનો સંબંધ જતો કરવો પડયો હતો.

સને ૧૯૨૦ થી ૧૯૩૦ સુધી શ્રી જયસુખલાલભાઇએ ગાંધીવાદી તરીકે મહાસભામાં સુંદર કામ કર્યું હતું. સાંતાક્રુઝ કોંગ્રેસ કમિટીના તેઓ પ્રમુખ હતા અને સબર્બન કોંગ્રેસ કમિટીના સ્વ. વિઠ્ઠલભાઇ પટેલના હાથ નીચે ઉપપ્રમુખ હતા, અને શ્રી વિઠ્ઠલભાઇના રાજીનામા પછી એમણે પ્રમુખ તરીકે કામ કર્યું હતું.

સને ૧૯૨૪માં સ્વરાજ પાર્ટી તરફથી તેઓ મુંબઇની ધારાસભામાં મુંબઇમાં સહુથી વધુ મતે ચુંટાયા હતા, અને સ્વરાજ્ય પાર્ટીના ડેપ્યુટી લીડર તરીકે તેમણે એક બેઠકમાં હાજરી આપી હતી. સ્વરાજ્ય પાર્ટીની તે વખતની ધારાસભાની ચુંટણીની તૈયારીમાં માત્ર બે મહિનામાં લગભગ ૧૦૫ સભાઓ તેમણે શ્રી વિઠ્ઠલભાઇ પટેલની સરદારી નીચે બોલાવી હતી. તે અરસામાં જેમણે તેમનાં ગુજરાતી તથા અંગ્રેજી ભાષણો સાંભળ્યાં હશે, તેમને ખાત્રી થઇ હશે કે શ્રી જયસુખલાલ મ્હેતા એક સરસ વક્તા છે. તેમની વકતૃત્વકળા અભ્યાસપૂર્ણ હોવા સાથે શ્રોતાઓમાં ચેતન લાવી શકે તેવી છે.

એક વખત એવો પણ હતો કે જ્યારે શ્રી જયસુખલાલ મ્હેતા જુદાં જુદાં વર્તમાનપત્રો માટે અંગ્રેજી ભાષામાં અઠવાડિક લેખો લખતા હતા. દરેક પત્રને માટે તેમણે અઠવાડિયાંનો એક દિવસ મુકરર કર્યો હતો, તે દિવસે રાતના તે પત્ર માટે તેઓ લેખ લખી નાખતા. લેખનકળાનો આવો સરસ પાયો નખાતી વખતે એમને સ્વ. સર દીનશાહ વાચ્છાની અમૂલ્ય સલાહ મળ્યાનું તેઓ હજુ પણ આભાર સાથે સ્વીકારે છે.

સને ૧૮૯૮ થી ૧૯૦૦ સુધી તેઓ ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે ખ્રિસ્તી ધર્મ તરફ તેમને આકર્ષણ થયેલું. વચમાં વચમાં ભગવદ્ગીતાએ એમને ખેંચેલા, પણ તે

અલ્પ સમય માટેજ. ખ્રિસ્તી ધર્મનાં પુસ્તકોનો સારો સંગ્રહ એમની પાસે છે, અને હજુ પણ એ ધર્મનો એમનો અભ્યાસ ચાલુ છે.

અમદાવાદના એમના નિવાસ દરમ્યાન શ્રી રણજીતરામભાઇના સહવાસને લીધે ગુજરાતી સાહિત્ય તરફ તેમને આકર્ષણ થયેલું, અને તેઓ ત્યાં વધુ રહ્યા હોત તો તેઓ અંગ્રેજીને બદલે ગુજરાતી સાહિત્યમાં વધુ ઉંડા ઉતર્યા હોત, છતાં પણ ગુજરાતી ભાષામાં એમણે કેટલાક લેખો લખ્યા છે, જેમાંથી 'પૂજારીને પગલે' તથા 'જગતની ધર્મશાળા'માં નામનાં બે પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

'એમ્પ્લોયર્સ ડેલીગેટ'ના એડવાઇઝર તરીકે શ્રી જયસુખલાલભાઇ એક વખત સને ૧૯૨૧ માં અને બીજી વખત સને ૧૯૩૦ માં જીનીવા જઇ આવ્યા છે, અને યુરોપની મુસાફરી કરીને ત્યાંનાં મરચન્ટસ ચેમ્બર્સની મુલાકાતો લીધેલી છે.

ચેમ્બરના સેક્રેટરી પદેથી દુષ્કાળ નિવારણના મંત્રી તરીકે તેમણે ચાર વખત કામ કર્યું છે, બીજી કેટલીક પ્રવૃત્તિઓના મંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું છે અને ગુજરાત રેલ સંકટ નિવારણ કમિટીના મંત્રી તરીકે સર પુરૂષોત્તમદાસના પ્રમુખપણા નીચે પણ એમણે કામ કર્યું હતું.

ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરના સેક્રેટરી તરીકેની શ્રી જયસુખલાલભાઇની કારકીર્દિ એટલી ઝળકતી છે કે તેમને ચેમ્બરના આત્માની ઉપમા આપી શકાય.



## શ્રીયુત ચંદુલાલ નગીનદાસ વકીલ.

મુંબઇ યુનીવર્સિટીના ઇકોનોમીક્સના પ્રોફેસર.



**Mr. Chandulal Nagindas Vakil.**

Professor of Economics, Bombay Uuiversity.

પ્રો. વકીલ ન્યાતે દશાશ્રીમાળી વાણીયા છે. એમનો જન્મ સને ૧૮૯૫ ના ઓગસ્ટની ૨૨ મી તારીખે ભરૂચ જીલ્લાના હાંસોટ ગામમાં થયો હતો.

મેટ્રિક સુધીનો અભ્યાસ એસ્પ્લેનેડ હાઇસ્કૂલમાં કરીને સને ૧૯૧૨ માં તેઓ વીલ્સન કૉલેજમાં દાખલ થયા હતા, જ્યાં સને ૧૯૧૮ સુધી તેમણે અભ્યાસ કર્યો હતો. સને ૧૯૧૯ થી ૧૯૨૧ સુધી લંડન સ્કૂલ ઓફ઼ ઇકોનોમીકસમાં તેમણે અભ્યાસ કર્યો હતો.

પ્રો. વકીલે ધંધાની શરૂઆત સને ૧૯૧૬ માં વીલ્સન કૉલેજના ઇકોનોમીકસના લેકચરર તરીકે કરી હતી, જ્યાં તેમણે ૧૯૧૯ સુધી કામ કર્યું હતું. સને ૧૯૧૯ માં તેઓ ડો. કેનનની દેખરેખ તળે લંડન સ્કૂલ ઓફ઼ ઇકોનોમીકસમાં, શોધખોળના શિક્ષણ માટે, મુંબઇ યુનીવર્સિટીના સ્પેશીયલ રિસર્ચ સ્કોલર તરીકે જોડાયા હતા. સને ૧૯૨૧ સુધી તેઓ ત્યાં રહ્યા હતા. અને ૧૯૨૧ માં મુંબઇ યુનીવર્સિટીમાં ઇકોનોમીકસ ડીપાર્ટમેન્ટ શરૂ થતાં તેઓ તેમાં દાખલ થયા હતા. સને ૧૯૨૭ માં તેમને મુંબઇ યુનીવર્સિટીના ઇકોનોમીકસના પ્રોફ઼ેસર નિમવામાં આવ્યા હતા. સને ૧૯૩૦ માં તેમને મુંબઇ યુનીવર્સિટીની સ્કૂલ ઓફ઼ ઇકોનોમીકસ એન્ડ સોશીયોલોજીના વડા વ્યવસ્થાપક નિમવામાં આવ્યા હતા. આ શાળા એમ. એ. અને પીએચ. ડી.ની ડીગ્રીઓ માટે વિદ્યાર્થીઓને તૈયાર કરે છે. આ શાળામાં શિક્ષણ લઇને ઘણા વિદ્યાર્થીઓએ એ ડીગ્રીઓ મેળવી છે, જેમાંના કેટલાક સારા હોદ્દા ધરાવે છે, અને કેટલાક કૉલેજોમાં ઇકોનોમીકસના પ્રોફ઼ેસરો છે. આ શાળાએ આખા હિંદમાં નામના મેળવી છે, અને પરદેશના વિદ્વાનો તથા જોવા આવનારાઓ પર શાળાના કામની સારી છાપ પાડી છે.

પ્રો. વકીલ કેળવણીકાર હોવા ઉપરાંત પત્રકાર અને ગ્રંથકાર પણ છે, અને પોતાના પ્રિય વિષયને લગતાં બાર પુસ્તકોની માળા

તેમણે સંપાદન કરેલ છે. જેમાનું Financial Developements in Modern India (1860-1937) એમણે પોતે રચેલ છે અને (2) Currency and Prices in India (3) Growth of Trade and Industry in Modern India (4) Industrial Policy of India with special Refference to Customs Tarrif અને (5) Commercial Relations between India and Japan. બીજાઓની સાથે મળીને લખેલાં છે, તથા બાકીનાં સાત પુસ્તકો તેમણે સંપાદન કરેલાં છે. આ બાર પુસ્તકોની માળા Studies in Indian Economics ના નામથી ઓળખાય છે.

સને ૧૯૩૩ માં પ્રો. વકીલને દિલ્હી યુનીવર્સિટી તરફથી ઇકોનોમીકસના વિષય પર ભાષણો આપવાનું આમંત્રણ આપવામાં આવ્યું હતું. જે વખતે તેમણે સર કીકાભાઇ વ્યાખ્યાતા તરીકે Economic Outlook in Western India પર દશ વ્યાખ્યાનો આપ્યાં હતાં. તેવીજ રીતે સને ૧૯૩૭ માં હૈદ્રાબાદની ઓસમાનીયા યુનીવર્સિટી તરફથી State and Economic Life in India પર ભાષણો આપવાનું આમંત્રણ તેમને આપવામાં આવ્યું હતું.

સને ૧૯૩૩ માં લંડન સ્કૂલ ઑફ ઇકોનોમીકસના Survey of London ના બંધારણ અને રીતનો તેમણે અભ્યાસ કર્યો હતો.

સને ૧૯૩૧-૩૩ માં તેઓ ઇન્ડીઅન ઇકોનોમીકસ એસોસીએશનના ઑનરરી સેક્રેટરી અને ૧૯૩૩-૩૪ માં તેના પ્રમુખ હતા; તથા સને ૧૯૩૪ ના ડીસેમ્બર માસમાં પટના મુકામે મળેલી 'ઇન્ડીઅન ઇકોનોમીક કોન્ફરન્સ'ની ૧૮ મી બેઠકના પ્રમુખ ચુંટાયા હતા.

સને ૧૯૩૨ ના હિંદ અને ઇંગ્લાંડ વચ્ચેના ઓટાવાના વેપારી કરારો પરના પ્રો. વકીલના લેખો અને ભાષણોએ જનતાનું ધ્યાન ખેંચ્યું હતું.

ધિ ફેડરેશન ઑફ ઇન્ડીઅન ચેમ્બર્સ ઑફ કૉમર્સ અને ઇન્ડસ્ટ્રી એ દિલ્હી ધારાસભાની કમિટી સમક્ષ પુરાવા રજુ કરવા માટે પ્રો. વકીલને પોતાના એકલા પ્રતિનિધિ તરીકે પસંદ કર્યા હતા. એ કોલકરાર ત્રણ વરસ વધુ લંબાયા હતા.

પ્રો. વકીલ સને ૧૯૩૪ થી ઇમ્પીરીયલ કાઉન્સીલ ઑફ એગ્રીકલચરલ રિચર્સના ઇન્ટર યુનીવર્સિટી બૉર્ડ તરફના પ્રતિનિધિ છે, સને ૧૯૩૮–૩૯ની સાલ માટે બૉમ્બે ઇન્ડસ્ટ્રીયલ એન્ડ ઇકોનોમીક સર્વે કમિટીના સભ્ય છે, કરન્સી અને બૅંકીંગની નેશનલ પ્લેનીંગ કમિટીની સબકમિટીના સેક્રેટરી છે, નેશનલ પ્લેનીંગ કમિટીની ટ્રેડ અને પબ્લીક ફીનાન્સ સબ કમિટીઓના સભ્ય છે, અને ગુજરાત રિચર્સ સોસાઇટીના ઑનરરી જનરલ સેક્રેટરી તથા તે સંસ્થાના ત્રૈમાસિકના અધિપતિ છે.



# શ્રીયુત બમનજી સોરાબજી બનાજી.

ઉરન પારસી ઇન્ડસ્ટ્રીયલ કોલોનીના સ્થાપક.



**Mr. Bamanji Sorabaji Banaji.**

Founder, Uran Parsi Industrial Colony.

શ્રી બનાજી ન્યાતે પારસી છે. એમનો જન્મ સને ૧૮૭૯ ના સપ્ટેમ્બરની ૮ મી તારીખે મુંબઇમાં થયો હતો.

જેમની યાદગીરી કાયમ રાખવા મુંબઇની પ્રજાએ ધોબી તળાવ પર ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટ બંધાવેલ છે તે મુંબઇના સ્વ. સુપ્રસિદ્ધ શહેરી શેઠ ફરામજી કાવસજી એમના દાદા થાય.

શ્રી બનાજીએ મુંબઇની ફોર્ટ અને પ્રોપ્રાયેટરી હાઇ સ્કુલોમાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી સેંટ ઝેવીયર્સ કૉલેજમાં અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી મેસર્સ નવરોજજી વાડીયા એન્ડ સન્સની મીલના કાપડખાતામાં નોકર રહ્યા હતા, જ્યાં પચીસ વરસ સુધી નોકરી કરીને નિવૃત્ત થયા હતા.

તેઓ જાહેર કાર્યકર, વકતા, ગ્રંથકાર, અને લેખક છે. વર્તમાનપત્રોમાં તેમણે કેટલાક લેખો લખેલા છે, અને સાંસારિક, ધાર્મિક, માનસિક, મરણ પછીની હાલત તથા પારસી કોમની બહેતરી વિગેરે જુદા જુદા વિષયો પર તેમણે બાર પુસ્તકો લખેલાં છે. સને ૧૯૨૩ માં તેઓ દુનિયાની મુસાફરીએ ગયેલા, ત્યારે યુરોપ અમેરીકામાં Orient Researches in Spiritual Phychology ઉપર તેમણે ૩૫ ભાષણો કરેલાં, મુસાફરી ૧૯૨૫ સુધી ચાલેલી, જે દરમ્યાન ૨૫૦૦૦ માઇલની દરીયાઇ મુસાફરી તેમણે કરેલી. તેમણે (૧) રથેસ્તાર મંડળ (૨) પારસી લાચારો માટે તાત્કાલિક મદદ ફંડ (૩) તારદેવ પારસી સ્ટોર (૪) તારદેવ જરથોસ્તી મંડળ અને (૫) ઉરન પારસી ઇન્ડસ્ટ્રીયલ કૉલોની સ્થાપેલ છે. પારસી લાચારો માટે સીત્તેર હજાર રૂપિયાનું ફંડ એકઠું કરીને દસ હજાર લાચારોમાં વહેંચી આપ્યું છે.

તેઓ થીઓસોફીસ્ટ, ફ્રીમેસન તથા રૉયલ આર્કમેશન છે. હાલમાં તેમનું ધ્યાન 'ઉરન પારસી ઇન્ડસ્ટ્રીયલ કૉલોની'ને જમાવવા ઉપર છે. એ સંસ્થામાં તેમણે પોતાના અગીયાર હજાર રૂપિયા આપેલા છે. એ સંસ્થામાં દિવાસળીનું કારખાનું, સાબુનું કારખાનું, વણાટખાતું, ડેરી, મરઘાં બતકાં ઉછેરવાનું, ખેતીવાડી, માછલીનો ઉદ્યોગ અને બાગબાની વિગેરેની ખીલવણી કરવાની તેમની મુરાદ છે.

એમનો મુદ્રાલેખ ઉત્તમ છે. 'જનસેવા અને પ્રભુભક્તિ.'

## ખા. સા. માણેક હોરમસજી દાદાચાનજી.

એફ. સી. આઈ. (ઈંગ્લાંડ)



Khan Saheb Manek Hormasji Dadachanji.

F. C. I. (England)

ખા. સા. માણેક ન્યાતે પારસી જરથોસ્તી છે. એમનો જન્મ સને ૧૮૯૧ ના એપ્રીલની ૨૯ મી તારીખે મુંબઈમાં થયો હતો. એમનું કુટુંબ મૂળ નવસારીનું છે.

તેમણે અભ્યાસ મુંબઇ અને પુનામાં કર્યો હતો. એમણે વેપારી કેળવણી સંપાદન કરી હતી, પણ તેમને પત્રકારિત્વનો શોખ હોવાથી તેઓ તે ધંધામાં પડયા હતા.

ધર્મગુરૂ તરીકે કામ કરવા સને ૧૯૦૬ માં એમને 'એરવદ' ની પદવી મળેલી. સને ૧૯૧૧ માં બર્મીંગ્હામની વેપારી સંસ્થાના ફેલો (F. C. I.) ની ડીગ્રી મળેલી, અને ૧૯૧૨ માં એજ સંસ્થાનો શિક્ષકનો ડીપ્લોમા મળેલો.

સને ૧૯૧૦ માં તેમણે મુંબઇ અને સને ૧૯૧૫ માં પુનામાં 'યંગમેન્સ ઝોરાસ્ટ્રીઅન એસોસીએશન' ની સ્થાપના કરી હતી.

સને ૧૯૧૮ માં 'કયસરે હિંદ' ૧૯૨૧ માં 'મુંબઇ સમાચાર' અને ૧૯૨૨ માં 'સાંજ વર્તમાન' ના તંત્રીખાતાઓમાં તેમણે કામ કર્યું હતું. 'સાંજ વર્તમાન'માં તેઓ ૧૯૩૫ સુધી હતા.

૧૯૨૦ માં 'ગુલશન'ના અને ૧૯૨૫ માં 'પારસી સેવા'ના તંત્રી તેઓ થયા હતા. ૧૯૨૩ માં 'નવસારી પ્રકાશ'ના ઉપતંત્રી અને સને ૧૯૩૭ માં 'કોમ રક્ષક'ના તંત્રી તરીકે તેમણે કામ કર્યું હતું. વર્તમાનપત્રોમાં કામ કરવા ઉપરાંત તેમણે કેટલાંક પુસ્તકો પણ લખીને પ્રસિદ્ધ કરેલાં છે, જેનાં નામ નીચે મુજબ છે:–

(૧) અશો જરથુસ્ત્ર, (૨) જરથોસ્તના મત પ્રમાણે ઇશ્વરને મળવાનો માર્ગ (૩) પારસીઓએ હિંદને શું આપ્યું છે? (૪) સ્વ. સર શાપુરજી ભરૂચાનું જીવનવૃત્તાંત (૫) જરથુસ્ત્રનો જરથોસ્તી ધર્મ (૬) શાહી દંપતીનો રજતમહોત્સવ અને (૭) પારસીઓ તથા જરથોસ્તી જમાનો, (૮) શાહી દંપતીની તાજપોષી અને પારસીઓ તથા (૯) ગૌમુત અને ગાયનો તરો. તેઓ (૧) લીગ ઑફધિ હેલ્પીંગ હેન્ડ (લંડન)ના માનવંતા સભ્ય (૨) યંગમેન્સ ઝોરાસ્ટ્રીઅન એસોસીએશન મુંબઇના એક

સ્થાપક અને સેક્રેટરી (૩) ખેતવાડી ઝોરાસ્ટ્રીઅન અંજુમન અને ઝોરાસ્ટ્રીઅન સ્ટુડન્ટસ હેલ્પીંગ સોસાઇટીના એક ટ્રસ્ટી (૪) પારસી પંચાયત અંજુમન કમિટી, પારસી ફેડરલ કાઉન્સીલ, કોઓર્ડીનેટીંગ કાઉન્સીલ ઑફ ધિ ઝોરાસ્ટ્રીયન રીલીજીયસ બૉડીઝ, પારસી લીગ ઑફ ઑનર, બૉમ્બે બોય સ્કાઉટસ એસોસીએશન અને રીલીઝડ પ્રીઝનર્સ એઇડ સોસાયટીના કારોબારી સભ્ય, (૫) પારસી મ્યુઝીક ઇન્સ્ટીટયુટના પ્રમુખ (૬) પરેલ પારસી મંડળ, બલસારા ટ્રેનીંગ યુનીયન, અને ભાયખલા ઝોરાસ્ટ્રીયન એસોસીએશનના ઉપપ્રમુખ (૭) વાર્ડ કમિટી ઑફ ધિ બૉમ્બે મ્યુનીસીપલ કોરપોરેશન સ્કૂલ કમિટી, મેનેજીંગ કમિટી ઑફ ધિ જરથોસ્તી જશન કમિટી, ધિ ઝોરાસ્ટ્રીઅન બ્રધરહુડ, ઇરાન લીગ, ગ્રાન્ટ રોડ, તારદેવ, કરેલવાડી અને ધોબીતળાવ પારસી એસોસીએશન, દારૂવાળા હેલ્થ હોમ, ધિ સોસાઇટી ફૉર ધિ પ્રમોશન ઑફ ઝોરાસ્ટ્રીઅન રીલીજીયસ નોલેજ, ઝોરાસ્ટ્રીઅન એસોસીએશન, દાદાભાઇ નવરોજી યાદગીરી મંડળ, પારસી સ્કાઉટસ ફેડરેશન, ઝોરાસ્ટ્રીઅન ફ્રેન્ડઝ જર્નાલીસ્ટ એસોસીએશન ઑફ ઇન્ડીઆ, એર રેઇડ પ્રિકોશન કમિટી અને બીલ નર્સીંગ હોમ વિગેરેના તેઓ સભ્ય છે.

મુંબઇની વસ્તી ગણત્રીમાં ત્રણ વાર કાર્ય કર્યું હતું, જે માટે તેમને સનંદો મળી છે. મુંબઇનાં હુલ્લડોની સુલેહની કમિટીઓમાં પણ તેમણે કામ કરેલું છે. સને ૧૯૩૨ ના જુન માસમાં નામદાર સરકારે એમને ખાન સાહેબનો ઇલ્કાબ આપેલો હતો, જેની સનદ એનાયત કરતાં મુંબઇના તે વખતના ગવર્નર સર ફ્રેડરીક સાઇકસે એમની સામાજીક સેવાઓની પ્રશંસા કરી હતી.



## શ્રીયુત વલ્લભદાસ જીવરાજ તન્ના.



Mr. Vallabhdas Jivaraj Tanna.

શ્રી વલ્લભદાસ ન્યાતે લોહાણા છે, એમનો જન્મ સને ૧૯૦૪ ના સપ્ટેમ્બરની ૨૯ મી તારીખે રાજકોટમાં થયો હતો.

એમના પિતા શ્રી જીવરાજ કાળીદાસ તન્ના સરવૈયર છે, અને કાઠીઆવાડનાં કેટલાંક રાજ્યોમાં તેમણે નોકરી કરેલી છે.

શ્રી વલ્લભદાસની બાલ્યાવસ્થા રાજકોટમાં વ્યતીત થયેલી અને તેમણે શિક્ષણ પણ ત્યાંજ લીધેલું. સને ૧૯૨૫ માં રાજકોટની આલ્ફ્રેડ હાઇસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી વધુ અભ્યાસ માટે તેઓ જુનાગઢ ગયેલા અને ત્યાંની બાહુદ્દીન કૉલેજમાં પ્રિવીયસ સુધી અભ્યાસ કરેલો.

સને ૧૯૨૭ ના ફેબ્રુઆરીમાં તેઓ ધંધાર્થે મુંબઇ આવેલા, જ્યાં આશરે સવા વરસ એક મીલમાં નોકરી કર્યા પછી, તેઓ ૧૯૨૮ ના એપ્રીલમાં એક ઈન્કમટેક્ષ કનસલટન્ટને ત્યાં રહેલા, જ્યાં બે વરસ કામ કર્યા પછી સને ૧૯૩૦ માં એક ભાગદારની સાથે તેમણે 'મોહનલાલ વલ્લભદાસ'ના નામથી ઇન્કમટેક્ષ કનસલ્ટન્ટની ઑફીસ ખોલેલી, પરંતુ ભાગદાર એક વરસમાં ગુજરી જતાં સને ૧૯૩૧ માં તેમણે પોતાની સ્વતંત્ર માલેકીની ઑફીસ 'વલ્લભદાસ એન્ડ કો.'ના નામથી ચાલુ કરી, જે ત્યારથી આજ સુધી ચાલુ છે, અને તેની સારી પ્રગતિ થયેલી છે.

શ્રી વલ્લભદાસનાં લગ્ન સને ૧૯૨૪ માં રાજકોટના પ્રખ્યાત ગાંગા ભકતની જગ્યાના હાલના ગાદીપતિ શ્રી નારણ ભક્તનાં પુત્રી શ્રી અમૃતબ્હેનની સાથે થયેલાં છે. સંતાનમાં તેમને બે પુત્રો અને એક પુત્રી છે.

શ્રી વલ્લભદાસનો સ્વભાવ શાન્ત, મિલનસાર અને પરગજુ છે. કોઇને ઉપયોગી થવું તેમને પસંદ છે, અને એ વૃત્તિને લીધે એમણે પોતાના કેટલાએક સગાઓને પોતાના ધંધાની તાલીમ આપેલી છે, જેના પરિણામે એક ભાઇ પોતાની માલેકીની સ્વતંત્ર ઈન્કમટેક્ષ કનસલ્ટન્ટની ઓફીસ જમાવી શકયા છે, અને બીજા એક બે ભાઇઓ પણ એ ધંધો કરીને પોતાનું ગુજરાન ચલાવી શકે છે.

## શ્રીયુત હબીબુલ્લાહ મહેરઅલી મનજી.

સેક્રેટરી, બહાઇ એસેમ્બલી.



**Mr. Habibullah Maherali Manji.**

Secretary, Bahai Assembly, Bombay.

મુંબઇના બહાઇ મંડળના સેક્રેટરી અને બહાઇ તરીકે પોતાને ઓળખાવવામાં ગૌરવ માનનાર શ્રી હબીબુલ્લાહનો જન્મ સને ૧૯૧૪ ના નવેમ્બરની ૨૭ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મૂળ ધોલેરાના વતની અને ન્યાતે ખોજા શીયા ઇશ્નાઅશરી હતા. ત્યાં તેમના પિતામહ શેઠ મનજી ભુરીનો ધંધો એવો સરસ ચાલતો કે સાંજે વકરાનાં નાણું ગણવાને

બદલે પાલીથી ભરાતાં અને કોથળામાં ઘેર લઇ જવામાં આવતાં. એમની ઉદારતાના સંબંધમાં એમ કહેવાતું કે એમને ત્યાંથી કોઇ ખાલી હાથે જતું નહિ.

એમના પિતા મહેરઅલી ધાર્મિકવૃત્તિના હતા, અને અભણ હોવા છતાં ધર્મના જાણકારો સાથે તેમના ધર્મ સંબંધે ચર્ચા કરતા, જેના પરિણામે જુદાજુદા ધર્મની થોડીઘણી માહેતી તેમને મળી હતી.

શ્રી મનજી ભુરીના સ્વર્ગવાસ પછી યુવાન મહેરઅલી ધોલેરાથી મુંબઈ આવ્યા હતા, અને ટોપીનો ધંધો તેમણે શરૂ કર્યો હતો. એ ધંધામાં તેમને ભારે સફળતા મળી હતી.

એક વખત રસ્તામાં તેમને એક બહાઇની સાથે પ્રસંગ પડતાં, તે ધર્મ તરફ તેમને આકર્ષણ થયેલું અને કેટલાક સમય પછી તેમણે તે ધર્મનો સ્વીકાર કરેલો. તેથી તેમનાં સગાં સંબંધીઓ અને નાતીલાઓ તેમના પર નારાજ થયેલા અને તેમને હેરાન કરતા. તેમણે એક જાહેર સભા બોલાવીને ધાર્મિક ચર્ચા કરવાનું કહેવા છતાં તેમના ધર્મવાળાઓએ તેમની એ વાત ન સાંભળતાં તેમને નાત બ્હાર મુકેલા.

શેઠ હબીબુલ્લાહનાં માતુશ્રી મરીયમબાઇ તેમની કોમનાં એક જાણીતાં મુલ્લાંણી હતાં. તેઓ પણ બહુ ભણેલ નહિ હોવા છતાં ભાષાઓનું અને ધર્મનું સારૂં જ્ઞાન તેમને હતું, અને એ નિમિત્તે તેમને સારી આવક હતી.

શેઠ મહેરઅલી ટોપીવાળા બહાઇ થયા પછી તેમણે મરીયમબાઇને બહાઇ બનાવવા કોશીષ કરી, અને તેમાં તેમને ફતેહ મળી. મરીયમબાઇના ધર્મવાળાઓને તેમનું એ વર્તન પસંદ ન પડવાથી તેમણે તેને સમજાવવા પ્રયાસ કર્યો, પણ મરીયમબાઇ



શ્રીમતી મરીયમબાઇ મહેરઅલી મનજી.

નોટીસ આપીને નાતમાંથી નિકળી ગયાં, અને તેઓ શેઠ મહેર-અલીની સાથે લગ્નની ગાંઠથી જોડાઇ ગયાં.

શ્રી હબીબુલ્લાહ ગર્ભમાં હતા ત્યારે એક રાત્રે એમની દુકાનમાં આગ લાગી. નીચે ટોપીથી ભરેલી દુકાન, તેની ઉપર વખાર અને તેની ઉપર રહેણાક. ઘરનાં માણસો પહેરેલે કપડે નીચે ઉતરી ગયાં. ત્રણ દિવસે આગ કાબુમાં આવી. તમામ માલ બળી ગયો. દુકાન કે વખારનો વીમો નહિ હોવાથી તેઓ પાયમાલ થઇ ગયા. આગમાં સલામત રહી એક તીજોરી. તેમાં બીજાઓની થાપણ હતી તે તેમને સોંપાઇ ગઇ, અને ધણી ધણીયાણી એક સગાને આશરે જઇ રહ્યાં, જ્યાં શ્રી હબીબુલ્લાહ જન્મેલા.

શેઠ મહેરઅલીએ નવેસરથી ધંધો શરૂ કર્યો. લડાઇને લીધે દરેક વસ્તુઓના ભાવ વધતા હોવાથી તથા લોકોની ખરીદશક્તિ સબળ હોવાથી તેમનો ધંધો ચાલુ થઇ ગયો.

સને ૧૯૧૯ માં પરદેશી માલના બહિષ્કારની હિલચાલ શરૂ થતાં ધંધામાં પડતી આવી. મહેરઅલી શેઠને હ્રદયનું દરદ હોવાથી ડાકટરે તેમને એકજ ઠેકાણે બેસી રહેવાની સલાહ આપેલી. એક વિશ્વાસુ નોકર દુકાન ચલાવતો, પણ પરદેશી માલના બહિષ્કારની હિલચાલને લીધે ધંધો ખોટમાં ચાલતો હતો. એ અરસામાં ડાકટરે મહેરઅલી શેઠને હવાફેર માટે પુના જવાની સલાહ આપી, એટલે દુકાન નોકરના નામ પર ચડાવી દઇને આ કુટુંબ પુના જઇ વસ્યું. ત્યાં મહેરઅલી શેઠે ટોપી અને હોઝીયરીની દુકાન ચાલુ કરી, પણ મુંબઇની નોકરને વેચેલ દુકાનનાં નાણાં રફતે રફતે આવતાં હતાં તે, તે માણસે દિવાળું કઢાવાથી આવતાં બંધ થયાં એ ફટકો અસહ્ય થઇ પડયો. ચારેક વરસ પુનામાં રહ્યા પછી ત્યાંની દુકાન વેચી નાખીને આ કુટુંબ પાછું મુંબઈ આવ્યું અને મુંબઈમાં દુકાન કરી, પણ મુંબઇની હવા મહેરઅલી શેઠને માફક ન આવવાથી તેમની તબીયત લથડી અને દોઢેક વરસ પછી તેઓ ગુજરી ગયા.

પિતાના અવસાન પછી બાળક હબીબુલ્લાહે ધંધો સંભાળી લીધો, અને માત્ર એકજ માસની અંદર તેણે પોતાને ધીરનાર વેપારી પાસેથી લગભગ રૂપિયા પંદર હજારનો માલ ખરીદ કર્યો, જેના પૈસા તેઓ હમેશના વકરામાંથી કટકે કટકે ભરતા હતા, તેમાં આશરે સવા છ સો રૂપિયા બાકી રહ્યા ત્યારે એ ધીરનારે બીજાઓની ભંભેરણીથી દુકાનનો કબજો લીધો અને દુકાનનો ચારેક હજાર રૂપિયાનો માલ આશરે બાર સો રૂપિયામાં લીલામ

થઇ ગયો. તેમાંથી રૂપિયા સવા છ સો કરજના, દુકાનનું ભાડું, નોકરનો પગાર, ઘરનું ભાડું અને વિજળીનું બીલ ચુકવતાં રૂપિયા પોણો સો બચ્યા.

એક વૃદ્ધ બાઇ અને પંદરેક વરસની ઉંમરનો એક આશાજનક ઉત્સાહી બાળક કોઇની ખટપટનો ભોગ થઇને આમ નિરાધાર થઇ ગયાં. ધાર્મિક પુસ્તકોની પેટી કોઇ મિત્રને ત્યાં રાખીને, જરૂરી કપડાં લઇને મરીયમબાઇ કોઇ સગાને ત્યાં જઇ રહ્યાં અને શ્રી હુબીબુલ્લાહે મુંબઇમાં ચોપાટીના દરિયા-કિનારાનો આશરો લીધો. તે અરસામાં તેમણે ઘણા લેખો, વાર્તાઓ તથા કાવ્યો લખેલ.

દોઢ મહિનો એ સ્થિતિમાં ગયા પછી શ્રી હુબીબુલ્લાહને માસિક દસ રૂપિયાના પગારની નોકરી મળી. ત્યારપછી પંદર, ત્રીસ, ચોત્રીસ, પીસ્તાલીસ, ચાલીસ અને પંચાવન રૂપિયાની નોકરીઓ મળતાં સો રૂપિયાનો તેમનો પગાર થયો અને તે પછી પ્રતિદિવસ તેમની આર્થિક સ્થિતિ સુધરતી ગઇ.

એમનું લગ્ન જરથોસ્થી ઇરાની કોમનાં નરગેસ ખાનમ બાઇની સાથે થયેલું છે. એ લગ્ન થવાનું હતું ત્યારે જરથોસ્તી-ઓમાં ભારે ખળભળાટ થયેલો અને એમને જાતજાતની ધમકીઓ આપવામાં આવેલી, પરંતુ શ્રી હુબીબુલ્લાહ, તેમનાં પત્ની અને કુટુંબનાં માણસોએ ઇરાની જરથોસ્તી વડાઓની પાસે જઇને તેઓ બધાં જરથોસ્તી ધર્મી નહિ પણ જન્મથી બહાઇ ધર્મનાં હોવાનું જણાવતાં એ ખળભળાટ સમી ગયેલો અને સને ૧૯૩૭ના એપ્રીલની ૨૧ મી તારીખે મુંબઇના બહાઇ હૉલમાં ધામધુમથી બહાઇ કાયદા અનુસાર એ લગ્ન થયેલું. એ લગ્નમાં લગભગ તમામ ધર્મના પ્રતિનિધિઓએ ભાગ લીધેલો,

અને હિન્દુસ્થાન, પેલેસ્ટાઇન તથા અમેરિકા સુધી એ લગ્નની જાહેરાત થયેલી.

શ્રી હુબીબુલ્લાહ હાલમાં મુંબઇની બહાઇ એસેમ્બ્લીના અને ધિ નેશનલ બહાઇ યુથ કમિટી ઓફ ઇન્ડીયા એન્ડ બર્માનાં ઓનરરી સેક્રેટરી અને ધિ નેશનલ સ્પીરીચ્યુઅલ એસેમ્બ્લી ઓફ ધિ બહાઇઝ ઓફ ઈન્ડીયા એન્ડ બર્માના જોઇન્ટ ઓનરરી સેક્રેટરી છે.

તેઓ એક સરસ વક્તા અને લેખક પણ છે, તેમજ જુદા જુદા ધર્મોના અભ્યાસી છે. એમના લેખો હિંદ અને બર્માનાં વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થવા ઉપરાંત અમેરિકાના (World Order) પત્રમાં પણ પ્રસિદ્ધ થાય છે. હાલમાં તેઓ The Cycle of Glory નામનું પુસ્તક લખે છે, જેમાં જગતના બધા ધર્મોના ઇતિહાસની રૂપરેખા ઉપરાંત બીજા કેટલાક વિષયોનો સમાવેશ પણ થનાર છે.

તેઓ જાતમહેનતથી આગળ વધેલા ગૃહસ્થ છે, અને પચીસ વરસ જેટલી જુવાન ઉંમરમાં તેમને જગતનો સારો અનુભવ થઈ ગયો છે.

બહાઇ ધર્મના સિદ્ધાંતો શ્રી હુબીબુલ્લાહ નીચે મુજબ હોવાનું જણાવે છે.

સહુ ધર્મોના મૂળમાં, ભવિષ્યવાણી છે એક;
ભાષાઓ ને રૂઢીઓ, વખત મુજબ અનેક.
આજે તે પુરી થઇ, પ્રેમ – ઘંટ વાગ્યો;
દુનિયાભરની ઐકયતાનો સુર, **બહા** જાગ્યો.

બહાઇ ધર્મ કોઈપણ ધર્મનો ફાંટો, પંથ યા ફીરકો ન હોઇ સ્વયં ઇશ્વરપ્રેરિત એક અખંડ અને સ્વતંત્ર ધર્મ છે. જગતના

સર્વે ધર્મો સાથે તેનો સંબંધ બિલકુલ એવોજ છે કે જેવો સંબંધ બીજ, મુળ, થડ, શાખાઓ, પાંદડાંઓ અને ફૂલો વિગેરે સાથે તેજ ઝાડનાં ફળનો હોય છે. આ અહીંતહીંની અમુક સારી વાતો એકઠી કરીને એક ઠીંહું ઉભું કરવામાં આવ્યું નથી, કિન્તુ, આમાં કેટલાંક એવાં અભૂતપૂર્વ શિક્ષણો છે કે જેની જરૂર માત્ર આજેજ ઉત્પન્ન થઇ છે અને તેથી આજેજ પ્રભુએ દયાથી હ. બહાઉલ્લાહની મારફત તેને પૂર્ણ કરી છે. દાખલા તરીકે:–

(૧) ફરજીયાત જગત ભાષાનો પ્રચાર. (૨) આંતરરાષ્ટ્રિય સર્વોપરિ વિશ્વન્યાયાલયની સ્થાપના, જેમાં એક પણ અપવાદ વિના સર્વે રાષ્ટ્રોના ચુંટાએલા અને સ્વીકારાએલા પ્રતિનિધિઓ એકત્ર થઇ ન્યાય પુરઃસર વિશ્વરાજ્ય ચલાવે; (૩) સમસ્ત વિશ્વમાં ફરજીયાત કેળવણી, જેમાં આ પૃથ્વી–પટ પર એક પણ છોકરો યા છોકરી બીનકેળવાએલી ન રહી જાય; (૪) સ્ત્રી પુરૂષની સંપૂર્ણ અને સક્રિય સમાનતા, જેમાં માનવજીવનમાં કેળવણી, વારસા હીસ્સા, લગ્ન વિગેરે સઘળાં ક્ષેત્રોમાં સ્ત્રી અને પુરૂષ પંખીની બે સમાન પાંખોની માફક પ્રગતિની હવામાં ઉંચે ઉડી શકે; (૫) બુધ્ધિ અને વિજ્ઞાન સાથે બંધબેસ્તો આવે એવા ધર્મનો સ્વીકાર, જેમાં વિજ્ઞાનનો બેલગામ ઘોડો ઈશ્વરી ધર્મશાસ્ત્રની લગામમાં રહી શકે; (૬) સમસ્ત માનવજાતિની વાસ્તવિક ઐકયતા, જેમાં રોટીબેટીના સુદ્ધાં વિશ્વવ્યાપક વ્યવ્હારોની સર્વસામાન્ય છૂટ હોય (૭) સર્વ પ્રકારનાં સામાજિક, ધાર્મિક, રાજદ્વારી, રંગ અને જ્ઞાતિ વિગેરેના ભેદભાવો અને પક્ષપાતોનો સર્વથા નાશ; (૮) સત્યની સંપૂર્ણ સ્વતંત્ર શોધખોળ અને અંધ અનુસરણોનું જડમૂળથી ખંડન; (૯) આર્થિક વિશ્વબંધારણ જેમાં મૂડી મજુરી

વચ્ચેનો ગાઢ પ્રેમ અને ભિન્ન ભિન્ન વર્ગોનાં અસ્તિત્વ છતાં અતિ શ્રીમંત કે ગરીબ કોઇ પણ રહીજ ન શકે તેવી સ્થાનીક રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રિય પાકી વ્યવસ્થા; (૧૦) વિશ્વયુદ્ધનો ખરેખર નાશ કરી વિશ્વશાંતિની સ્થાયી સંસ્થાપના કરે એવી ધરખમ અને અમલમાં મૂકી શકાય તેવી વ્યવસ્થા; (૧૧) પ્રભુ પ્રેરિત ધર્મના શાશ્વત ધર્મ અને કાળધર્મ એવા પ્રકારોની સમજણ; જેમાં ચીન, હિંદ, ઇરાન, અરબસ્થાન, ઇજીપ્ત વગેરે દેશોમાં પ્રકટેલ સર્વ ધર્મોની નદીઓ આજે એક વિશ્વધર્મના દૈવી મહાસાગરમાં સાત્વિક રીતે એકત્ર થઇ શકે; (૧૨) લડાઇ અને ઝગડા કરાવે તેવા ધર્મનો પરિપૂર્ણ ત્યાગ, અને તેને બદલે માનવપ્રેમ અને વિશ્વશાંતિ સ્થાપે તેવા ઇશ્વરી ધર્મનો અંગીકાર.



## સ્વ. શેઠ રામચંદ્ર લાલજી ચોહાણ બનાતવાળા.



Late Sheth Ramchandra Lalji Chauhan Banatwala.

સ્વ. શેઠ રામચંદ્ર લાલજી ઉર્ફે રામચંદ્રસિંહજી લાલસિંહજી ન્યાતે ક્ષત્રિય હતા. એમનો જન્મ મુંબઇમાં સંવત ૧૯૩૧ માં થયો હતો. તેઓ મૂળ ઉત્તર હિંદુસ્થાનના મૈનપુરી જીલ્લાના ભાવત ગામના વતની હતા, પણ પછીથી મુંબઇ આવીને વસેલા અને આખી જીંદગી મુંબઈમાં ગાળેલી. તેમણે ગુજરાતી તથા અંગ્રેજી શિક્ષણ મુંબઇમાંજ લીધેલું.

એમના પિતાશ્રી લાલસિંહજી માનસિંહજીને પહેલાં પત્નીથી જે પુત્રો થયેલા, તેમાંના મોટા રામચંદ્ર હતા. નાના પુત્ર હરિસિંહજી હૈયાત છે. શ્રી રામચંદ્ર શેઠની ઉંમર બાર વરસની થઇ ત્યારે તેમનાં માતુશ્રી સ્વર્ગવાસી થતાં તેમના પિતાએ બીજું લગ્ન કર્યું, એ બીજા લગ્નથી પણ તેમને બે પુત્રો થયેલા. મોતીસિંહજી તથા હીરાસિંહજી. જેમાંના મોતીસિંહજી હૈયાત છે. શ્રી રામચંદ્ર શેઠને પિતા સાથે કલેશ થવાથી તેમણે પહેરેલે કપડે ઘર તજી દીધું. થોડો વખત જ્યાંત્યાં ફર્યા પછી, પોતાના મામા રામસિંહજી તથા સ્વ. શેઠ હરજી વાલજી, સ્વ. શ્રીયુત સુંદરદાસ સોલીસીટર, શેઠ મહુમદ રવજી, શેઠ રમજાનભાઇ અને શેઠ રામદાસ ઝવેરી વિગેરે હિંદુ મુસલમાન મિત્રોની મદદથી તેમણે પોતાના નામની કાપડની દુકાન મુંબઇની શેખમેમણ સ્ટ્રીટમાં ખોલી, જે આજે પણ તેમના ત્રણ જમાઇઓ શ્રીયુત સુરજસિંહ સુગરસિંહ, શ્રીયુત નવરંગસિંહ ગુરૂબક્ષસિંહ અને શ્રીયુત સર્વાધારસિંહ અયોધ્યાસિંહ ચલાવે છે.

પિતાથી જુદા પડયા પછી શ્રી રામચંદ્ર શેઠને ઘણાં સંકટો સહન કરવાં પડેલાં અને આર્થિક મુશ્કેલીઓ પણ ભારે વેઠવી પડેલી. એ અરસામાં ચાલુ વ્યવહાર માટે પોતાની પાસે નાણાંની જોગવાઇ નહોતી એવા સંજોગમાં એમનાં મોટાં પુત્રી શ્રી સુંદરબાઇના લગ્નનો પ્રસંગ ઉપસ્થિત થતાં તેમણે ભારે હિમ્મત રાખી તથા સાહસ કરીને તે પ્રસંગ પોતાના કુટુંબના ભોભાને છાજે તેવી ઉદાર રીતે ઉજવ્યો હતો.

પિતાની પાસેથી વારસો મેળવવા તેમને કોર્ટનો આશરો લેવાની દુઃખદાયક જરૂર પડી, જેમાં પિતા પુત્ર બન્નેને હજારો રૂપિયાનું ખર્ચ થયું, અને છેવટે શ્રી રામચંદ્ર શેઠે લાખોની મિલ્કતમાંથી માત્ર રૂપિયા પચીસ હજાર સ્વીકારીને વારસાહક્કની

ફારકતી લખી આપી. ત્યાર પછી પ્રારબ્ધ અને પુરૂષાર્થના પ્રતાપે તેમના ધંધાની ભારે ખીલવણી થઇ અને તેઓ લાખોપતિ થયા. તેમના જીવનમાં તેઓ આર્થિક સ્થિતિએ અને સામાજીક દરજ્જે પિતાના જેટલી ઉંચી પાયરીએ પહોંચ્યા હતા, અને સ્વર્ગવાસ વખતે આઠ લાખ રૂપિયા પોતાની પાછળ મુકી ગયા હતા. ધનવાન થવા માટે ધનની જરૂર નથી, પણ પ્રમાણિકપણું, સત્ય, ટેક અને પુરૂષાર્થની જરૂર છે, એ હકીકત એમના જીવનમાંથી ફલિત થાય છે. તેઓ સંવત ૧૯૮૨ માં એકાવન વરસની ઉંમરે પોતાની પાછળ ત્રણ પુત્રીઓ સૌ. સુંદરબાઇ, સૌ. જયકોરબાઇ, સૌ. લીલાવતીબાઇ અને ધર્મપત્ની ભાગીરથીબાઇ (બાઇ કુન્દનકુંવર)ને શોકસાગરમાં મુકીને સ્વર્ગવાસી થયા હતા.

પોતાની હૈયાતીમાં પોતે કરેલ પુણ્યદાન અને સખાવતો ઉપરાંત તેમના સ્વર્ગવાસ પછી તેમના વીલની રૂએ તેમના ટ્રસ્ટીઓએ રૂપિયા ૨૩૮૬૫૯ ના ખર્ચે કરેલ સખાવતનાં કાર્યોની યાદી.

(૧) રૂપિયા ૮૩૦૦૦) અંધેરીમાં રામચંદ્ર લાલજી સેનેટોરીયમ બંધાવવા માટે અને રૂપિયા ૧૫૦૦૦) તેના નિભાવ માટે. (૨) રૂ. ૪૦૦૦૦ મૈનપુરીમાં કન્યા વિદ્યાલયનું મકાન બાંધવા માટે અને રૂ. ૪૦૦૦૦) તેના નિભાવ માટે. (૩) રૂ. ૨૧૫૧૧) પંઢરપુર અનાથાશ્રમને, (૪) રૂ. ૧૨૨૩૩) આગ્રા અનાથાશ્રમને. (૫) રૂ. ૧૧૨૦૦) શ્રી કર્વે યુનીવર્સિટીમાં પોતાનાં માતુશ્રી હીરાબાઇના નામની શિષ્યવૃત્તિ માટે. (૬) રૂ. ૫૭૧૫) શ્રી ગોવર્ધન સંસ્થા વાઇને ગૌચર માટે જમીન ખરીદવા, (૭) રૂ. ૫૦૦૦) ડોંબીવલી ગોગ્રાસ મંડળને ગૌચર માટે જમીન ખરીદવા અને (૮) રૂ. ૫૦૦૦) નડીયાદ હિંદુ અનાથાશ્રમને પોતાના સ્વ. પુત્રી બેન રાધાબાઇના પૂણ્યાર્થે. આ સિવાય એક અનાથાશ્રમ હજુ બંધાવવાનું છે.

સ્વ. શેઠ ગિરિધરદાસ જેઠાભાઇ. જે. પી., સુનીતિ ભાસ્કર.

લોહાણા જ્ઞાતિના એક આગેવાન અને શુભેચ્છક.



**Late Sheth Giridhardas Jethabhai.** J. P. Suniti Bhasker.

A Leader and Welwisher of the Lohana Community

સ્વ. શેઠ ગિરિધરદાસ ભાઈ ન્યાતે લોહાણા હતા. તેમનો જન્મ હિંદુઓના પવિત્ર ધામ દ્વારકાપુરીમાં સંવત ૧૯૧૪ ના શ્રાવણ શુદ બીજ, સને ૧૮૫૮ ના ઓગસ્ટની તારીખ ત્રીજી ને બુધવારના રોજ થયો હતો.

એમના વડિલો દ્વારકામાં નગરશેઠનું ઉપનામ ધરાવતા હતા. એમના પિતા શ્રી જેઠાભાઇ દેવજી દ્વારકાથી સંવત ૧૮૯૦ માં ધંધાર્થે પ્રથમ મુંબઇ આવેલા. મુંબઇમાં તેમણે ગામઠી કાપડની દુકાન ખોલેલી અને કમીશન એજન્ટનું કામ પણ શરૂ કરેલું, પરંતુ ભાગ્યદેવીની અકૃપાથી ધંધામાં તેમને ખોટ ગઇ અને ગુજરી ગયા ત્યારે વારસામાં શ્રી ગિરિધરદાસભાઇને રૂપિયા ત્રણ હજારનું કરજ આપતા ગયા. ભવિષ્યમાં પોતાની સ્થિતિ સારી થતાં શ્રી ગિરિધરદાસભાઇએ ત્રીસ વરસ પછી એ કરજ ચૂકવી પોતાના પિતાને ઋણમુક્ત કરેલા. મુદતના બ્હાને લેણીયાતોને નવરાવી નાખતા શ્રીમંતોએ શ્રી ગિરિધરદાસભાઈનું આ દ્રષ્ટાંત અનુકરણ કરવા જેવું છે.

શ્રી ગિરિધરદાસભાઇની બાલ્યાવસ્થા દ્વારકામાંજ વ્યતીત થયેલી, તેમજ તેમણે શરૂઆતનો ગુજરાતી ચાર ચોપડી સુધીનો અભ્યાસ પણ ત્યાંજ કરેલો, ત્યાર પછી મુંબઇની બુધ્ધિવર્ધક શાળામાં સાત ગુજરાતી સુધી અને ત્રણ અંગ્રેજી સુધી અભ્યાસ કરેલો. પિતાની આર્થિક સ્થિતિ સારી ન હોવાના કારણે તેઓ વધારે અભ્યાસ કરી શક્યા નહિ, અને બાર વરસની કુમળી વયે સ્વ. શેઠ કાળીદાસ જુઠાને ત્યાં માસિક આઠ રૂપિયાના પગારથી નોકર રહ્યા. આઠ માસ ત્યાં રહ્યા પછી શેઠ કાળીદાસ જુઠાએ, કાળીદાસ ધરમશીના નામની નવી દુકાન ખોલીને ત્યાં ગિરિધરદાસભાઇની નિમણુક કરી, જ્યાં તેમણે સાત વરસ સુધી નોકરી કરી. તે સમય દરમ્યાન તેમણે

મેળવેલી કુનેહ, તીવ્રબુદ્ધિ, વ્યવહારકુશળતા વિગેરેથી પ્રસન્ન થઇને સંવત ૧૯૩૬ના કારતક સુદ એકમથી તેમને એ પેઢીના એક ભાગદાર બનાવવામાં આવ્યા.

આમ જે પેઢીમાં પોતે ટુંક પગારથી નોકર રહેલા, તેજ પેઢીના શ્રી ગિરિધરદાસ પ્રારબ્ધ અને પુરૂષાર્થના યોગે એક ભાગ-દાર થયા.

ધંધામાં અનુકૂળતા આવતી ગઇ તેમ તેમ શ્રી ગિરિધરદાસ-ભાઇ જ્ઞાતિસેવા અને પરોપકારનાં કાર્યોમાં પણ લક્ષ આપવા લાગ્યા, અને પોતે ધાર્મિકવૃત્તિના હોઇને ત્રણચાર વખત સહકુટુંબ જાત્રા પણ કરેલી, જેમાં પંદર વીસ હજાર રૂપિયા ખર્ચેલા.

પોતાની જ્ઞાતિ માટે શ્રી ગિરિધરદાસભાઇ સારી લાગણી રાખતા હતા, અને જ્ઞાતિહિતનાં કાર્યોમાં આગળ પડતો ભાગ લેતા હતા, જેને લઇને તેઓ જ્ઞાતિના એક અગ્રેસર લેખાતા, આજે પણ તેમની તેવી ગણત્રી થાય છે.

તેમણે અનેક કષ્ટો વેઠી, અનેક મુશ્કેલીઓને હઠાવી, અવિરત શ્રમ કરી, પોતાની જ્ઞાતિને વ્યવસ્થિત કરવામાં પોતાના આયુષ્યનો કિંમતી ફાળો આપેલો. જેના પરિણામે અનેક તડામાં વિભક્ત થયેલી હાલાઇ લોહાણા જ્ઞાતિ આજે હંમેશનાં વ્યાવહારિક કાર્યો સરળતાથી કરી શકે છે અને તેમના પ્રયાસથી તે જ્ઞાતિ હાલાઇ લોહાણા મહાજન તરીકે એકત્રિત થઇ છે તથા તેનું કાયદેસર રીતે ટ્રસ્ટડીડ બન્યું છે. તેમની તે મહેનત અને જ્ઞાતિસેવાની લાગણી અનુકરણીય છે.

કાપડ બજારમાં પણ તેઓ સારૂં માનપાન ધરાવતા હતા, અને તેને લઇને તેઓ પાંચ વરસ સુધી કાપડ બજારના મંડળના સેક્રેટરી હતા. કેટલીક કંપનીઓના ડીરેકટર હતા,

કેટલીક પેઢીઓના સલાહકાર હતા, કેટલીક સંસ્થાઓના આગેવાન હતા, અને કેટલીક મિલ્કતોના ટ્રસ્ટી હતા.

ગરીબ સ્થિતિમાંથી આપબળથી આગળ આવીને શ્રી ગિરિધરદાસભાઇએ સારો પૈસો તથા પ્રતિષ્ટા મેળવ્યાં હતાં, અને ઇશ્વરે પોતાને આપેલ સંપત્તિનો તેમણે ઉપયોગ પણ સારો કર્યો હતો. તેમની હંયાતીમાં તેમના હાથે થયેલ શુભ કાર્યોની નોંધ નીચે મુજબ છે:—

(૧) ૧૯૫૦ માં તેમણે પોતાની જન્મભૂમિ દ્વારકામાં એક અન્નક્ષેત્ર ખોલેલું, જ્યાં આજે પણ હંમેશ ત્રીસ અનાથોને અન્નદાન મળે છે. (૨) તેજ વરસથી તેમણે પોતાની જ્ઞાતિના અમુક વિદ્યાર્થીઓને પુસ્તકોની મદદ આપવાનું ચાલુ કરેલું, (૩) સંવત ૧૯૬૦ માં તેમણે બે શિષ્યવૃત્તિઓ ચાલુ કરેલ, એક પોતાની કોમના વિદ્યાર્થી માટે અને બીજી વિદ્યાર્થિનીને માટે. (૪) સંવત ૧૯૬૬ માં પોતાના એક જ્ઞાતિબંધુ શેઠ મુળજીભાઇ પેરાજની સાથે જોડાઇને દ્વારકામાં, ગિરિધરદાસ જેઠાભાઇ અને મુળજી પેરાજ લોહાણા બોર્ડિંગ ચાલુ કરવામાં રૂપિયા આઠ હજાર આપેલા. (૫) પોતાનાં માતુશ્રીની ઉત્તરક્રિયા, જ્ઞાતિભોજન અને લ્હાણામાં રૂપિયા પંદર હજાર ખર્ચ કરેલ. (૬) છપ્પનીયા દુકાળ વખતે મુંબઇ, દ્વારકા અને ભાણવડ વિગેરે સ્થળોએ અનાજની જરૂરીયાતવાળા માણસોને માટે રસોડાં ચાલુ કરાવેલાં અને દ્વારકામાં ઢોર માટે સસ્તા ભાવે ઘાસ આપવાનો બંદોબસ્ત કરેલો.

આટલી સખાવતો પોતાની હૈયાતીમાં કરવા ઉપરાંત રૂપિયા સાઠેક હજારની સખાવત કરવાનું તેમણે વસીયતનામું કરેલ, તેને અંગે થયેલ સખાવતોની નોંધ નીચે મુજબ છે :—

(૧) રૂપિયા પચીસ હજારને ખર્ચે મુંબઇ અથવા માલાડમાં એક સેનીટેરીયમ સ્થાપવું, જેનો લાભ પ્રથમ પોતાના જ્ઞાતિબંધુઓને મળે. (૨) દ્વારકામાં અન્નક્ષેત્ર ચલાવવા માટેની અગાઉની રકમમાં દશ હજાર રૂપિયા વધુ ઉમેરવા અને ગાયોને ઘાસ, પાણીનો અવેડો તથા કબૂતરોને ચણ નાખવાનો પ્રબંધ તેમાંથી કરવો. (૩) રૂપિયા છ હજારના વ્યાજમાંથી જ્ઞાતિના વિદ્યાર્થીઓને પુસ્તકોની મદદ કરવી અને દર વરસે ઓર્ફનેજમાં ચોખાની બે ગુણ આપવી. (૪) પોતાની જ્ઞાતિનો યુનીવર્સિટીમાં અભ્યાસ કરતો વિદ્યાર્થી બીજી ભાષાની પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થાય તેને રૂપિયા પાંચ હજારનું વ્યાજ આપવું. તેમાં સંસ્કૃત વાળાને પહેલી પસંદગી આપવી. (૫) હાલાઇ સારસ્વત જ્ઞાતિના સંસ્કૃતમાં ઉંચે નંબરે પાસ થનાર વિદ્યાર્થીને રૂપિયા એક હજારનું વ્યાજ આપવું. (૬) દ્વારકામાં પોતાના નામથી ચાલતી બોર્ડિંગ-માં રૂપિયા એક હજાર વધારે આપવા. (૭) રૂપિયા એક હજારનું વ્યાજ હાલાઇ મહાજન નિરાશ્રિત ફંડમાં આપવું. (૮) રૂપિયા દોઢ હજારના વ્યાજમાંથી દ્વારકાના પોતાની જ્ઞાતિના એક વિદ્યાર્થી અને એક વિદ્યાર્થિનીને શિષ્યવૃત્તિ આપવી.

ઉપર મુજબની બધી સખાવતો તેમના મરણ પછી બીજેજ વર્ષે તેમના ટ્રસ્ટીઓએ સ્વર્ગસ્થની મિલ્કતમાંથી રકમો કાઢીને ચુકવી આપી છે. તેમજ સેનીટેરીયમ બંધાવવામાં લખેલી રકમ કરતાં બમણો ખર્ચ કર્યો છે, જેનો લાભ પણ બહુ સારી રીતે લેવાય છે.

આ સિવાય કેટલીક નાની રકમો દેવમંદિરોમાં, ધાર્મિક તથા કેળવણીની સંસ્થાઓમાં અને પોતાના ઘરના તથા દુકાનના નોકરચાકરોને આપવાનું વશીયતનામામાં લખેલું.

એમની લાયકાતથી નામદાર સરકારે સને ૧૯૦૮ માં તેમને તે વખતે કિમતી ગણાતો જે. પી. નો ઇલ્કાબ આપેલો, જે વખતે મુંબઈના કાપડના વેપારીઓની મંડળી તરફથી, હાલાઈ લોહાણા મહાજન તરફથી અને રાજકોટ તથા જામનગરનાં મહાજન તરફથી તેમને માનપત્રો આપવામાં આવેલાં હતાં. તેમની ધાર્મિક વૃત્તિથી પ્રસન્ન થઇને શારદાપીઠના શ્રી શંકરાચાર્ય મહારાજ તરફથી તેમને 'સુનીતિ ભાસ્કર'નો ઇલ્કાબ આપવામાં આવેલો.

શ્રી ગિરિધરદાસભાઈ સંવત ૧૯૬૯ના ચૈત્ર શુદ ત્રીજ તા. ૯–૪–૧૯૧૩ના રોજ માલાડ મુકામે ૫૪ વરસની વયે સંતતિમાં ચાર પુત્રીઓ મુકીને સ્વર્ગવાસી થયેલા. તેમાંની છેલ્લી પુત્રી બેન લીલાવતી ત્રણ બાળકોને મુકીને ભર જુવાન વયે સ્વગવાસી થયેલ, અને ગંગા સ્વરૂપ બેન હીરાંબાઇ, સૌ. બેન મોતીબાઇ તથા સૌ. બેન વેલાંબાઇ હૈયાત છે, જેઓ પોતાના પિતાને પગલે ચાલી, તેમની કીર્તિ ઉજ્જવલ રાખી, પુત્રોની ગરજ સારે છે.



## શ્રીયુત ડોકટર કૃષ્ણવર્મા. એન. ડી.



**Doctor Krishan Varma, N. D.**

Founder, Natural Hilly Home, Malad.

ડોકટર વર્મા ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સને ૧૮૮૦ ના અરસામાં મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મૂળ કચ્છના વતની, જ્યાંથી એમના પિતા શ્રી નથુભાઇ દેવજી પ્રથમ મુંબઇ આવેલા. તેઓ મુકાદમીનો ધંધો કરતા હતા, અને માંડવી લત્તામાં રહેતા હતા. તેમની

આર્થિક સ્થિતિ સારી હોવાથી શ્રી વર્મા લાડકોડમાં ઉછર્યા હતા. શ્રી વર્માના પિતા સને ૧૮૮૮ માં અને તેમનાં માતુશ્રી બચુબાઇ પોતાની પાછળ એક પુત્ર અને એક પુત્રી નામે પાર્વતીબાઇને મુકીને સને ૧૮૯૬ માં સ્વર્ગવાસી થયાં હતાં.

શ્રી વર્માએ ફ્રોર્ટ હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કરીને સને ૧૮૯૫ માં ધંધાની શરૂઆત કરેલી. ખાનદેશ જીલ્લાના ચોપડા ગામમાં અને ઇંદોર તાબાના આંબાવડ ગામમાં તેમની માલીકીની જીનીંગ ફેકટરીઓ હતી, જેનો વહીવટ તેમના ફઇના દીકરા ભાઇ કરતા હતા, જીનીંગ ફેકટરીઓ ચલાવતાં તેમણે રૂનો ધંધો કર્યો અને તે અરસામાં રૂના ભાવમાં ભારે વધઘટ થવાથી લાખો રૂપિયાની ખોટ આવી, એટલે જીનીંગ ફેકટરીઓ તો તેમાં કયાંય તણાઇ ગઇ.

શ્રી વર્માએ શ્રીમંતના પુત્ર જેવું બેજવાબદાર જીવન જીવવાથી સને ૧૯૦૦ ના અરસામાં તેમને ક્ષયનું દરદ લાગુ પડયું અને તે ઘણું વધી ગયું, તેથી તેમણે માલાડમાં રહેવાનું રાખ્યું. સો ડગલાં ચાલતાં અરધો કલાક થાય અને એક સાથે દશ મિનિટ પણ બોલી ન શકાય એવી તેમની સ્થિતિ થઇ ગઇ. ૧૯૦૨ માં માલાડના ડાકટરે એમની આશા મુકી દીધી એટલે એમણે ખાનદેશમાંના પોતાના Family Doctor શ્રી અંગાદીન જેને તેઓ વાર્ષિક એક હજાર રૂપિયા આપતા હતા તેને અને પોતાના ફઇના દીકરાને પોતાની પાસે બોલાવ્યા. ડાકટરે આવીને પહેલું કામ, સાડા ચાર સો રૂપિયાના ભાડાનો બંગલો, જે થોડા દિવસજ વાપરેલો, તે દરદીને માટે અનિચ્છનીય હોવાથી, ખાલી કરાવવાનું કર્યું. ત્યાર પછી તેમણે શ્રી વર્માની સારવાર કુદરતી ઉપચારોથી ચાલુ કરી, અને જેને

માલાડના ડાકટરે સ્વીટઝર્લાંડ લઇ જવાની સલાહ આપેલી તેને માલાડમાંજ આરામ કર્યો. ત્યાર પછી એ ડાકટરે શ્રી વર્માને ડાકટર થવાનું અને કુદરતી ઉપચારોથી દરદીઓને સાજા કરવાનું દવાખાનું ખોલવાની ભલામણ કરી, જે શ્રી વર્માએ માન્ય રાખી.

ડાકટરી અભ્યાસ માટે તેઓ ગ્રાન્ટ મેડિકલ કોલેજમાં મોટી ઉંમરે દાખલ થયા અને દોઢેક વરસ ત્યાં અભ્યાસ કર્યા પછી કૉલેજ મુકી દીધી. ત્યાર પછી તેમણે હોમીયોપથી, બાયોકેમીસ્ટ્રી અને યોગની ક્રિયાઓનો અભ્યાસ કર્યો, વધુ અભ્યાસ માટે તેઓ નેપાળ તરફ ગયા, ત્યાંથી ટીબેટ જવાની તેમની ઇચ્છા હતી, પણ તેવામાં તેમના બનેવીનો મુંબઇમાં સ્વર્ગવાસ થતાં તેમને મુંબઇ આવવાની જરૂર પડી. માલાડમાં રહીને તેમણે નેચરોપથીનો સાડા ત્રણ વરસનો અભ્યાસ કર્યો અને ૧૯૨૨ માં અમેરીકાની 'નેશનલ સ્કૂલ ઑફ નેચરોપથી'નો ડીપ્લોમા મેળવ્યો.

ક્ષય જેવા ભયંકર દરદમાં કુદરતી ઉપચારોથી પોતાને આરામ થયેલો હોવાથી અને પોતાની સારવાર કરનાર ડાકટરને પોતે કુદરતી ઉપચારો બીજા દરદીઓને કરવાનું જણાવેલ હોવાથી, સને ૧૯૧૪ માં ડૉકટર વર્માએ ભાડુતી મકાનમાં 'નેચરલ હીલી હોમ'ની સ્થાપના કરેલી. ત્યાર પછી ૧૯૧૫ માં તેમણે ઘરનું મકાન બનાવવાની ઇચ્છાથી જમીન ખરીદેલી.

આ પ્રમાણે ડાકટર વર્મા ૧૯૧૪ થી કુદરતી ઉપચારો કરતા હતા, છતાં લોકોને વધારે સંતોષ આપવા માટે તેમણે ઉપર જણાવ્યું તેમ તેનો પાશ્ચિમાત્ય ઢબે અભ્યાસ કર્યો અને ડીપ્લોમા મેળવ્યો.

આજે લગભગ પચીસ વરસ થયાં ડૉકટર વર્મા દરદીઓ પર કુદરતી ઉપાયો અજમાવે છે, જે દરમ્યાન તેમણે ક્ષય,

હૃદય રોગ, લોહીનું વિશેષ દબાણુ, આંતરડાનો સોજો, સંગ્રહણી, પાંડુ અને રક્તદોષ વિગેરે દરદો સારાં કરેલાં છે. સાજા થયેલા દરદીઓની હકીકત 'રોગોમાં કુદરતી ઉપાય' નામના પુસ્તકમાં પ્રસિધ્ધ થયેલી છે, જે કુદરતી ઉપચારોમાં રસ લેનારાઓએ જોઇ જવાથી તેમને જોઇતી માહીતી મળી શકશે.

ડોકટર વર્માએ જેમને સાજા કરેલા, એમાંના એક શ્રીમંતને કુદરતી ઉપચારો પસંદ પડવાથી તેનો લાભ પોતાના જેવા બીજા દરદીઓ પણ લઇ શકે એટલા માટે ડોકટર વર્માની માલેકીની જમીન ઉપર સને ૧૯૩૯માં મકાન બંધાવી આપેલ છે, અને કેટલાંક સાધનો લઇ આપેલાં છે.

ડોકટર વર્માની હોસ્પીટલમાં Ultra Violet Ray, Infra Red Ray, Electric Bath Apparatus, Shower Bath Apparatus, Cromo Cabin, Steam Bath Apparatus અને Colon Fluction વિગેરે પાશ્ચિમાત્ય સાધનો છે. દરેક દરદના દરદીઓને રાખવાની સગવડ ઉપરાંત સુવાવડખાનું પણ છે, અને First Aid, Mother Crafts તથા Nursery વિગેરેનું શિક્ષણ પણ અપાય છે.

વરસો થયાં ચાલતી ડોકટર વર્માની હોસ્પીટલમાં નવાં બંધાયેલ મકાનની ઉદ્દ્ઘાટન વિધિ તા. ૨૨–૪–૩૯ના રોજ મુંબઇ સરકારના ગૃહસચિવ શ્રી કનૈયાલાલ મુનશીના હસ્તે કરવામાં આવી ત્યારે શ્રી મુનશીએ કહેલું કે:—

"હિંદુસ્તાનમાં ઋષિઓ પરંપરાથી યોગસાધનાને નામે આવી કુદરતી ઇલાજોની ક્રિયાઓ કરતા આવ્યા છે. તેમાં હાલનાં પશ્ચિમના સાયન્સનાં સાધનો ઉમેરીને આવી ઉત્તમ હોસ્પીટલ આજે ખોલવામાં આવી છે. આવાં સાધનોની હાલમાં ઘણી

જરૂર હતી, જે મેળવવા બદલ ડૉક્ટર કૃષ્ણ વર્માને શાબાશી ઘટે છે."

ડૉક્ટર વર્માનાં લગ્ન બે વખત થયેલાં, જેમાં પહેલાં પત્નીથી એમને ત્રણ બાળકો થયેલાં, પણ ત્રણે બાળકો સ્વર્ગવાસી થઇ ગયાં છે. પહેલાં પત્નીના સ્વર્ગવાસ પછી એમણે બીજું લગ્ન કરેલું. એમની સાથે એમનો ગૃહસ્થાશ્રમ લગભગ ચાળીસેક વરસ ચાલ્યા પછી એમનાં પત્ની સને ૧૯૩૯ માં સ્વર્ગવાસી થઇ ગયેલાં. ડૉક્ટર વર્માનાં એ પત્ની તેમનાં મોટામાં મોટાં સહાયક, સલાહકાર અને સ્ત્રીજાતિ હોવા છતાં બહાદુર બાઇ હતાં. ડૉક્ટર વર્માએ એમના પરના પ્રેમને લઇને એમને પોતાના આંગણાંમાંજ અગ્નિદાહ આપેલો અને તે જગ્યા પર તેમનું સ્મારક ઉભું કરીને તેમાં તેમની છબી મુકી છે અને સવાર સાંજ ત્યાં ધુપ, દીપ તથા ફુલહાર વિગેરે ચડાવવામાં આવે છે. ડૉક્ટર વર્માની આ પત્નીભક્તિ બદલ તેમને ધન્યવાદ ઘટે છે. આપણા સમાજમાં ઇશ્વરકૃપાથી પતિવૃત્તા સ્ત્રીઓ તો સારા પ્રમાણમાં છે, પણ પત્નીભક્તો ઘણા ઓછા છે.

ડૉક્ટર વર્મા ચુસ્ત આર્યસમાજીસ્ટ છે. એમનો દેખાવ સાવ સાદો છે. કોઇ અજાણ્યો માણસ તેમને ડાક્ટર ધારે નહિ એવી રીતે તેઓ રહે છે.

કુદરતી ઉપચારો પરનો પ્રેમ, પત્નીભક્તિ, નિડરતા અને સરળતા ડૉક્ટર વર્માના જીવનમાંથી ગ્રહણ કરવા જેવા ગુણો છે.



# હરિભક્તિપરાયણ શેઠ છોટાલાલ બાપુભાઇ.

શ્રી નરનારાયણ મંદિરના 'સત્સંગ મંડળ'ના એક આગેવાન.



**Haribhaktiparayan Sheth Chhotalal Bapubhai.**

A Leader of the Satsang Mandal in the Nar Narayan Temple.

શેઠ છોટાલાલભાઇ ન્યાતે નાગર વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૩૪ ના અરસામાં વીસનગરમાં થયો હતો. એમના પિતાશ્રીનું નામ બાપુભાઇ નાથુભાઇ અને માતુશ્રીનું નામ ઉમિયાબાઇ.

તેમના પિતા વડોદરા રાજ્યની નોકરીમાં હતા.

શ્રી છોટાભાઇ સંવત ૧૯૫૧ માં પહેલી વાર મુંબઇ જોવા માટે આવેલા ત્યારે મુંબઇ તેમને પસંદ પડયું, એટલે સંવત ૧૯૫૨ માં પાછા બીજી વાર આવ્યા, પણ એ વખતે મુંબઇમાં પ્લેગ ફાટી નિકળવાથી તેમને પાછા જવું પડયું. પ્લેગ શાન્ત થતાં મુંબઇ જવાની તેમની જીજ્ઞાસા જાગૃત થઇ અને પોતાના પિતા સિદ્ધપુરમાં પોતાના હોદ્દા પર હતા ત્યારે તેમને જણાવ્યા વગર આંગળી પરની સોનાની વીંટી વેચીને મુંબઇ પહોંચી ગયા.

સંવત ૧૯૫૨ થી ૧૯૬૬ સુધી તેમણે નાથા રંગજીની પેઢીમાં રહીને કામ કર્યું, અને શેઠનું મન જીતી લીધું. શેઠની તેમના પરની લાગણી જોઇને પેઢીના બીજા માણસો તેમની અદેખાઇ કરવા લાગ્યા. શ્રી છોટુભાઇ તેથી એ પેઢીમાંથી છુટા થયા અને માંડવીના લત્તામાં પોતાના નામથી પેઢી ચાલુ કરી.

વેપારમાં તેમની કમાણી દર વરસે વધતી ને વધતી ચાલી, અને તેમાં તેમણે સારો પૈસો તથા પ્રતિષ્ટા પ્રાપ્ત કરી.

મુંબઇમાં કાલબાદેવીના રસ્તા પર નરનારાયણનું મંદિર છે, તેમાં પ્રસિધ્ધ ઉપદેશક સ્વ. ભક્તરાજ શ્રી જાદવજી મહારાજ નીતિ ભક્તિનો બોધ આપતા. એમના બોધથી હજારો માણસો સન્માર્ગે વળેલા એ સુવિદિત વાત છે. તેમનો ઉપદેશ સાંભળવા ભક્તજનોનો મોટો સમુદાય નરનારાયણના મંદિરમાં એકત્ર થતો હતો.



સ્વ. પરમપૂજ્ય ભક્તરાજ શ્રી જાદવજી મહારાજ અને શ્રી નરનારાયણના મંદિરમાં ભજન કરતું તેમનું 'સત્સંગ મંડળ.'

પરમપૂજ્ય ભક્તરાજ શ્રી જાદવજી મહારાજનું ટુંકું સચિત્ર જીવનચરિત્ર આ પુસ્તકની પહેલી આવૃત્તિમાં પહેલી જ વાર

પ્રસિદ્ધ થયું છે, અને એમના સ્વર્ગવાસ પછી 'શ્રી જાદવ ભગવદ્ ગુણુકીર્તન' નામના પુસ્તકમાં તેમનું જીવનચરિત્ર તથા તેમનાં ભજનો પ્રસિધ્ધ થયાં છે, તે જીજ્ઞાસુઓએ વાંચવા તસ્દી લેવી. એમના સ્વર્ગવાસ પછી એમના સુપુત્ર પરમ પૂજ્ય ભક્તરાજ શ્રી હરિદાસજી મહારાજે પુરૂષ વર્ગમાંની એમની કામગીરી તથા એમનાં સુપુત્રીઓએ સ્રીવર્ગમાંની એમની કામગીરી સંભાળી છે.

પરમ પૂજ્ય સ્વ. ભક્તરાજ શ્રી જાદવજી મહારાજનાં દર્શન કરવા તથા તેમના ઉપદેશામૃતનું પાન કરવા મુંબઇનાં અને બહાર ગામનાં સંખ્યાબંધ નરનારીઓ હમેશાં હાજરી આંપતાં તેવીજ રીતે હાલ પણ આપે છે. મુંબઇમાં વસતાં અને મુંબઇમાં બહાર ગામથી આવતાં નરનારીઓએ આ સ્થળની મુલાકાત લેવા જેવી છે.

પોતાની વીસ વરસની ઉંમર હતી ત્યારથી શ્રી છોટાભાઇ ભક્તરાજના મંડળમાં જતા હતા. તેમને ભક્તરાજ પ્રત્યે અત્યંત પ્રેમ અને પૂજ્યભાવ હતો અને તન, મન તથા ધનથી તેઓ તેમની સેવા કરતા હતા. રાતના સુવાનું પણ તેમણે ત્યાંજ રાખ્યું હતું. સંવત ૧૯૮૮ ના હુલ્લડમાં હુલ્લડખોરોએ છોટાલાલ શેઠની દુકાન લુંટી અને ચોપડા વિગેરે બાળી નાખ્યું તેના ખબર સ્વ. ભક્તરાજ શ્રી જાદવજી મહારાજને વહેલી સવારે મળતાં તેમણે શ્રી છોટાભાઈને ઉઠાડીને એ દુઃખદ સમાચારની વાત કરી. એ સમાચાર સાંભળીને શ્રી છોટાભાઇએ જણાવ્યું કે હું તો આ સમાચારને દુઃખદ નહિ પણ સુખદ માનું છું. ભગવાનની ઇચ્છા પ્રમાણે થયું એમાં દુઃખ શું? અને હું દુકાનમાં સુતો નહોતો તેથી બચી ગયો એનો આનંદ માનવાને બદલે માલ મિલ્કત ગયાનું દુઃખ શા માટે માનવું? માટે જીવ બચ્યા બદલ ચાલો ઇશ્વરનો ઉપકાર માનીએ અને તેની પ્રાર્થના કરીએ.

શ્રી છોટાભાઇની આવી શ્રધ્ધા અને દુઃખમાં પણ દૃઢતા જોઇને મહારાજશ્રીનો એમના પરનો પ્રેમ વધ્યો અને તેમણે તેમને પોતાના 'સત્સંગ મંડળ'ની વ્યવસ્થાનું કામ સોંપ્યું, જે એમણે પ્રેમથી ઉપાડી લીધું, અને 'મેં તો દુકાન માંડી પ્રભુના નામની રે!' એમ કહીને પોતાની પેઢી છોડીને વાર્ષિક વીસ હજાર રૂપિયાની આવક જતી કરી, અને હાથમાં માળા લઇ લીધી. ટુંકામાં ત્યારથી તેમણે લૌકિક પેઢી બંધ કરી અને અલૌકિક પેઢી ચાલુ કરી. ત્યારથી આજ સુધી તેઓ 'સત્સંગ મંડળ'ની સાથે એક ગાંઠથી જોડાયા છે, અને તેમાં ઓતપ્રોત થઇ ગયા છે. 'સત્સંગ મંડળ' તથા પૂજ્ય મહારાજશ્રીના કુટુંબ સાથે તેઓ આત્મીય જેવો સંબંધ રાખે છે.

ભકતને લોકલાજ હોય નહિ, એટલે તેનો ત્યાગ કરવા માટે તેમણે નાચતાં નાચતાં અને ગાતાં ગાતાં હરિનામ લેવાની અને લેવરાવવાની રીત અખત્યાર કરેલી છે. નાગર વાણીયાની ધનવાન અને આબરૂદાર કોમમાં આજ સુધી કોઇ નાચ્યું નથી એમ તેમને સમજાવતાં તેમણે જવાબ આપેલો કે ઇશ્વરનું ભજન કરવામાં શરમ શી? અને પરવા કોની? આમાં શું ખોટું કામ કરવું છે કે શરમાવું? ભકત મુડદાલ ન જોઇએ, એ તો 'નાચત કુદત વૈકુંઠ જાવત' માં માનવાવાળો જોઇએ.

તેઓ નાચતાં કુદતાં ધૂન મચાવે છે ત્યારે ૬૨ વરસની વૃદ્ધ વયે પણ નવજુવાન જેવા લાગે છે, અને 'સત્સંગ મંડળ'માં આનંદની હેલી વરસે છે.

શ્રી છોટાભાઇએ માન અપમાન તથા લોકજાજાને તિલાંજલિ આપીને આ રીતે સાધુપણું ધારણ કર્યું, એમની સાધુતા ગેરૂના રંગથી નહિ પણ જ્ઞાનના રંગથી રંગાએલી છે, તેઓ

તનથી નહિ પણ મનથી સાધુ બન્યા છે, વસ્ત્રોને રંગ ચડાવીને નહિ પણ હૃદયને રંગ ચડાવીને સાધુ બન્યા છે. ૩૪ વરસો સુધી સ્વ. ભક્તરાજ શ્રી જાદવજી મહારાજનાં ચર્ણાવિંદમાં બેસીને તેમણે તેમના ઉપદેશામૃતનું પાન કર્યું છે, અને દેહનો આનંદ મુકીને આત્માના આનંદ તરફ તેઓ વળ્યા છે. તેઓ પ્રભુને ભજે છે તે પ્રભુ અર્થેજ, કોઇ કામનાથી નહિ.

શ્રી છોટાભાઇએ દાનપુણ્ય ઘણું કર્યું છે, પણ ગુપ્ત, પ્રભુ પ્રીત્યાર્થે, નામના માટે નહિ. તેમણે આખા હિંદની તીર્થયાત્રા, ઉત્તરમાં હિમાલયથી દક્ષિણમાં કન્યાકુમારી સુધી અને પૂર્વમાં જગન્નાથથી તે પશ્ચિમમાં દ્વારકા સુધી કરી છે, પણ તે જોવા કે ફરવાના હેતુથી નહિ, કેવળ યાત્રા અર્થેજ.

'પહેલી પૂજા પેટુબાની અને પછી વિઠુબાની' એમ નહિ, પણ જેણે આપણને અવતાર આપ્યો છે, જે આપણને જીવતા રાખે છે અને આપણી જરૂરીયાતો પૂરી પાડે છે તે પરમેશ્વર પહેલાં અને ત્યાર પછીજ વેપાર વ્હેવારનાં કામ, એવી સમજણ રાખીને તેઓ સહુથી પહેલાં મંદિરમાં જતા અને પછી બીજાં કામ કરતા.

મુંબઇના નરનારાયણના મંદિરમાંનાં 'સત્સંગ મંડળ' માં જે ભજનાનંદ રેલાતો તેવો આનંદ પોતાના ગામમાં પણ રેલાય એવી શુભેચ્છાથી તેમણે પોતાના જેવા વિચારના માણસોના સહકારથી સંવત ૧૯૬૨ ની વામન જયંતીના શુભ દિવસે ત્યાં તેવું મંડળ શરૂ કરાવેલું, જે આજ સુધી એવાજ ઉત્સાહ પૂર્વક ચાલુ છે. તે શિવાય તેમણે વીસનગર પાસેના જોટાણા નામના ગામમાં ભજનાશ્રમ પણ બંધાવેલ છે, અને 'સત્સંગ મંડળ'ને કેટલાંક પુસ્તકો છપાવી આપીને વિના મૂલ્યે તેની લ્હાણી કરી છે.

ચારિત્ર્ય, શિક્ષણ અને વિનોદની ત્રિવેણીના સંગમ રૂપ

# નરોત્તમ બાલ ગ્રંથાવળિ

## નાં પુસ્તકો ઉગતી પ્રજાના હાથમાં મૂકો.

**દર મહિને એક પુસ્તક પ્રસિદ્ધ થાય છે.**

**વાર્ષિક લવાજમ**–હિંદમાં રૂા. બે. પરદેશ પાંચ શીલીંગ. છુટક ૩ આના.

**બધાં પુસ્તકો સિદ્ધહસ્ત બાલસાહિત્યકાર શ્રી વલ્લભજી સુંદરજી કવિએ લખેલાં છે.**

મળવાનું મુખ્ય સ્થળ: **બાલવાચન** કાર્યાલય, **રાજકોટ.**

**મળેલા સંખ્યાબંધ અભિપ્રાયોમાંથી થોડાક અભિપ્રાયો.**

આ પુસ્તકો બાળકો સહેલાઈથી સમજી શકે એવી સરળ ભાષામાં લખાયેલાં છે. બાલસાહિત્યની અંદર આ પુસ્તકો ખરેખર નવીન ભાત પાડે છે, આશા છે કે ગુજરાત આવું બાલસાહિત્ય અપનાવી લેખકના શ્રમનો યોગ્ય બદલો આપી રહેશે. **મુંબઈ સમાચાર** (અઠવાડિક).

શાળાઓમાં, બાલ પુસ્તકાલયોમાં તેમજ મહિલા પુસ્તકાલયોમાં આવા પુસ્તકો હોવાંજ જોઈએ. **પુસ્તકાલય.**

જીજ્ઞાસુવૃત્તિવાળાં બાળકોને રસ પડે એવું આ પુસ્તક છે. **પ્રજાબંધુ.**

પુસ્તિકાઓ બાળકો હોંશે હોંશે વાંચે એવી છે. **ગુજરાતી પંચ.**

પોતાના ચિરંજીવીના સ્મરણાર્થે યોજેલી આ બાલ ગ્રંથમાળાનાં પુસ્તકો શ્રી વલ્લભજી સુંદરજી કવિએ વિશિષ્ટ હેતુસર લખ્યાં છે. સહેલી ભાષા અને સ્પષ્ટ લેખનવાળી આ ચોપડીઓ બાળકોએ વાંચવા જેવી છે.

**બાલમિત્ર.**

પુસ્તક આવતાં બારોબાર ઘરનાં બાળકોએ સાદ્યંત તે વાંચી લીધું અને પછીજ મારા હાથમાં આવ્યું. એ ઉપરથીજ આપનાં પુસ્તકની ઉપયોગિતા સાબિત થાય છે. આપનો પ્રયત્ન સફળ છે.

**શ્રી રમણલાલ દેસાઈ.**

નરોત્તમ બાલ ગ્રંથાવલી હું જોઈ ગયો છું. પોતાના પ્રિય પુત્રના પ્રેમે આ ગ્રંથાવલીને જન્મ આપ્યો છે. સ્વર્ગસ્થ નરોત્તમ માટે તેના પિતાનું આથી વધારે સારૂં કયું શ્રાદ્ધ હોઈ શકે ?

ગ્રંથાવલીનું વસ્તુ, ભાષા અને શૈલી બાલભોગ્ય અને ઉપયોગી છે. આ ગ્રંથાવલી જનતામાં પ્રચાર પામે એવી ભાવના સેવું છું.

શ્રી ગિજુભાઇ.

## સ્વ. શ્રી નરોત્તમ વલ્લભજી કવિ.

જન્મ—આસો શુદ ૬, સં. ૧૯૭૮. સ્વર્ગવાસ—અસાડ વદ ૧૪ સં. ૧૯૯૩.

(જેની યાદગીરીમાં 'નરોત્તમ બાલ ગ્રંથાવળિ' પ્રસિદ્ધ થાય છે.)



'એ મરીને પણ પોતાના દૃષ્ટાંતથી જીવેજ છે.' ગાંધીજી

## શ્રી વલ્લભજી સુંદરજી કવિ તરફથી પ્રસિદ્ધ થનાર 'મુંબઇના મહાશયો'ની બીજી આવૃત્તિ.

'બાલવાચન' માસિક અને 'કાઠીઆવાડી' અઠવાડિકના અધિપતિ, સંખ્યાબંધ પુસ્તકોના લેખક અને જાણીતા સાહિત્યકાર શ્રી વલ્લભજી સુંદરજી કવિએ સને ૧૯૨૦ માં 'મુંબઇના મહાશયો' નામનું મુંબઇનાં નામાંકિત નરનારીઓની છબીઓ અને જીવનચરિત્રોનું પુસ્તક પ્રસિદ્ધ કરેલું હતું. એ પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારે તે ખૂબ વખણાયું હતું, અને ગુજરાતી ભાષામાં સારાં પુસ્તક તરીકે તેની સત્તાવાર ગણત્રી થઇ હતી.

અંગ્રેજી ભાષામાં 'Who is Who'નાં પુસ્તકો જુદા જુદા પ્રકાશકો તરફથી પ્રસિધ્ધ થાય છે, પરંતુ 'મુંબઇના મહાશયો'નું અનુકરણ કોઇએ કર્યાનું અમારા જાણવામાં નથી, એટલે આજ સુધી એ પુસ્તક અજોડ રહ્યું છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

શ્રી વલ્લભજી કવિ તરફથી હાલમાં આ પુસ્તકની બીજી આવૃત્તિ ઘણાજ સુધારા વધારા સાથે તૈયાર થાય છે. એ આવૃત્તિમાં મુંબઇનાં તમામ લાયક નરનારીઓની છબીઓ અને જીવન ચરિત્રો દાખલ કરવાની શ્રી કવિની ઇચ્છા છે.

આ પુસ્તકમાં એમને જોઇતો સહકાર આપવાથી તેમનું કામ સરળ થશે, અને મુંબઇનાં નરનારીઓની, પુસ્તકની અને લેખકની શોભા વધશે, માટે આ કામમાં પુરતો સહકાર આપવાની મુંબઇનાં શહેરીઓને અમે હાર્દિક ભલામણ કરીએ છીએ. **મુંબઇ સમાચાર** (તા. ૧૯-૪-૧૯૩૯)
(આવીજ મતલબનું લખાણ બીજાં વર્તમાનપત્રોમાં પણ પ્રસિદ્ધ થયેલું.)

---

## Our Next Publication!

# BOMBAY

Who is Who.
Business Firms.
Institutions.
Directory.

Personalities are requested to send their photos & biographies.

Businessmen are requested to send their firms' History.

Organizers of the Institutions are reqested to send the details of their Institutions.

Others are requested to send their names with addresses.

